# લોકજીવન

યથા પ્રજા તથા રાજા.

વર્ષ ૨

વાર્ષિક લવાજમ: દેશમાં રૂ. ૩
છમાસિક ,, ,, રૂ. ૨

અમદાવાદ, ૧૫મી ઓગસ્ટ, ૧૯૪૯

વાર્ષિક લવાજમ: પરદેશમાં
રૂ. ૫; શિ. ૮



સંપાદકમંડળ

મગનભાઈ દેસાઈ — ગોપાળદાસ પટેલ
વિઠ્ઠલદાસ કોઠારી — મણિભાઈ દેસાઈ (તંત્રી)
બબલભાઈ મહેતા — જીવણજી દેસાઈ (વ્યવસ્થાપક)


## કૂતરો અને સસલું

એક બીડમાં એક સસલું ઘુંગામાંથી નીકળ્યું, તે એક શિકારી કૂતરાએ જોયું. લાગલો જ તે સસલા ઉપર તડ્યો અને તેને પકડવા દોટ મૂકી. સસલું જીવ લઈને નાઠું. કૂતરો પાછળ પડ્યો. પણ સસલું હાથમાં ન આવ્યું. તેને બોડ મળી કે તરત તેમાં તે ભરાઈ ગયું. કૂતરો વીલે મોઢે પાછો ફર્યો.

આ વખતે ત્યાંથી એક ભરવાડ જતો હતો, તેણે આ જોયું. તેને પેલા બહાદુર મનાતા શિકારી કૂતરાની મશ્કરી કરવાનું મન થઈ આવ્યું. તેણે કૂતરાને કહ્યું, 'વાહ! શી દોડવામાં તેં બહાદુરી મારી! સસલું તને હરાવી ગયું!'

કૂતરાને મશ્કરી બરોબર ચોંટી તો ગઈ, પણ તેણે ભરવાડને હાજરજવાબ વાળ્યો ને કહ્યું, 'ભાઈ, તારી વાત ઠીક છે. પણ

એક વાત તું ભૂલ્યો: પેટ માટે શિકાર કેડે નાસવું અને જીવતા રહેવા જીવ લઈને નાસવું એ બેમાં બહુ મોટો ફેર છે.'

૭–૮–'૪૯ - મગનભાઈ દેસાઈ

# સર્વોદયમાં ખેડૂત શું કરશે ?

૩

અનાજનો સદુપયોગ

સર્વોદય સમાજમાં ખેડૂત ઉપયોગી વાવેતર જ કરશે.

એ માટે વપરાતાં સાધનો ગ્રામઉદ્યોગનાં જ બનેલાં હોય એનો પૂરો આગ્રહ રાખશે.

તે જ પ્રમાણે તૈયાર થયેલા અનાજનો એ સદુપયોગ જ કરશે.

૧. ભાત સંચે ખંડાવવા નહીં જાય — ઘરમાં જાતે જ ખાંડી લેશે. હાથે ખાંડેલા ભાતમાં અનાજની કરકસર છે — આરોગ્યનું રક્ષણ છે.

૨. જુવાર, બાજરી કે ઘઉં ઘરની ઘંટીએ જ દળી લેશે. એમાં પણ અનાજનું સત્ત્વ સચવાય છે, સ્વાવલંબનનું અર્થશાસ્ત્ર કેળવાય છે.

૩. તલ હાથઘાણીમાં જ પિલાવી ચોખ્ખું તેલ જ વાપરવાનો આગ્રહ રાખશે.

૪. કઠોળને ઘરે જ ભરડી જુદી જુદી દાળ ઘરે જ તૈયાર કરી લેશે.

૫. શેરડીનો ગોળ ગામમાં જ તૈયાર કરી ગળપણ માટે ગોળ જ વાપરશે — ખાંડ ન જ ખરીદવી એવો પૂરો આગ્રહ રાખશે.

૬. મરીમસાલા પણ ઘરે જ ખાંડી લેવાનો નિયમ સાચવશે.

આમ બધી જ બાબતમાં ખેડૂત તૈયાર કરેલા અનાજ

કઠોળમાં જાતમહેનત અને સ્વાશ્રયનો ખૂબ જ આગ્રહ રાખશે. આવો આગ્રહ ખેડૂતને, ગામને અને ગામમાં વસતા બધાને જ લાભકારક છે.

જાતે જ બધું કરી લે છે એટલે યંત્રોમાં તે તૈયાર કરાવવાની પરાધીનતા દૂર થાય છે.

એ માટે વધારાની નાણાની હાનિકારક નીવડનારી લેવડદેવડમાંથી તે બચી જાય છે.

ગામની સંપત્તિ આથી બહાર ઘસડાતી અટકે છે.

નાણાની ભાંજગડ ઓછી થતાં લોભ, હરીફાઈની કુટેવો પડતી નથી.

પરસ્પર સહકાર અને સંપ કેળવાય છે.

એમાં જ સર્વોદય છે અને ખેડૂત એ સર્વોદયનો તાત ગણી શકાય.

દિલખુશ બા॰ દીવાનજી

## વાળ સ્વચ્છ અને સુંવાળા બનાવવા હોય તો

સોડા અને સાબુથી વાળ ધોઈએ છીએ ત્યારે એ સ્વચ્છ થઈ જાય છે પણ સાથે સાથે એ બરછટ બનતા જાય છે અને કેટલીક વખત ખરવા પણ લાગે છે.

વાળ જો સ્વચ્છ અને સુંવાળા રાખવા હોય, અને સારી પેઠે લાંબા વધારવા હોય અને માથું ઠંડું રાખવું હોય તો વાળ ધોવા માટે આંબળાનું પાણી અગર તો છાશ વાપરવાં અને ધોયા પછી વાળ સુકાઈ જાય ત્યારે એમાં ચોખ્ખું કોપરેલ નાખવું.

શરીરે માલિશ કર્યા પછી એને સાફ કરવા માટે પણ આંબળાં ગુણકારી છે કેમ કે એથી શરીર સાફ, ચમકદાર અને સુંવાળું બને છે.

બબલભાઈ મહેતા

# સાચી ભક્તિ

રામચંદ્રજી ચૌદ વર્ષ વનમાં રહી અયોધ્યા પાછા આવીને ભરત પાસેથી રાજ્ય સંભાળે છે. હનુમાનજીએ વનવાસ દરમ્યાન કરેલી સેવાથી સીતાજી ખુશ થઈ તેને એક મોતીનો હાર ભેટ આપે છે. હનુમાનજી હાર લઈને તેનું એક પછી એક મોતી દાંતથી કરડવા માંડે છે અને તેને ફેંકી દે છે. સીતાજી હનુમાનજીની વર્તણૂકથી નારાજ થઈ પૂછે છે: "આ શું કરે છે?" હનુમાનજી કહે છે કે, "આમાં મારો રામ છે કે કેમ તે હું જોઉં છું." જો પ્રત્યેક મોતીમાં રામ ન હોય તો મારે તેનો ઉપયોગ નથી.

પરીક્ષિતલાલ

# સિનેમાની દુનિયા

આજકાલ સુધરેલી દુનિયા નવરાશનો ઉપયોગ સિનેમા જોવામાં બહુ ખર્ચે છે, એ આપણે જોયું. વિલાયતમાં કેટલા જણ નિયમિત તે જુએ છે, તેના આંકડા પણ ગયા અંકમાં જોયા. આપણે ત્યાં પણ જોનારા લોકોનો રેલો એવો જ જબરો છે; અને તે મોટો થતો જ જાય છે.

આની પાછળ નવરાશના સદ્‌પયોગની વાત ઓછી છે. સિનેમા જોવું એ એક વ્યસન બની ગયું છે. અને આ વ્યસન દારૂ જુગાર જેમ જ પડી જાય છે. પણ એમાં ફસાયેલા માને છે એમ કે, અમે એ મારફતે શિક્ષણ પામીએ છીએ! વાત ખરી કે, સિનેમા મારફત લોકોનું અમુક શિક્ષણકામ કરી શકાય. પણ એ થાય છે ખરું? જે ફિલમો નીકળે છે, તે શું શીખવે એવી છે? તે બનાવનારાઓ પહેલો ખ્યાલ શિક્ષણનો રાખે છે કે પોતાની આવકનો? અને છેવટે જોઈએ તો, સારું શિક્ષણ કે જ્ઞાન આપે એવી કેટલી ફિલમો હોય છે?

આ મુદ્દો સમજવા જેવો છે. તેનો ચોક્કસ જવાબ આપવા માટે બારીક

તપાસ કરવી જોઈએ. ગઈ વખતે મેં કહેલું કે, અમેરિકામાં પંદર વર્ષ ઉપર એવી તપાસ થઈ હતી. તે કરનારા માણસો ત્યાંની વિદ્યાપીઠોના ૧૫–૧૬ અધ્યાપકો હતા. તેમણે પોતાની તપાસનો હેવાલ ૧૦ ગ્રંથોમાં બહાર પાડયો હતો. તેમાંથી સિનેમાની દુનિયા શું શીખવે છે તે વિષે ચોક્કસ હકીકતો રૂપે જાણવા મળે છે. આ વેળા તે થોડીક જોઈએ.

સિનેમાની ફિલમો કયા વિષય પર હોય છે, તે પહેલું જોઈએ. પેલી તપાસ-સમિતિએ દોઢ હજાર ફિલમો લઈ, તેમને વિષયવાર વહેંચી જોઈ. તેમાંની ૮૦ ટકામાં કામવાસના, સ્ત્રીપુરુષ-સંબંધ, અને ગુનેગારી એ ત્રણ મુખ્ય વિષય હતા, એમ જોવા મળ્યું!

તપાસ-સમિતિએ એક બીજી રીતે પણ ફિલમોના વિષયને તપાસ્યો. ૧૧૫ ફિલમો લઈને તેમાં ગુના કેટલા આવે છે, તે ગણી કાઢયું. તેનું પરિણામ ચોંકાવે એવું હતું — કુલ ૪૪૯ ગુના તેમાં આવતા હતા.

બીજી ૪૫ ફિલમો જોઈ તો તેમાં ૭૧ ખૂન, ૧૫૯ દરોડા, અને ૨૧ પ્રસંગ છોકરા છોકરીઓ ભગાડયાના મળ્યા!

તે લોકોએ એ પણ તપાસ કરી કે, સિનેમાની વાતોમાં જે પાત્રો આવે છે, તે કેવાં હોય છે. તેમાં એમને શું મળ્યું? ઘણાંખરાં પાત્રો શ્રીમંત હોય; ચોરી, બહારવટું કે વ્યભિચાર એમના ધંધા! બધાંની ઉંમર જુઓ તો ૨૦–૩૦ની આસપાસ હોય. તેમની રહેણી જુઓ તો અપ-ટુ-ડેટ — રાજાના જેવી હોય; પણ તે ધંધા કરતા હોય ચોર ડાકુ ને બદમાશના! સેંકડે ૮૭ ટકા સિગારેટ ખેંચતા હોય અને ૬૬ ટકા દારૂ પીતા હોય!

આ જાતના લોકો જીવનમાં શું કરવા પાછળ પડેલા છે — એ પણ પેલા અમેરિકન અધ્યાપકોએ તપાસ્યું છે. પ્રેમ સંપાદન કરવો એ ધ્યેય નંબર એક. પછી નંબર આવે ચેનબાજી, સામાવાળાને હરાવવો, ગુનો સંતાડવો, અથવા પૈસાને માટે લગ્ન કરવું, વગેરે. ફિલમોનાં સેંકડે ૭૦ ટકા પાત્રો આવા આદર્શવાળાં મળ્યાં.

ફિલમોમાં જે જોવા મળે છે તેનો સાર આ થયો. આજે આપણે ત્યાં

દેખાડાતી ફિલ્મોનો આવો અભ્યાસ કોઈએ કર્યો હોય તો ખબર નથી. પરંતુ સામાન્ય છાપ, અમેરિકાની તપાસ-સમિતિ કહે છે એવી જ જોવા મળે છે.

એટલે લોકો પોતાની નવરાશ આવી જાતની વાતો જોવા પાછળ ગાળે છે.

વારંવાર આ જાતનાં ચિત્ર હોંશથી અને રસપૂર્વક નવજુવાનો જોયા કરે, તો તેમાંથી શું થાય? જાણ્યેઅજાણ્યે તેઓ તેવા ભાવો ભણી મનથી હળવા ન બનવા લાગે? પેલી તપાસ કરનારા કહે છે કે, તરુણ સ્ત્રીપુરુષોના ખ્યાલો અને લાગણીઓ આવાં સિનેમાથી રંગાઈ જાય છે. કેટલાક લોકોએ એમને કહ્યું પણ ખરું કે, નજર કેમ તાકવી, સિગારેટ કેમ પકડવી, ડોકું કેમ મરડવું, વગેરે હાવભાવ અમે સિનેમામાંથી શીખ્યા છીએ.

અને જે નાગી કામચેષ્ટાઓ સિનેમામાં દેખાડવામાં આવે છે, તેની અસર વિષે પણ આ સમિતિએ તપાસ કરી હતી. તેમણે ૧૮૦૦ તરુણ સ્ત્રીપુરુષોને એક પ્રશ્નાવળી આપી. હાઈસ્કૂલનાં સેંકડે ૩૦ છોકરાછોકરીઓએ કબૂલ કરીને જણાવ્યું કે, કામચેષ્ટાની વિગતો અને તેના પ્રયોગો અમે સિનેમા જોઈને કરવા લાગ્યાં. સેંકડે ૪૦ જણે તો શરમથી સવાલોના જવાબ જ આપવાનું માંડી વાળ્યું. વીસ વરસની એક છોકરીએ તો એવું કહ્યું કે, "સિનેમા એ તો પ્રેમ કરવાની કળાનું 'લિબરલ' શિક્ષણ છે!"

હજી વધારે વિગતે આ અનાચાર-શિક્ષણની બાબતો આ સમિતિએ એકઠી કરી છે. ચાર પૈસા કમાઈને સ્વચ્છંદે રહેવાની ઇચ્છા સિનેમાએ જગવી, એમ સેંકડે ૪૩ છોકરીએ કહ્યું. તરુણ છોકરાઓને ફોસલાવી પૈસા કેવી રીતે કઢાવવા અને તેમને મોહવશ કરવા, એ કળા અમે સિનેમામાંથી શીખ્યાં, એમ કહેનારી છોકરીઓ સેંકડે ૩૯ હતી. સિનેમામાં જોઈ તેવી શૃંગારચેષ્ટા કોઈ પુરુષ સાથે કરવાની અનિવાર્ય કામના અમને થઈ, એમ કહેનારી સેંકડે ૪૦ છોકરી હતી.

સિનેમા જોવા જનારા કોની જોડે જાય છે, એ પણ એક ખ્યાલ કરવા જેવો મુદ્દો છે. પેલી તપાસ-સમિતિએ આ પણ જોયું હતું. તેમણે જોયું કે,

છોકરાં પોતાનાં માબાપ કે વડીલો જોડે જોવા ભાગ્યે જ જાય છે. આંકડા તપાસતાં એમ મળ્યું કે, ૧૮ વર્ષના છોકરામાંથી સેંકડે ૩૨ એકલા જ જતા હતા; પણ તે જ ઉંમરની છોકરીઓમાં એકલી જનારી ફક્ત સેંકડે ૨ જ હતી. બાકીનાં ઘણે ભાગે પોતાનાં મિત્રો સાથે જ જતાં હતાં. આ જાતની સોબત અને ઉપર જોઈ તેવી સિનેમાની વાતોનો આબેહૂબ ચિતાર, સિનેમાઘરમાં જે વાતાવરણ હોય છે, તેમાં અંધારામાં બેઠા બેઠા જોવો, એની કેવી માઠી અસર કાચા જુવાન માનસ ઉપર થાય, તે કહેવાની જરૂર નથી. અને જીવનના કયા આદર્શ તરફ એ બધું લઈ જાય, એ પણ ઉઘાડું છે.

• સિનેમાના ત્રણ મહાવિષયો છે — કામ, સ્ત્રીપુરુષસંબંધ, અને ગુનેગારીઃ તેમાંના પહેલા બે વિષે ટૂંકમાં જોયું. ત્રીજા વિષયની કથા પણ આવી જ અનાચારની છે. તે વળી આગળ ઉપર.

જેટલી કથા જોઈ તે પરથી એટલું તો સાફ દેખાય છે કે, સિનેમાની દુનિયા કોક જુદી જ જાતની છે. તેમાં જે જોઈએ છીએ તેવું આપણી ચાલુ દુનિયામાં ઓછું જ જોવા મળે છે. છતાં કાવ્ય, કળા, સંગીત, નૃત્ય અને એના જેવી બધી શક્તિ વાપરી તે મન પર ઠસે, એવું કરવામાં આવે છે. આની અસર ભયંકર થાય છે. પેલા તપાસ કરનારાઓ કહે છે કે, ઠાઠમાઠનો પોશાક, ચેનબાજ રહેણીકરણી, કલબજીવન, નાચ વગેરે જેવાં સ્વચ્છંદી મનરંજનનાં સાધનો અને અનેક જાતના મોહ જુવાનિયાં આગળ સિનેમા ઊભાં કરે છે, અને તેથી સમાજમાં અનીતિ વધે છે, એવો ચોક્સ અનુભવ થયો છે.

આ વાતમાં કેટલું બધું સાચું છે, એ તો ઘણા કબૂલ કરશે. આવી વાતોની લત લાગે એને વ્યસન ન કહેવાય તો શું કહેવાય? સમાજે એનાથી સાવધ રહીને ચાલવું જોઈએ.

૬-૮-'૪૯ મગનભાઈ દેસાઈ

**જીવન અને મરણ વચ્ચેના ગજગ્રાહમાં મદ્યપાન મરણની બાજુએ પોતાનું બળ વાપરે છે.**

# આપણી ફરજ

આ અંકથી 'લોકજીવન' એક વરસ પૂરું કરી બીજા વરસમાં દાખલ થાય છે. જે હેતુને અર્થે 'લોકજીવન' શરૂ કરવામાં આવ્યું હતું તે પાર પાડવામાં એ કેટલું સફળ થયું છે તે તો એના વાચકો જ કહી શકે. એમાં રહેલી કચાશનો, ઊણપોનો અમને પૂરેપૂરો ખ્યાલ છે અને બની શકે એટલા પ્રમાણમાં તે દૂર કરવાને અમે પ્રયત્ન કરતા રહીશું.

આમ તો, 'લોકજીવન' લખતાં-વાંચતાં શીખેલાં પ્રૌઢોને પોતાનું ભણતર તાજું રાખવામાં અને વધારવામાં મદદરૂપ થાય એટલા માટે શરૂ કરવામાં આવ્યું હતું. પણ એની સાથે સાથે બીજો એથી વધારે મહત્ત્વનો અને વધારે વ્યાપક હેતુ પણ એ કાઢતી વખતે નજર આગળ રાખવામાં આવ્યો હતો. તે એ કે 'લોકજીવન' અક્ષરજ્ઞાન પ્રાપ્ત કરેલાં પ્રૌઢોને દેશને સ્પર્શતા મહત્ત્વના સામાજિક, રાજકીય તથા આર્થિક પ્રશ્નો સમજવામાં અને એ રીતે લોકશાહી હિંદનાં જવાબદાર નાગરિક બનવામાં પણ મદદરૂપ થાય. આમ આ લોક-કેળવણીનું કામ થયું. એ જેટલું મહત્ત્વનું છે તેટલું મુશ્કેલ પણ છે. અને તેમ છતાં હિંદમાં લોકશાહીનો અપૂર્વ પ્રયોગ જો સફળ કરવો હોય તો તે પાર પાડયે જ છૂટકો. ગુજરાતમાં સેવાનાં ભિન્ન ભિન્ન ક્ષેત્રોમાં કાર્ય કરી રહેલા સેવકો પોતાનાં જ્ઞાન અને અનુભવનો લાભ લોક-કેળવણીના આ ભગીરથ કામમાં 'લોકજીવન' દ્વારા આપશે એવી આશા છે.

હિંદમાં આજે દુનિયાએ પહેલાં કદી જોયો કે સાંભળ્યો નહોતો એવો લોકશાહીનો મહાભારત પ્રયોગ થઈ રહ્યો છે. એની સફળતાનો આધાર કાયદાની કલમથી એકી વખતે પુખ્ત વયનાં હિંદનાં જે કરોડો સ્ત્રીપુરુષો મતદાર બનવાનાં છે તેમને જવાબદાર નાગરિક બનાવવામાં રહેલો છે. સુષુપ્ત અવસ્થામાં રહેલી એ પ્રચંડ શક્તિને જાગ્રત કરી યોગ્ય દિશામાં ન વાળવામાં આવે તો રુદ્ર સ્વરૂપ ધારણ કરી ખુદ લોકશાહીને જ તે ઓહિયાં કરી જશે એ વિષે શંકા નથી. આજે ચીનમાં જે

બની રહ્યું છે તે આનો સચોટ પુરાવો છે.

આમ લોકશાહીના ધારણપોષણ માટે લોકકેળવણી અનિવાર્ય છે એ વિષે શંકા નથી. પણ એ અતિ મહત્ત્વનું કામ કોણ ઉપાડે? સૌ કહેશે કે પ્રજાકીય સરકારનું એ કામ છે. સાચી વાત. હિંદની બધી પ્રાન્તિક સરકારો એનું મહત્ત્વ બરાબર પિછાને છે અને ઘણી-ખરી સરકારોએ તો એ કામનો આરંભ કરી પણ દીધો છે. આપણા મુંબઈ પ્રાન્તમાં પણ એ કામ આગળ ધપાવવા માટે પ્રાન્તની સરકારે ગુજરાત, મહારાષ્ટ્ર અને કર્ણાટકમાં વિભાગીય પ્રૌઢશિક્ષણ સમિતિઓ નીમી છે. તેને મદદ કરવા સરકારી અમલદાર પણ નીમવામાં આવ્યા છે. તેમ જ એ કામ માટેના ખરચની પણ જોગવાઈ કરવામાં આવી છે. આ તો એ કામ માટેનું વહીવટી તંત્ર ઊભું થયું. પણ એટલાથી વાતનો નિવેડો આવતો નથી. અને તે આપણે અનુભવથી જોયું છે. ગુજરાતમાં એક વરસ કરતાં વધુ સમયથી એ કામ શરૂ થયું છે. પણ તે ધારવા જેટલા પ્રમાણમાં આગળ વધ્યું છે એમ ન કહી શકાય. વળી આરંભના સમયનો ઉત્સાહ પણ આજે જોવામાં આવતો નથી. એનું એક અને સબળ કારણ એ છે કે પ્રજા તરફથી એ કામને મળવો જોઈએ તેટલો સહકાર અને ટેકો મળ્યાં નથી. અને વહીવટી તંત્રનું એવું છે કે, પ્રજાના સક્રિય સહકાર અને ટેકાથી તેને સજીવ બનાવવામાં આવે, જાગતું રાખવામાં આવે તો જ તે ધાર્યું કામ દે છે.

અને પ્રજાનો કયો વર્ગ આ કાર્યમાં જોઈતો સહકાર અને ટેકો આપવાની સ્થિતિમાં છે? બેશક કેળવાયેલા લોકોનો. એની પાસે વિદ્યા છે, સમજ છે અને સાધન પણ છે અને જેમની પાસે એ નથી તેમને એ પ્રાપ્ત થાય એ માટે એ ત્રણેનો વિનિયોગ કરવાનો તેમનો ધર્મ છે. બીજી રીતે પણ એમની તેમ કરવાની ફરજ છે. એ વર્ગ આજે જે કંઈ સારી સ્થિતિમાં છે, તેણે જે કંઈ વિદ્યા, સમજ અને સાધન પ્રાપ્ત કર્યાં છે તે પરરાજ્યના અમલ દરમ્યાન જાણ્યેઅજાણ્યે આમપ્રજાનું શોષણ કરીને જ પ્રાપ્ત કર્યાં છે. આમજનતાને ભોગે જ આપણે કંઈક ભણતર પામ્યા, તેને ભોગે જ આજે આપણે કંઈક સારી આર્થિક સ્થિતિ ભોગવી રહ્યા છીએ.

ઘણા લાંબા સમય સુધી પોતાની દુર્બળ પીઠ પર તેમણે આપણો બોજો ઉઠાવ્યો છે, હજી પણ ઉઠાવે છે. પરિણામે કરોડોની હિંદી જનતા નિરક્ષર રહી અને ગરીબાઈમાં ડૂબી ગઈ. આ સામાજિક અન્યાયના યત્કિંચિત્ પ્રાયશ્ચિત્ત તરીકે પણ આ કાર્યમાં યથાશક્તિ સહાય કરવાની આપણી અનિવાર્ય ફરજ થઈ પડે છે. આ રીતે સમાજ પ્રત્યેની આપણી જવાબદારીનું ભાન જાગે અને પરિણામે સરકારના વહીવટીતંત્ર તથા કેળવાયેલા લોકોના સક્રિય સહકારના પ્રેરક બળનો યોગ થાય તો રાષ્ટ્રઘડતરનું આ પાયાનું કામ યશસ્વી રીતે પાર પડે એમાં સંદેહ નથી.

મણિભાઈ દેસાઈ

# માતા તરફનો આદરભાવ !

આપણે જન્મ આપનાર માતા, જન્મભૂમિ, નદી અને ગાય એ ચારેને માતાના નામથી સંબોધીએ છીએ. માતા નામમાં કોણ જાણે એવું શુંય છે કે માતા કહ્યા પછી માતા માટે આપણે કશું કરવાનું રહે જ નહીં. આ વાત વિચિત્ર લાગે છે છતાં ખૂબ સાચી છે. જેને જેને આપણે માતા કહીએ તેને તેને આપણે સદાય ઉવેખતા આવ્યા છીએ.

જન્મ આપનાર માતા માટે સૌ કોઈને પોતપોતાનો આદર હોય છે. પરંતુ માણસ પુખ્ત ઉંમરનો થયા બાદ તેના સર્વે સંબંધીઓમાં ઓછામાં ઓછી ગણના માતાની કરતો હોય એવું જોવા મળે છે.

જન્મભૂમિ તરફ આપણે આજસુધી કેવો ભાવ કેળવ્યો છે તે આપણા મનને જ પૂછી જોઈએ તો ખબર મળે. સ્વરાજ મેળવવા આપણે શું કર્યું ! કેટલો ત્યાગ કર્યો ! સ્વરાજ મળ્યા પછી તેને ટકાવવામાં આપણે કેટલો હિસ્સો આપી રહ્યા છીએ. કાળાં બજાર કયા વેપારીએ નથી કર્યાં ? કાળા બજારમાંથી ખરીદી કોણે નથી કરી ! કયા ખેડૂતે અનાજના નિયમો પાળ્યા છે ? કયા સરકારી અમલદારોએ લાંચરુશવત જતાં કર્યાં છે ? બે પાંચ વ્યક્તિઓની આ વાત નથી. આપણામાંથી દર સો માણસે એંશી માણસો કેવી રીતે વર્ત્યા છે ? અને હવે પણ આપણે દેશ માટ

શું કરી રહ્યા છીએ? ગાંધીજીએ સૂચવેલી સાદામાં સાદી ખાદી પણ આપણે અપનાવી શકયા નથી. જન્મભૂમિને માતા કહ્યા પછી આપણે કશું કરવાનું રહ્યું જ નથી! સ્વર્ગાદપિ ગરીયસી એટલે કે સ્વર્ગથીયે મોટી કહીએ છીએ એ શું ઓછી વાત છે?

હવે આપણે નદીમાતાની વાત લઈએ. આપણી અનેક જરૂરિયાત પૂરી પાડતી નદીમાતાની આપણે કેવી દશા કરી છે તે જોવા ગામકાંઠે નદીનાં દર્શન કરવાં રહ્યાં. તમામ જાતની ગંદકી નદીમાં વહેવડાવી શકાય. શૌચ જવા પણ નદી-કાંઠો જ પસંદ કરાય. શહેરની ગટરો પણ નદી જ સમાવે. ગમે તેવાં રસાયનોવાળું ઉદ્યોગક્ષેત્રોનું પાણી પણ નદીએ જ પચવવાનું. નદીને માતા કહ્યા પછી તેની સ્વચ્છતા સાચવવાની જરૂર જ શી? ભક્તિને નામે સડેલાં કે કોહવાતાં ફૂલોના ઢગ પણ નદીમાં કરાય. એ ફૂલ સારાં હોય તો પણ પાણીમાં કોહવાઈ ગંદકી કરશે તેનો ખ્યાલ આપણે કરવાનો જ ન હોય. નદી તો પતિતપાવની કહેવાય. એને તો આવું જ ઘટે ને?

બીજી માતાઓ કરતાં નદીમાતા ક્વચિત્ વધારે ચમત્કાર બતાવે છે. અને એ ચમત્કારને કારણે જ કદાચ આટ-આટલો મળ પચાવવા છતાં નદીનું પાણી ચોખ્ખું રહી શકતું હશે.

હવે રહી ગાયમાતા. તેની આપણે ત્યાં કેવી દશા છે તે કોણ નથી જાણતું! મારા ખેતર સિવાય બીજાના ખેતરમાં ગાય ભેલાડ કરે તો તે ખેતરવાળાએ ગાયમાતા પ્રત્યે સદ્વર્તન જ ચલાવવું જોઈએ. નહીં તો તે ગાયમાતા માટે આદર રાખતો નથી એમ કહેવાય.

ગાયમાતા માટે આદર બતાવવાના અનેક પ્રસંગો આવે છે. શુભ શુકન જેવા ગાયમાતા ઉપયોગી ગણાય. વળી પડોશીનું અનાજ ગાય ખાઈ જાય અને પડોશી તેને લાકડી મારે ત્યારે ગાય-માતા પ્રત્યે આદર બતાવી શકાય. ખેડૂતો ખેતરમાં ભેલાડ કરવા બદલ ગાયને ડબ્બામાં પૂરવા જાય ત્યારે આદર બતાવી શકાય.

ગાયમાતાને હરાયું ઢોર બનાવી શકાય. ફક્ત તેના ચારા માટે ખેતર લઈ ત્યાં ઘાસ ઉગાડી ગાયોને ચરવાની સગવડ ન આપી શકાય. ગાયથી મળતા

લાભ લઈ શકાય. ગાયમાતા માટે ઘસાઈ ન શકાય. બીજાને ઘસાવાની શિખામણ દઈ શકાય. ગાય પાળનારાઓ ગાયોને સારી રીતે રાખે તેવી ફરજ ન પાડી શકાય. તે ગાયને ઘર ઘરનો એઠવાડ ખવડાવે તો તે નભાવી લેવાય. રખડતી ગાય આવી હોય તો તેને પણ આપણે તો એઠવાડ આપીને જ સંતોષ માનવાનો. ગાય પાળનારાઓએ ગાયોને અમુક જ રીતે રાખવી જોઈએ, તેમ કરતાં તેને જે જે અગવડો આવતી હોય તેનો સૌએ મળી નિકાલ કરવાનો અને એવાં કામ ગાયમાતાની બાબતમાં ન થઈ શકે. ગાયમાતાને ખેતરો ભેલાડવાનો પટ્ટો આપી શકાય. શેરી શેરીમાં ગમે તેમ ભટકતી અને એઠવાડ ખાતી કરી શકાય. તેમ કરતાં રોકવા કોઈ પગલાં લે તો તેનો પણ વિરોધ કરી શકાય. છેવટે તો ગાય માતા જ ને!

આપણે માતા તરફ સાચો આદરભાવ કેળવતાં ક્યારે શીખીશું?

બબલભાઈ ગાંધી

## ખોટી સમજ

શ્રી નાનાભાઈએ હમણાં ગ્રેડ (દરજ્જા) વિષે વાત કરી. એ કલ્પના આપણી પાસે કયાંથી આવે છે? એક કુટુંબ હોય ને તેમાં પાંચપચીસ માણસ હોય તો તેની અંદર અંદર ગ્રેડની વાત કદી આવે છે કે? એમ માણસજાત એક કુટુંબ છે એમ માનીએ તો ગ્રેડની કલ્પના નહીં આવે. ગ્રેડની કલ્પના સાથે પૈસાનો સંબંધ છે. એ સિવાય એમાં કોઈ ઝઘડો નથી. પૈસાથી બધું મળે છે એ ભ્રાંતિ ફેલાઈ ગઈ છે અને એ કાઢવી મુશ્કેલ છે. જેની પાસે પૈસા છે એની પાસે બધું છે એમ મનાય છે. સૌ સમજે છે કે, ધનિક લોકોના ઘરની સ્થિતિ સારી નથી હોતી છતાં પોતાની દીકરી પૈસાવાળાને પરણે એમ સૌ ઇચ્છે છે. તેનું કારણ એ છે કે ત્યાં તેને નોકરચાકર મળે એવી આશા હોય છે. આ ભ્રાંતિની પાછળ મૂળ ભ્રાંતિ એ છે કે, જેટલા પ્રકારે ઇન્દ્રિયોને ઓછું કષ્ટ પડે એ મોટું ભાગ્ય ગણાય છે. આ ઊલટી સમજ છે. પણ એક વાર ભ્રાંતિ પેસી જાય તે જલદી નીકળતી નથી. ધન માણસના માટે છે પણ એથી ધનવાન લોક સુખી થાય છે કે નહીં એ કોઈ જોતું નથી. મને એ દુઃખી લાગે

છે. પણ એ પોતે પણ તે કબૂલ નહીં કરે. શું શરીરની દૃષ્ટિએ ધનવાન સુખી છે? તો પછી તેમને ઘેર આટઆટલા વૈદ-દાક્તરોની શી જરૂર? તેઓ તંદુરસ્ત હોય તો દાર્જિલિંગ વગેરે સ્થળોએ હવાફેર માટે શા માટે જાય? અને બુદ્ધિ મળી હોય તો એમના દીકરા પહેલે નંબરે આવે છે કે? કેટલા ધનિકના દીકરા ત્યાગી સાધુ થાય છે? આમ શરીર અને બુદ્ધિથી એ બીમાર છે. સુખ એને શોધવું પડે છે. આ રીતે જોઈએ તો જેમ બીમાર માણસ પૈસા વધારે ઇચ્છે એમ ગ્રેડ વધારે માગનારનું કહેવાય. મારા મનમાં પહેલેથી એ વસ્તુ છે કે, બીમાર માણસને જ આવું મન થાય છે. ઘરમાં બીમાર માણસ પાછળ જ સૌથી વધારે ખર્ચ થાય છે. ખાનદેશમાં પહેલવહેલી ગાડી આવી ત્યારે લોકો સેકંડ ક્લાસના ડબ્બાને બીમારોના ડબ્બા કહેતા. તેમાં ગાદી વગેરે હોય તેનો બીમારોને ખપ પડે. એમ વધારે પૈસા કોણ માગે? જેની પાસે શારીરિક તંદુરસ્તી ન હોય તે. પણ માન્યતા એવી થઈ ગઈ છે કે આપણે પણ ધનવાન હોઈએ તો ઠીક. જીવન વિષેની આપણી સમજ ખોટી છે એ આ વસ્તુ આપણા મનમાં આવવાનું કારણ છે.

('હરિજનબંધુ'માંથી) કેદારનાથ

# થિજાવેલું તેલ

૩૧ જુલાઈએ દેશભરમાં બનાવટી ઘી વિરોધદિન પળાયો હતો. બનાવટી ઘીને હવે સરકારે કાયદાથી 'થિજાવેલું તેલ' એવું નામ આપ્યું છે, જેથી લોકો ઘીના ભ્રમમાં ન રહે.

બનાવટી ઘીથી ઢોરઉછેરમાં અડચણ પડે છે. મિલાવટના સસ્તા ઘીની સામે ચોખ્ખા ઘીનો ભાવ કેટલોક ઊંચો રાખી શકાય? અને યોગ્ય ભાવ ન મળે તો ઘી બનાવવા માટે ઢોર ઉછેરવાં કેમ પાલવે? એટલે જ બનાવટી ઘી વધતાં દેશનું પશુધન ક્ષીણ થતું ચાલ્યું છે. એમ થતું રોકવાનો ગોસેવા સંઘનો પ્રયત્ન છે. એ નિમિત્તે જ એ વિરોધદિન પળાયો હતો.

બનાવટી ઘી ઢોર ઉછેરનારાઓના હિતમાં નથી. અસલી ઘી ખાનારાઓ બનાવટી ઘીના મિશ્રણથી ત્રાસી ગયા છે. પ્રજાનો મોટો ભાગ ચોખ્ખું ઘી ખાવા ઇચ્છે છે. છતાં બનાવટી ઘી બનતું

અટકતું કેમ નથી ? ઊલટું તે વધ્યા જ કરે છે !

કૉંગ્રેસ સરકાર બનાવટી ઘીના પક્ષમાં નથી. કૉંગ્રેસ કારોબારી સમિતિ પણ તેના પક્ષમાં નથી. તેણે તો બનાવટી ઘીમાં રંગ નાખવાની ભલામણ કરી છે. કૉંગ્રેસના કાર્યકર્તાઓ તેની વિરુદ્ધમાં પ્રચાર કર્યા કરે છે. છતાં એ અટકતું કેમ નથી ?

ઘણા લોકો મૂંઝાઈને જેને તેને દોષ દેવા મંડી પડે છે પણ રોગનું નિદાન સાચું થાય તો જ ઉપચાર સફળ નીવડે. આ રોગનું નિદાન આમ છે :

પહેલું નિદાન : લોકોને તાજું ને ચોખ્ખું તેલ નથી મળતું તેથી બનાવટી ઘી તરફ દોડે છે. મિલોનું તેલ તાજું ને ચોખ્ખું મળે એ બને એમ નથી. મિલોનું તેલ સડેલું રહેવાથી જ તો તેને ધોઈને સાફ કરવાનો રસ્તો ખોળવો પડ્યો. સાફ કર્યા પછી તેને મોહક રૂપ આપવામાં આવ્યું તે વળી જુદી વાત. એટલે ઉપચાર એ કે મિલનો આશરો છોડી ઘાણીનો આશરો લેવો. આ વાત લોકોને ગળે ઊતરે નહીં ત્યાં સુધી એ પ્રશ્નનો ઉકેલ નીકળવાનો નથી.

બીજું નિદાન : બીજી બધી વસ્તુઓની માફક ખોરાકની બાબતમાં પણ લોકો પરાવલંબી બન્યા છે. તેમાં વળી વિવેક ન હોવાથી પ્રચારના ભોગ બને છે. પોષણની દૃષ્ટિના અભાવમાં તેઓ દેખાવ પાછળ દોડે છે. એનો ઉપાય લોકોમાં સ્વાવલંબન તથા આહારશાસ્ત્રના જ્ઞાનનો પ્રસાર.

ઝવેરભાઈ પટેલ

# પ્રૌઢ શિક્ષકોને ઉપયોગી

ઘણુંખરું શાળાઓમાં કામ કરતા શિક્ષકો પ્રૌઢવર્ગોમાં કામ કરતા હોય છે. તેઓ બાળકો સાથે કામ કરવા ટેવાયેલા હોય છે એટલે કોઈ શિક્ષક ખાસ પ્રયત્નપૂર્વક જુદી રીતે કામ કરતા હોય એ સિવાય સામાન્ય રીતે તેઓ પ્રૌઢોને પણ બાળકોની માફક શીખવે છે. તેમણે બાળકો અને પ્રૌઢો વચ્ચેનો ભેદ ખ્યાલમાં રાખવાની જરૂર છે.

બાળકો કુમળા છોડ જેવાં હોય છે. તેમને જેમ વાળીએ તેમ વળી શકે છે. પ્રૌઢો પાકટ થયેલી ડાળી જેવા હોય છે. તેમને વાળવા માટે વખત લાગે છે અને સ્નેહની જરૂર છે.

બાળકો પ્રફુલ્લિત અને તાજગીવાળાં હોય છે અને તેમને ઘરની ઉપાધિ હોતી નથી. પ્રૌઢો સંસારવહેવારના ભારથી લદાયેલા હોય છે અને આખા દિવસના થાક્યાપાક્યા ભણવા આવે છે.

બાળકોને તેમનાં માબાપ દેખરેખ રાખનારાં હોય છે અને માબાપ તેમને મોકલી આપે છે. પ્રૌઢને દોરનાર અને મોકલનાર પોતે જ હોય છે.

બાળકો વરસો સુધી શાળામાં ભણે છે. પ્રૌઢો થોડા માસ માટે જ ભણવા આવે છે.

બાળકો પૂર્વગ્રહ વિનાનાં અને શિક્ષક કહે તે સાંભળવા કરવા તૈયાર હોય છે. પ્રૌઢોના કાના પાકા થયેલા હોય છે અને શિક્ષક કહે તે સહેજે સ્વીકારતા નથી.

બાળકો પાસે પૂર્વઅનુભવ ઓછો હોય છે. તેમની પાસે શબ્દભંડોળ ઓછો હોય છે. પ્રૌઢો પાસે શબ્દભંડોળ અને અનુભવ વધુ હોય છે. તેથી તેમને શીખવતાં ચિત્રો અને વાર્તાઓથી વસ્તુનો ખ્યાલ આપવાની જરૂર રહેતી નથી.

બાળકને ખોટું લાગે તો તેની રીસ બહુ ટકતી નથી. થોડા જ વખતમાં તે પાછું હસતું રમતું થઈ જાય છે. પ્રૌઢને ખોટું લાગે તો તેની અસર સહેજે ભૂંસી શકાતી નથી. આ અને આવા બીજા ભેદો ખ્યાલમાં રાખીને પ્રૌઢ શિક્ષકે કામ કરવું જોઈએ.

આ સંબંધમાં થોડા વખત પર એક કેળવણી પ્રધાને પ્રૌઢ કાર્યકરોની સભામાં ઉચ્ચારેલા નીચેના શબ્દો ધ્યાનમાં રાખવા જેવા છે:

'પ્રૌઢમાં આત્મજાગૃતિ હોય છે અને તેથી તેની સાથે ખૂબ માનથી વર્તવું જોઈએ. તેની પાસે જે અનુભવનું જ્ઞાન હોય તેનો તેને વિશેષ શિક્ષણ આપવામાં ઉપયોગ કરવો જોઈએ. બાળકની પાસેથી ફરજિયાત અમુક કામ કરાવી શકાય પણ પ્રૌઢને તો મિત્રની પેઠે કામ કરવા દોરવા જોઈએ. પ્રૌઢશિક્ષણની કોઈ પણ યોજનાની સફળતાનો આધાર પ્રૌઢોનો પોતાનો સ્વેચ્છાએ સહકાર મળે તે ઉપર રહેલો છે.'

વિઠ્ઠલદાસ કોઠારી

# પૂરું થતું પખવાડિયું

ગઈ ૧લી ઑગસ્ટે વડોદરા રાજ્યનું મુંબઈ પ્રાન્ત સાથેનું જોડાણ સંપૂર્ણ થઈ ગયું છે અને એને પરિણામે વડોદરાની વડી અદાલત પણ બંધ થઈ છે.

કારોબારી સમિતિએ ૧૫મી ઑગસ્ટે સ્વાતંત્ર્યદિન, સેવાની ભાવનાથી અને ગંભીરતાપૂર્વક ઊજવવાની દેશને હાકલ કરી છે.

તેહરી-ગઢવાલના રાજ્યને સંયુક્ત પ્રાન્ત સાથે જોડી દેવામાં આવ્યું છે.

ગઈ તારીખ છઠ્ઠીએ રાષ્ટ્રને ઉદ્દેશીને રેડિયો પર પ્રવચન કરતાં આપણા વડા પ્રધાન પંડિત જવાહરલાલ નેહરુએ ખોરાકના ઉત્પાદનમાં વધારો કરવા પ્રત્યેક હિંદીને અપીલ કરી હતી. તેમણે ખાસ કરીને યુવાનો તથા કૉંગ્રેસીઓને આ હેતુ માટે ગામડાંઓમાં જવા અને ત્યાં કાર્ય કરવા આગ્રહ કર્યો હતો. વળી હિંદના ખેડૂતોને તેમણે અનાજ ઉઘરાવવાની યોજનામાં સાચા દિલથી સહકાર આપવાની અપીલ કરી હતી.

આપણા નાયબ વડા પ્રધાન સરદાર વલ્લભભાઈ પટેલની તબિયત કેટલાક સમયથી સારી રહેતી નહોતી. આથી દાક્તરોની સલાહને અનુસરીને સારવાર માટે તેઓ ગઈ તા. છઠ્ઠીએ મુંબઈ આવ્યા છે. સારવાર માટે તેઓ એક માસ જેટલો સમય મુંબઈ રોકાશે એવી ધારણા છે.

મુંબઈ પ્રાન્ત સાથે જોડાઈ ગયેલા રિયાસતી પ્રદેશના પ્રતિનિધિઓમાંથી ડૉ. જીવરાજ મહેતા અને શ્રી. માલોજીરાવ નિંબાલકરની મુંબઈ સરકારના પ્રધાનો તરીકે નિમણુક કરવામાં આવી છે. ગઈ તા. ૮મીએ તેમની સોગંદવિધિ પણ થઈ ગઈ છે. ડૉ. મહેતા જાહેર બાંધકામનું ખાતું સંભાળશે જ્યારે શ્રી. નિંબાલકર ઉદ્યોગ અને નવા ખોલવામાં આવેલ ખિલવણી ખાતાનું દફ્તર સંભાળશે.

કલકત્તા પાસે આવેલી ફ્રાંસના કબજા હેઠળની ચંદ્રનગર નામની વસાહત ૧૫મી ઑગસ્ટ સુધીમાં હિંદને સોંપી દેવામાં આવશે એમ જાણવા મળે છે.

મ૦



મુદ્રક અને પ્રકાશક : જીવણજી ડાહ્યાભાઈ દેસાઈ, નવજીવન મુદ્રણાલય, કાળુપુર, અમદાવાદ

રજિ૦ નં. બી ૫૩૬૩

# લોકજીવન

એ આના

યથા પ્રજા તથા રાજા

વર્ષ ૨ | અંક ૨

વાર્ષિક લવાજમ: દેશમાં રૂ. ૩
છમાસિક „ „ રૂ. ૨

અમદાવાદ, ૧લી સપ્ટેમ્બર, ૧૯૪૯

વાર્ષિક લવાજમ: પરદેશમાં
રૂ. ૫; શિ. ૮

સંપાદકમંડળ

મગનભાઈ દેસાઈ — ગોપાળદાસ પટેલ
વિઠ્ઠલદાસ કોઠારી — મણિભાઈ દેસાઈ (તંત્રી)
બબલભાઈ મહેતા — જીવણજી દેસાઈ (વ્યવસ્થાપક)

## લક્ષ્મણની મર્યાદા

રામાયણનો પ્રસંગ છે. સીતાજીનું હરણ જંગલમાંથી થઈ જાય છે અને રામચંદ્ર અને લક્ષ્મણ વગેરે સીતાજીની શોધમાં જાય છે. શોધનારાઓની સગવડ માટે સીતાજીએ ઠેકાણે ઠેકાણે જતાં જતાં વેરેલાં ઘરેણાં નજરે ચઢે છે. રામચંદ્રજી ઓળખે છે પણ લક્ષ્મણ એ ઘરેણાં સીતાજીનાં છે એમ ખાતરીથી કહી શકતા નથી. આખરે પગનું એક લંગર (ઝાંઝર) જડયું. એને ભગવાને લક્ષ્મણને બતાવ્યું: 'જોયું લક્ષ્મણ, આ લંગર સીતાજીનું, નહીં?' લક્ષ્મણે જવાબ આપ્યો: "હા, લંગર સીતાજીનું છે. રોજ સવાર-સાંઝ સીતાજીનાં દર્શન કરી તેમને પગે પડતાં આ લંગર મારા જોવામાં આવ્યું છે.'

પરીક્ષિતલાલ

# ખોટનો સોદો

લોકો કહે છે કે માર એ તો ચૌદમું રતન છે. પણ એ ખ્યાલ ખોટો છે. જરૂર માણસ માર અને ધાકથી ડરે છે. પણ ડરથી કરેલું કામ એક જાતનું હોય છે અને હોંશથી કરેલું કામ બીજી જાતનું હોય છે. કોઈ માર ખાનાર એવું કામ હોંશથી નથી કરતો. એટલે એ કામ થાય ખરું, પણ એમાં જીવ ન આવે. કામમાં જીવ લાવવો હોય તો એની પાછળ હોંશ હોવી જોઈએ. આ હોંશ ક્યાંથી આવે છે? માણસ પ્રેમ અનુભવે, પ્રોત્સાહન મેળવે અને એ કામ કરવામાં એને પોતાનું હિત સમજાય તો એમાં એને હોંશ આવે છે.

બીજું, માર કે ધાકથી કામ કરાવવું હોય તો એની પાછળ કાયમ મુકાદમ જોઈએ. મુકાદમ ગયો એટલે કામ વીલું પડે. મુકાદમ હોય તોય એની નજર ચૂકવીને કામમાંથી છટકવાનું મન થાય. કેટલીક વખત કામ ન કર્યું હોય છતાં કર્યું હોય એવું દેખાડવાનો પ્રયત્ન કરે. આમ માર અને ધાકથી ચોરી–છેતરપિંડી અને અનીતિ વધે છે. એક રીતે માર અને ધાકથી ઝડપથી કામ થતું દેખાય છે, પણ એ ઝડપ દેખાવ પૂરતી હોય છે, છેતરવા માટેની હોય છે. વધારે વિલંબ કરવા માટેની એ ઝડપ હોય છે.

ત્રીજું, મારથી માણસ નિંભર બની જાય છે. ધાકથી માણસ ડઘાઈ જાય છે. એની બુદ્ધિ બહેર મારી જાય છે. આ રીતે એક સ્વયં-સ્ફુર્તિવાળો અને બુદ્ધિશાળી માણસ આત્મવિશ્વાસ વિનાનો, પામર અને મંદબુદ્ધિનો બની જાય છે. અને આપણા સમાજની મૂડી વેડફાય છે.

ખરું જોતાં માર અને ધાકનો રસ્તો ટૂંકો નથી પણ લાંબો છે. એ સોદો લાભનો નથી પણ ખોટનો છે.

બબલભાઈ મહેતા

## ગમાણનો કૂતરો

[ઈસપની એક વાત]

બપોરનો વખત હતો. નિરાંતે સૂવા માટે સારી મજાની જગા ખોળતો એક કૂતરો બળદની એક ગમાણમાં જઈ પહોંચ્યો. ગમાણમાં ઘાસ નીરેલું હતું તેમાં મજાની પથારી થઈ ગઈ, તે પર એ સૂતો.

હવે વખત થયો એટલે બળદ તેની ગમાણે આવ્યો. જેવો તે ઘાસ ખાવા ગયો તેવો જ કૂતરો તેને ભસવા લાગ્યો ને સામે ઘૂરકયો. બળદે મોં પાછું ખેંચી લીધું. થોડી વાર પછી ફરી મોં નાખ્યું. કૂતરો તો એનો એ જ! બળદને તે ખાવા જ ન દે. એને ઘાસ ખાવું તો નહોતું, પણ ગમાણમાં નિરાંતે સૂવું હતું. પણ બળદને તો ત્યાં ઘર હતું અને ખાવાનું ઘાસ હતું તેથી પેટ ભરવું હતું. પણ કૂતરો તેને ઘાસ ખાવા જ દે નહીં! છેવટે બળદ થાકયો અને તેને કહ્યું, "અલ્યા, ભૂંડા, તું તે કેવો છે! તું ઘાસ ખાઈ ન શકે; અને મને ખાવા ન દે! આ તે તારી કેવી ખરાબ વાત છે! તારે સૂવું જ હોય તો તેને માટે હજાર જગાઓ બીજી છે; ત્યાં જા ને! મારે તો એક જ આ ગમાણ છે; ત્યાં મારું ખાવાનું છે; અને તે તું મને ખાવા નથી દેતો!"

છતાં કૂતરો ન ખસ્યો કે ન ખાવા દીધું.

ઘણી વાર માણસ પણ આમ જ અવિચાર અને ઈર્ષાથી ભરેલી રીતે વર્તે છે. તેને 'ગમાણમાંનો કૂતરો' કહેવું એ એક કહેવત થઈ ગઈ છે.

૨૦–૮–'૪૯ મગનભાઈ દેસાઈ

# સર્વોદયમાં ખેડૂત શું કરશે?

૪

### વધારાના પાકનો નિકાલ

તૈયાર થતા અનાજ અને બીજા પાકના ઉપયોગમાં ખેડૂત સ્વાવલંબી તો થશે જ.

વધારાનું અનાજ અથવા બીજા પાકનો નિકાલ કરવામાં પણ ખેડૂત સર્વોદયની દૃષ્ટિ ભૂલી નહીં જાય.

કેવળ વધારે નાણાં મેળવવાના લોભમાં વધારાનો પાક ગમે તેને ન વેચાય.

એ જ લોભે અનાજના કે બીજા પાકના ગમે તેવા મનસ્વી ભાવ ન લેવાય.

વધારે કમાવા વેચાતા માલમાં સેળભેળ ન થાય. વજનમાં ગોટાળો ન કરાય.

દ્રવ્યનો લોભ છેતરપિંડીની કુટેવ પાડે છે.

ખેડૂતે આમાં પડવું જ ન જોઈએ.

ત્યારે વધારાના અનાજનું અને બીજા પાકનું તે શું કરશે?

તેવા માલની ગામમાં જરૂર હોય તો પ્રથમ ગામમાં જ તે આપશે.

ગામમાં સહકારી મંડળીને જ તે વેચશે.

જે માલ વેચશે તેનો વાજબી ભાવ લેશે.

માલ ચોખ્ખો અને યોગ્ય વજન કરીને આપશે.

ગામમાં જ જે માલની જરૂર ન હોય તે માલ પડોશના ગામ, તાલુકા, જિલ્લા કે પ્રાંતમાં, યોગ્ય ભાવે, યોગ્ય વજન કરી વેચશે. બહાર માલ વેચે તે પણ ચોખ્ખો જ વેચશે.

વેપારીને તે ન વેચતાં સહકારી મંડળીને જ આપશે.

ખેડૂત આટલી કાળજી માલનો નિકાલ કરવામાં રાખશે તો કાળા બજારનો સડો મૂળમાં જ દૂર થઈ જશે.

સર્વોદયની દૃષ્ટિએ કામ કરનાર ખેડૂત વેપારને પણ શુદ્ધ અને પ્રમાણિક બનાવે છે.

દિલખુશ બ૦ દીવાનજી

## કેટલીક કુટેવો

જેમ નખ કરડવા એ કુટેવ છે,

નાક, કાનમાં આંગળાં નાખવાં એ કુટેવ છે,

જાહેરમાં બધા વચ્ચે વાછૂટ કરવી એ કુટેવ છે,

વાતચીતમાં અપશબ્દો બોલવા એ કુટેવ છે,

લોકોને તુંકારાથી બોલાવવા એ કુટેવ છે,

એમ કેટલાકને દૂધ ન ભાવવાની કુટેવ હોય છે.

કેટલાકને શાક ન ભાવવાની કુટેવ હોય છે.

જેમ તળેલું વધારે વખત ખાવાથી હોજરી બગડે છે, જેમ વધારે તીખું તમતમતું ખાવાથી શરીર બગડે છે તેમ શરીરને જોઈતાં ઘીદૂધ કે શાકભાજી ન ખાવાથી પણ શરીર બગડે છે, અણવિકસિત રહે છે.

એટલે આપણાં બાળકોને દૂધ, ઘી કે શાક ન ભાવવાની કુટેવ પડી હોય તો બીજી કુટેવો માફક એ પણ છોડાવવા જેવી છે.

બબલભાઈ મહેતા


વાંચવા જેવાં પુસ્તકો

અનાસક્તિયોગ

ગાંધીજી

કિં. રૂ. ૦-૮-૦ ટપાલરવાનગી ૦-૨-૦

ગ્રામસેવાના દસ કાર્યક્રમો

જુગતરામ દવે

કિં. રૂ. ૧-૦-૦ ટપાલરવાનગી ૦-૩-૦

આંધળાનું ગાડું

જુગતરામ દવે

કિં. રૂ. ૦-૪-૦ ટપાલરવાનગી ૦-૨-૦

નવજીવન પ્રકાશન મંદિર
અમદાવાદ

# સંતોષદાન

ઘણાં વર્ષોની જૂની વાત છે. દિલ્હીનો પ્રસંગ છે. એક બાઈ મરણપથારીએ હતી, રોગ સાથે લડતાં લડતાં બિચારીનું શરીર તદ્દન ક્ષીણ થઈ ગયું હતું. કેવળ શ્વાસ બાકી હતો. તેણે જીવનની આશા છોડી હતી, અને છેવટની યાત્રા કરવાની છે એમ માનીને રામ રામ કરીને પોતાના અંતિમ દિવસો કાઢતી હતી. પણ ગાંધીજીના અંતિમ આશીર્વાદ લેવાના હજી બાકી હતા. તેણે કહ્યું, 'ગાંધીજીનાં દર્શન થઈ શકે? જતાં જતાં છેવટે તેમને તો મળી લઉં.' ગાંધીજી તો દિલ્હીની નજીકમાં પણ નહોતા એટલે એમનાં દર્શન અસંભવિત હતાં. પણ મરતા માણસની આશા પર પાણી ફેરવવું મને ઠીક ન લાગ્યું, તેથી મેં કહ્યું, 'જોઈશું. ઈશ્વર તમારી ઇચ્છા કદાચ પૂરી કરશે.'

બેજ દિવસ પછી મને ખબર મળી કે, ગાંધીજી કાનપુરથી દિલ્હી થઈને અમદાવાદ જાય છે. એમની ગાડી સવારે ચાર વાગ્યે દિલ્હી પહોંચતી હતી અને અમદાવાદની ગાડી પાંચ વાગ્યે ઊપડતી હતી. કેવળ એક કલાકનો ગાળો હતો. અને દરદી બાઈ બિચારી દિલ્હીથી દસ માઈલ દૂર હતી. એક કલાકમાં દરદીને મળવું અને પાછા સ્ટેશને પહોંચવું મુશ્કેલ હતું.

શિયાળાની ઋતુ હતી. પવન જોરથી ફૂંકાતો હતો. સવારના પહોરમાં ગાંધીજીને મોટરમાં (તે દિવસોમાં ખુલ્લી મોટરો હતી) વીસ માઈલની મુસાફરી કરાવવી એ પણ ભયાનક હતું. ગાંધીજી આવે છે તેની બિચારી દરદી બાઈને તો ખબરેય નહોતી. ગાંધીજીનાં દર્શન કરવાની તેની તીવ્ર ઇચ્છા હતી. પણ તેમાં રહેલી મુશ્કેલી પ્રત્યક્ષ હતી.

ગાંધીજી ગાડીએથી ઊતર્યા. મેં દબાયેલા અવાજે કહ્યું, 'આજે આપ રોકાઈ ન શકો?' ગાંધીજીએ કહ્યું, 'રોકાવું મુશ્કેલ છે.' હું હતાશ થઈ ગયો. દરદીને કેટલી નિરાશા થશે એ હું જાણતો હતો.

ગાંધીજીએ પાછું પૂછ્યું, 'રોકાવાનું કેમ પૂછો છો?' મેં એમને કારણ દર્શાવ્યું. ગાંધીજીએ કહ્યું, 'ચાલો, હમણાં જ ચાલો.'

'પણ હું આપને આ ઠંડીમાં, આ સૂસવતા પવનમાં, સવારના પહોરમાં મોટરમાં બેસાડીને કેમ લઈ જઈ શકું ?'

'એની ફિકર ન કરો. મને મોટરમાં બેસાડી દો. વખત ખોવાથી શો લાભ ? ચાલો, ચાલો.'

ગાંધીજીને મોટરમાં બેસાડયા. ઠંડી અને ઉપરથી સૂસવતો પવન નિર્દયતાથી પોતાનો પ્રભાવ બતાવતાં હતાં. સૂર્યોદય તો હજી થયો પણ નહોતો. બ્રાહ્મમુહૂર્તની શાંતિ બધે પથરાયેલી હતી. દરદી બાઈ પથારી પર પડી પડી 'રામ રામ' જપી રહી હતી.

ગાંધીજી તેના ખાટલા નજીક પહોંચ્યા. મેં કહ્યું, 'ગાંધીજી આવ્યા છે.' એને વિશ્વાસ ન પડયો; તે ગભરાઈ ગઈ; આશ્ચર્યચકિત થઈને ઊઠવાનો પ્રયત્ન કરવા લાગી. પણ શક્તિ કયાં હતી ? એની આંખોમાંથી બે બુંદ ચુપચાપ ખરી પડયાં. મને થયું, મેં મારું કર્તવ્ય બજાવ્યું.

દરદીના આત્માને કેટલું સુખ થયું તે તેની આંખો કહેતી હતી.

ગાંધીજીની ગાડી તો ઊપડી ગઈ હતી, એટલે મોટરમાં મુસાફરી કરીને આગળના સ્ટેશને ગાડી પકડી. ગાંધીજીને કષ્ટ તો પડયું. પણ દરદીને જે શાંતિ મળી તેના સંતોષને લીધે ગાંધીજીને કષ્ટ જણાતું નહોતું.

થોડા દિવસ પછી એ દરદીએ દુનિયામાંથી વિદાય લીધી. પણ મરણ પહેલાં એને ગાંધીજીનાં દર્શન થયાં તેથી એને બેહદ શાંતિ હતી.

આપણે ભૂખ્યાને અન્ન આપીએ છીએ, તરસ્યાને પાણી પાઈએ છીએ, એનું માહાત્મ્ય છે. રંતિદેવ અને એના બાળબચ્ચાંએ પોતે ભૂખ્યાં રહીને કેવી રીતે ભૂખ્યાને રોટલો આપ્યો તેનું માહાત્મ્ય આપણાં પુરાણો ગાય છે. પણ એક મરણને કાંઠે આવેલ માણસ છે; અંતિમ ઘડીઓ ગણી રહ્યો છે; એ ઇચ્છે કે, 'એક પૂજ્ય વ્યક્તિનાં દર્શન કરી લઉં.' આ દર્શનના ભૂખ્યા દરદીની ભૂખ તૃપ્ત થાય છે, એને સંતોષદાન મળે છે; આ દાનનું માહાત્મ્ય કેટલું હશે ?

('બાપુ'માંથી) ઘનશ્યામદાસ બિરલા

**દરિયા કરતાં દારૂએ વધારે માણસોને ડુબાડયાં છે.**

# સ્વાતંત્ર્ય-દિનનો સંદેશ

[ હિંદના બીજા સ્વાતંત્ર્ય-દિનને પ્રસંગે આપણા વડા પ્રધાન પંડિત જવાહરલાલ નેહરુએ દેશને ઉદ્દેશીને આપેલા સંદેશાનો મહત્ત્વનો ભાગ નીચે આપ્યો છે. ]

આપણા સ્વાતંત્ર્યની બીજી સંવત્સરીને પ્રસંગે ગયા વરસની આપણી સફળતા અને નિષ્ફળતાનો આપણે અંદાજ કાઢીએ અને આવતા વરસમાં આપણે જે મહાન કાર્ય કરવાનું છે તેને માટે કમર કસીએ. આપણાં કામ અને આપણે મેળવેલી સિદ્ધિઓ દ્વારા આપણી પરીક્ષા કરવામાં આવશે, આપણે બોલીએ તે શબ્દોથી નહીં.

આ આવતા વરસ દરમ્યાન હિંદનું પ્રજાસત્તાક અસ્તિત્વમાં આવશે અને આપણા દેશના જીવનમાં એક નવા પ્રકરણનો આરંભ થશે. સંક્રાંતિકાળનો એક ગાળો પૂરો થશે અને નવો શરૂ થશે. જેને માટે આપણામાંના ઘણા જીવનભર ઝૂઝ્યા હતા તે હિંદના પ્રજાસત્તાકના પાયા ધીમે ધીમે, પણ મારા ધારવા પ્રમાણે, સંગીનપણે આપણે નાખી રહ્યા છીએ.

એથી કરીને, સૌના કલ્યાણ માટેના કાર્યમાં આપણે મંડી પડવું જોઈએ અને એમ કરતાં આપણે સદાયે કોઈ એક પક્ષ, સંપ્રદાય કે પ્રાન્તના નહીં પણ સમગ્ર દેશના હિતનો વિચાર કરીએ; વિશેષે કરીને જેઓ અનેકાનેક બોજ વહી રહ્યા છે અને જેમના કલ્યાણ અને સંતોષ પર છેવટે હિંદનું ભાવિ અવલંબે છે તે હિંદના સામાન્ય જનસમુદાયનો વિચાર કરીએ. આર્થિક કટોકટીનો તેમના પર અને ખાસ કરીને મધ્યમવર્ગના લોકો પર સખત ફટકો પડ્યો છે. માત્ર આપણે જ આવી દશામાં આવી પડ્યા છીએ એમ નથી, દુનિયાના ઘણા મોટા ભાગમાં પણ એ જ સ્થિતિ પ્રવર્તે છે.

સૌથી વિશેષ તો આપણે એ યાદ રાખવાનું છે કે, આપણે જે કંઈ આર્થિક યા બીજી નીતિ અખત્યાર કરીએ તે દેશમાં સુલેહશાન્તિ, સુવ્યવસ્થા અને સ્થિરતા હોય તો જ ફળદાયી થાય. અવ્યવસ્થામાંથી કશુંયે સારું ન નીપજી શકે. એથી કરીને હિંદનું હિત જેને હૈયે વસે છે તે દરેક જણે હિંસા અને અવ્યવસ્થાની સામે થવું જોઈએ.

દરેક જણે એ પણ સમજવું જોઈએ કે, સ્વતંત્ર હિંદના સ્વાધીન નાગરિક તરીકે તેણે અમુક અંશે કામ અને જવાબદારીનો બોજો ઉઠાવવાનો છે. ગમે તેવી સારી સરકાર પણ મર્યાદિત ક્ષેત્રમાં જ કાર્ય કરી શકે. લોકશાહી ઢબની સરકારને તો મહાન સવાલો હલ કરવામાં પ્રજાના સહકાર અને પરિશ્રમની વળી વધારે જરૂર રહે છે.

હિંદનાં ભિન્ન ભિન્ન જૂથો વચ્ચે ઘણા મતભેદો છે અને પરસ્પર સારી પેઠે ટીકા કરવામાં આવે છે અને ઘણી વાર આત્મનિરીક્ષણ પણ કરવામાં આવે છે. ટીકા અને આત્મનિરીક્ષણ હમેશાં આવકારપાત્ર છે. શરત એટલી જ કે તે કામનું સ્થાન ન લઈ બેસે. આજે તો હિંદ તેનાં સંતાનો પાસેથી કામ માગે છે.

આપણી સામે અનાજનો પ્રશ્ન પડેલો છે. માણસજાતની એ પ્રાથમિક જરૂરિયાત છે. આપણે એ પ્રશ્નને પ્રથમ સ્થાન આપ્યું છે અને એમાં આપણે જેટલા પ્રમાણમાં સફળ થઈશું તેટલા પ્રમાણમાં વ્યાપક આર્થિક ક્ષેત્રમાં સફળ થઈશું. પ્રત્યેક સ્ત્રી અને પુરુષ કોઈ ને કોઈ રીતે ખોરાક ઉત્પન્ન કરવામાં અને ખોરાકનો થતો બગાડ ટાળવામાં મદદ કરી શકે છે. ખોરાકની બાબતમાં આપણે સ્વયંપૂર્ણ ન થઈએ તો આપણે બીજાઓને આશરે રહીએ છીએ. એથી કરીને, આપણે દરેક જણ આપણી સામે પડેલા તાત્કાલિક કામમાં મંડી પડીએ. એ કામમાંથી સહિયારા પુરુષાર્થમાં વધુ પ્રમાણમાં સહકાર પેદા થશે અને એ સહકારને પરિણામે બીજા અનેક સવાલોનો ઉકલ સાંપડશે.

આપણે આપણી શ્રદ્ધાને દઢતાપૂર્વક વળગી રહીશું તો આપણું સઘળું કુશળ છે. એનો અર્થ એ કે રાષ્ટ્રપિતાનો સંદેશ તથા જે નવું બંધારણ ઘડાઈ રહ્યું છે તેની પ્રસ્તાવનામાં ઉદાત્ત રીતે રજૂ કરવામાં આવેલા લોકશાહી આદર્શને આપણે સદાયે યાદ રાખીએ.

આપણે માટે જેનું ઐતિહાસિક મહત્ત્વ છે એવા આજના દિવસે આપણે પૂરા ભક્તિભાવથી મહાત્મા ગાંધી અને તેમના ઉપદેશનો વિચાર કરીએ અને જેમણે આપણને સ્વાતંત્ર્યની અંતિમ મજલે પહોંચાડયા તેમને યોગ્ય બનવાનો નિર્ધાર કરીએ.

# મિત્રભાવથી વિરોધ જિતાય

ગૌતમ બુદ્ધ એક વખત શ્રાવસ્તિ નગરી પાસે રહેતા હતા, તે વખતે કેટલાક ભિક્ષુઓ તેમની પાસેથી ધ્યાનની રીત શીખ્યા. ત્યાર પછી તે પ્રમાણે ધ્યાન સ્થિર કરવા માટે તેઓ એકાંત સ્થળની શોધમાં એક વન તરફ ચાલ્યા. રસ્તામાં એક મોટું ગામ આવ્યું. ત્યાંના લોકોએ તેમનો સારી રીતે અતિથિસત્કાર કર્યો. તેમના ઉપદેશ-વ્યવહારથી ખુશ થઈ ગામલોકોએ સાધુઓને વિનંતી કરી કે, આપ સૌ જો અમારા ગામ પાસેની ઝાડીમાં ધ્યાનનો અભ્યાસ કરવા ચાતુર્માસ રહેશો, તો અમને આપ સૌના સત્સંગનો લાભ મળશે, અને અમે આપને જોઈતી વસ્તુઓ પૂરી પાડી શકીશું.

ભિક્ષુઓને ગામલોકોની આ વાત પસંદ પડી. તેઓ પછી ત્યાંથી નીકળી પાસેની ઝાડીમાં યોગ્ય સ્થળ તપાસવા પેઠા, અને એક જગાએ સગવડવાળી જગા જોઈને ત્યાં ગોઠવાવા લાગ્યા. હવે બન્યું એમ કે, તે સ્થળે ઝાડ ઉપર રહેનારા જંગલી લોકોનો વાસ હતો. તેઓ ભિક્ષુઓને આવેલા જોઈ ઝટપટ જમીન ઉપર ઊતરીને દૂર ટોળે વળીને બેઠા અને વિચારવા લાગ્યા કે, "આ ભિક્ષુઓ રહેતા હોય ત્યાં સુધી આપણે બૈરી-છોકરાં સાથે ઝાડ ઉપર સંસાર-વાસ કરીને રહેવું ઠીક ન ગણાય. તેઓ આજની રાત અહીં રહીને, કાલે તો જરૂર ચાલ્યા જશે."

પરંતુ બીજે દિવસે પણ ભિક્ષુઓ ગામમાં ભિક્ષાદિ પરવારીને પાછા તે ઠેકાણે જ આવ્યા. એટલે પેલા જંગલીઓ ફરી પાછા ઝાડ ઉપરથી નીચે ઊતરી દૂર ટોળે વળીને બેઠા. તેમણે વિચાર્યું કે, "ભિક્ષુઓને દિવસે આવેલા જોઈ, ગામવાળાઓએ તેમને એકાદ દિવસ વધુ રોકાવા માટે આગ્રહ કર્યો હશે; પણ કાલે તો તેઓ જરૂર વિદાય થઈ જશે."

પરંતુ આમ ને આમ પંદરેક દિવસ વીતી ગયા, ત્યારે પેલા જંગલીઓએ વિચાર્યું કે, "આ સાધુઓ તો કદાચ આખું ચોમાસું જ અહીં રહેવાના હશે. પરંતુ તેઓ આમ લાંબો વખત અહીં રહે તો આપણાથી ઝાડ ઉપરથી આપણાં

બૈરી-છોકરાં સાથે સંસાર-વાસ કરીને રહેવાય નહીં, અને જમીન ઉપર આમ દિવસો સુધી બેસી રહેવું આપણને ફાવે નહીં. એટલે આ લોકોને અહીંથી કોઈ પણ રીતે ભગાડી મૂકવા જોઈએ."

પછી તો તેઓએ રાતે ને દિવસે વહેલા-મોડા ચારે તરફ ઉત્પાત કરવા માંડયો. તેઓ માથા વગરનાં ધડ લાવીને સાધુઓની વચ્ચે નાખે; ભૂતાવળ ધસી આવતી હોય તેવા ચિત્કારો કરે; અને સાધુઓને છીંકો આવે, ખાંસી થાય, તથા ખંજવાળ આવે તેવા ભૂકા ઉરાડે અને વેરે.

સાધુઓ આ ઉપદ્રવથી ત્રાસી ગયા અને પાછા બુદ્ધ ભગવાન પાસે આવ્યા. બુદ્ધ ભગવાને તેમને આમ અધવચ પાછા આવેલા જોઈ, કારણ પૂછયું. તેઓએ જણાવ્યું કે, "અમે જ્યાં ચાર માસ રહેવાનો વિચાર કરી રહેતા હતા, ત્યાં આજુબાજુ આવા આવા ઉપદ્રવો થવા લાગ્યા; તેથી અમે ત્યાંથી નાસી છૂટીને અહીં આપની પાસે પાછા આવ્યા છીએ."

બુદ્ધ ભગવાને કહ્યું. "તમારાથી એમ ભાગી ન અવાય. તમારે ત્યાં જ પાછા જવું જોઈએ. પરંતુ તમે તે વખતે ત્યાં રહેવા ગયા ત્યારે તમારી પાસે કશું હથિયાર ન હતું. આ વખતે તમે ફરી ત્યાં જાઓ ત્યારે સાથે એક હથિયાર લેતા જજો!"

"તે કયું હથિયાર, ભગવન્!"

ભગવાને કહ્યું: "એ હથિયાર તે આ મંત્ર છે:—'પોતાનું કલ્યાણ સાધવા તત્પર થયેલા પુરુષે શાંતિનો ભાવ સ્થિર કરી, નિર્દોષ, સરળ, મધુર વાણીવાળા, મૃદુ અને અભિમાનરહિત બનવું.'" આમ કહી, ભગવાને તેમને બધાં પ્રાણીઓ પ્રત્યે મિત્રતાનો ભાવ ધારણ કરવાનો, અને તે પ્રમાણે વર્તન રાખવાનો ઉપદેશ આપ્યો. તે ઉપદેશ સમજી લઈ, બરાબર ધારણ કરી, તે ભિક્ષુઓ પાછા તે સ્થળે જંગલમાં ગયા. આ વખતે તેમની બોલવા-ચાલવાની રીત, તથા બીજાં પ્રાણીઓ પ્રત્યે તેમનો અભિમાન રહિત સદ્ભાવ જોઈ ને, પેલા જંગલીઓનાં દિલ પણ ભય-દ્વેષ રહિત બન્યાં. તેઓ હવે જાતે જ સામે આવી ભિક્ષુઓનાં વસ્ત્ર-પાત્ર ઊંચકવા, તેમની પગચંપી કરવા વગેરેની રજા માગવા લાગ્યા તથા ખુશી થઈ થઈ ને તેમની તહેનાત ઉઠા-

વવા લાગ્યા. ભિક્ષુઓ પણ ચાતુર્માસના બધા દિવસો કશા ઉત્પાત-ઉપદ્રવ વિના નિરાંતે ત્યાં રહ્યા. છેવટે જ્યારે તે ભિક્ષુઓ પોતાનું ધ્યાન સ્થિર કરી, ભગવાન પાસે પાછા ફર્યા ત્યારે દૂર સુધી તેમની પાછળ જોઈ રહેલા ગામજનો કરતાં આ જંગલીઓની આંખમાંથી પણ ઓછાં આંસુ વહેતાં ન હતાં.

ગોપાલદાસ પટેલ

# ઑગસ્ટનું મહાપર્વ

ઑગસ્ટ માસનું પર્વ બીજાં પર્વોની સરખામણીમાં ખરેખર મહાન છે. તે પ્રેરણાના મહાપુંજ સમાન છે. તેમાં લોકમાન્ય તિલક (૧ લી ઑગસ્ટ), ગુરુદેવ રવીન્દ્રનાથ (૭ મી ઑગસ્ટ), અને મહાભક્ત મહાદેવભાઈની (૧૫ મી ઑગસ્ટ) પુણ્યતિથિ આવે છે. યોગીશ્વર શ્રી અરવિંદ (૧૫ ઑગસ્ટ) અને પૂર્ણ-પુરુષ શ્રી કૃષ્ણચંદ્રની જન્મજયંતી આવે છે. તથા હિંદની આઝાદીનો જન્મદિવસ આવે છે. તે દિને આ મહાપુરુષોના જીવનમાંથી કંઈક ચિનગારી મળે તો આપણું જીવન ધન્ય થયું ગણાય; આપણને અને સમાજને બન્નેને ફાયદો થાય. એ ચિનગારી મેળવવા માટે આપણે આપણું જીવન શુદ્ધ અને પવિત્ર કરવું જોઈએ અને સમાજને માટે કંઈ ને કંઈ કરી છૂટવું જોઈએ.

હાલના જમાનામાં હિંદની મોટી જરૂરિયાત બે છેઃ

૧. જીવનધોરણ સુધારવું.

૨. જીવનની રહેણીકરણી સુધારવી.

જીવનધોરણ સુધારવા માટે ઉત્પન્ન વધારવું જોઈએ. ઉત્પન્ન બે રીતે વધી શકેઃ (૧) વધુ પેદા કરીને અને (૨) ખર્ચમાં કરકસર કરીને અને બગાડ અટકાવીને. જીવનસુધારણા માટે મહત્ત્વની બાબતો ત્રણ છેઃ

(૧) સામાજિક સ્વચ્છતા અને આરોગ્ય વધારવું.

(૨) કોમી ભેદભાવ, સંકુચિતતા અને ઊંચનીચના ભાવો નાબૂદ કરવા. પક્ષાપક્ષીમાં ન પડવું.

(૩) લાંચ-રુશવત અને લાગવગમાં ન ફસાવું અને નાગરિક તરીકેની ફરજો બરાબર બજાવવી.

આ મહાન પર્વમાં આમાંથી કંઈ પણ આપણે કરી બતાવીએ તો આ પર્વના મહાન પુરુષો પાસેથી ચિનગારી મેળવીને વધુ ઉન્નત થવાની આશા રાખી શકીએ. તોજ આપણી આઝાદીને આપણે ટકાવી શકીએ અને શોભાવી શકીએ. આઝાદીના ખાલી નામસ્મરણથી અને સમાન્યાખ્યાનથી કંઈ વળવાનું નથી. આપણે વ્યક્તિ અને સમાજને ઉપયોગી કંઈ ને કંઈ કરી બતાવીએ અને વધુ શુદ્ધ થઈએ તો જ આ પર્વ ઊજવ્યું સાર્થક ગણાય.

જે આ પર્વને લાગુ પડે છે તે ગાંધીપર્વને પણ લાગુ પડે છે. તે પર્વ નિમિત્તે આપણે ગાંધીજીના જીવનમાંથી બોધપાઠ લઈને કંઈ ને કંઈ અમલી કાર્ય કરી બતાવવું જોઈએ. કરવાનાં કામ તો અનેક છે. તેમાંથી સમાજ-ઉપયોગી કોઈ કાર્ય કરવાની પ્રતિજ્ઞા કરીએ તો પોતે ઉન્નત થઈએ અને આપણી આજુબાજુનો સમાજ પણ ઉન્નત થાય. શણગાર અને પૂજાઅર્ચામાં શક્તિ ખરચવાથી નથી વ્યક્તિને લાભ થતો કે નથી સમાજને થતો. ઊલટું પર્વ ઊજવ્યાનો ખોટો સંતોષ પેદા થાય છે. મહાપુરુષોની યાદગીરીમાં તો પૂજાઅર્ચાને બદલે આત્મશુદ્ધિ અને સક્રિય કાર્ય જ શોભે.

વિઠ્ઠલદાસ કોઠારી

## શુદ્ધ આહાર—૨

**ખોરાક વિષેની પામર ભાવના છોડો**

[હિન્દુસ્તાનમાં આજનો જમાનો એ ગ્રામસેવાનો જમાનો છે. જમાનાને અનુરૂપ કૉલેજના વિદ્યાર્થીઓ તથા અધ્યાપકો ગામડાંનું નિરીક્ષણ કરવા નીકળી પડે છે તેવો એક ગામડાંની સભાનો પ્રસંગ.]

અધ્યાપક—જુઓ ભાઈઓ, તમારા ગામમાં એક હજારની વસ્તી છે. આહારશાસ્ત્રીઓના મત પ્રમાણે જણદીઠ રોજ ઓછામાં ઓછું એક રતલ દૂધ મળવું જોઈએ, એ હિસાબે તમારા ગામમાં રોજનું એક હજાર રતલ એટલે કે ૨૫ મણ દૂધ પેદા થવું જોઈએ. એ જ રીતે રોજનાં ૨૫ મણ ફળશાક પણ જોઈએ. બોલો એટલાં દૂધ તથા ફળશાક ખાવાની તમારી ઇચ્છા છે? ઇચ્છા હોય તો હાથ ઊંચા કરો.

(બધા એકબીજા સામું જોઈને મૂછોમાં હસે છે.)

રમેશ—કેમ ભાઈઓ, હાથ ઊંચા નથી કરતા? એટલું ખાવાની તમારી ઇચ્છા નથી?

એક ખેડૂત — એવી મિથ્યા ઇચ્છા શા ખપની? અમે કયા લખેશરી હતા કે એટલો બધો શોખ અમને પાલવે?

અધ્યાપક — અહીં બેઠેલા તમે બધા સાચે જ એવું માનો છો!

બીજો ખેડૂત — સાહેબ, એમ તો ખરું જ ને. એટલાં ફળશાક અને દૂધ ખાવાં એ તો પૈસાદારનું કામ.

ત્રીજો ખેડૂત—અને એટલું આપણે નથી ખાતા તે ક્યાં મરી ગયા? આપણા જેવા લોકોને વળી શાકના ને દૂધના ચટકા શા!

અધ્યાપક—ફળશાક, દૂધને તમે ચટકાની વસ્તુઓ ગણો છો કે શરીરને નીરોગી રાખનારી?

એક ખેડૂત — સાહેબ, અમ મહેનત કરનાર લોકોનાં શરીર તો નીરોગી જ હોય.

અધ્યાપક — મને માફ કરજો. એક વખત એવું બધા જ માનતા હતા. ગામડાંના લોકોની તંદુરસ્તી એક કહેવતનો વિષય થઈ પડી હતી. આજે તમારા બધાના ચહેરા જોઈને તો એ એક દંતકથા જ લાગે છે. તમારા ચહેરા પર નૂર ક્યાં છે? આંખોમાં તેજ ક્યાં છે? શરીર કેવાં ઘસાઈ ગયેલાં છે? તમને તંદુરસ્ત કોણ કહે?

રમેશ — સાહેબ, પૂરતા પોષણના અભાવમાં આ લોકો ટકી રહ્યા છે તે નવાઈ પામવા જેવું નથી?

અધ્યાપક — શરીરનો ગુણધર્મ જાણે તેને માટે નવાઈની વાત નથી. પરિસ્થિતિને અનુકૂળ થઈ જવાની શરીરમાં ગજબની શક્તિ હોય છે. અધૂરા પોષણમાં નભવાની તેમાં શક્તિ છે. પણ તેનું પરિણામ એ આવે છે કે પોષણ મેળવવાની શરીરની શક્તિ જ કાયમની ક્ષીણ થઈ જાય છે. એવાં ક્ષીણ શરીરોનું ખાવાનું ગજું જ ઓછું થઈ જાય છે.

એક વૃદ્ધજન — સાહેબ, ખરી વાત કહી તમે. ક્યાં અમારી પેઢીના લોકોનો ખોરાક ને ક્યાં આજના જુવાનિયાઓનો ખોરાક! પેઢી દર પેઢી ઊતરતી જ ચાલી છે!

એક ગ્રામજન — પણ સાહેબ, તેનો ઉપાય શો!

અધ્યાપક—ઉપાય તમારા પોતાના હાથમાં છે. ખોરાક વિષેની તમારી ભાવના જ બગડી ગઈ છે, પામર બની ગઈ છે. તે સુધારો તો બાજી જીતો. ફળશાક ને દૂધ એ શોખ કે ચટકાની વસ્તુઓ નથી, બહુ જ જરૂરની વસ્તુઓ

છે. એટલું ખાવું તમારી ફરજ છે. એ ખાવામાં તમે શોખ નથી કરતા, ન ખાવામાં ગુનો કરો છો.

ગ્રામજન — ગુનો શેનો?

અધ્યાપક—ગુનો તમારો પોતાનો, સમાજનો અને ખુદ ઈશ્વરનો. ઘરમાં કાયમ કોઈ માંદુ હોય તે બધાં પર બોજારૂપ થઈ પડે છે કે નહીં? મનુષ્યને લાયક ખોરાક તમે નથી ખાતા તેથી નથી તમારામાં મનુષ્યની શક્તિ કે નથી તેની તંદુરસ્તી. તમે અર્ધા શક્તિવાળા અને અર્ધા રોગી જ છો. તેથી તમે પોતા પર તથા સમાજ પર ભારરૂપ હોઈ ગુનેગાર છો. ઈશ્વરે તમને પૂર્ણ મનુષ્ય બનવા માટે પેદા કર્યા. પૂર્ણ મનુષ્યનો ખોરાક ખાધા સિવાય તમે તેવા ક્યાંથી બનો? એ રીતે ઈશ્વરના ઇરાદાને ધૂળમાં મેળવીને તમે તેના પણ ગુનેગાર છો.

ગ્રામજન — ભાવના બદલવાથી ખોરાક મળી જશે?

અધ્યાપક — ભાવના ઉપર ફળનો ઘણો આધાર રહે છે. દૂધ, ફળ શાકને તમે શોખની વસ્તુઓ ગણશો તો તે મેળવવામાં ઉદાસીન રહેશો, જરૂરની ગણશો તો તે મેળવવા ઇરાદો પાકો કરશો ને ખૂબ મથશો. બીજી ઘણી વસ્તુઓ કરતાં તેને મહત્ત્વ વધારે આપશો ને છેવટે તે મેળવીને જ જંપશો.

રમેશ — સાહેબ, હું ઘણાં ગામડાંમાં આ રીતે ફર્યો છું. લોકોને ઘણું સમજાવીએ પણ કશું નવું કરવાનો તેઓ ઉત્સાહ જ દેખાડતા નથી. એમને સારું જીવન જીવવાની ઇચ્છા નહીં થતી હોય?

અધ્યાપક — લોકોને સારા જીવનની ઇચ્છા નથી એમ કહેવું એ તો મનુષ્યસ્વભાવને ન ઓળખવા બરોબર છે. આ બાબતમાં મારું નિરીક્ષણ જુદું છે. ઉત્સાહ નથી, કેમ કે શક્તિ નથી. શક્તિવાળાં બાળકોને ખેલકૂદમાં ઉત્સાહ બતાવવા માટે શીખવવું પડે છે? શક્તિ હોય ત્યાં ઉત્સાહ સ્વયંસ્ફૂર્તિથી જ પ્રગટે છે. આજે ખોરાક વિના લોકોમાં શક્તિ જ નથી. આ કુચક્ર તોડવા માટે ખોરાકથી જ શરૂઆત કરવી પડશે. शरीरमाद्यं खलु धर्मसाधनम्‌નો (શરીર ખરેખર ધર્મનું પ્રથમ સાધન છે.) આ મર્મ છે. શરીરસાધન મજબૂત ન બને ત્યાં સુધી ગ્રામસુધારનું કામ મત માગનારાઓ માટે વાતો કરવાનો એક મુદ્દો જ રહેવાનો.

ઝવેરભાઈ પટેલ

# પૂરું થતું પખવાડિયું

મુંબઈ સરકારે 'ગુનેગાર કોમોનો ધારો' તા. ૧૩મી ઑગસ્ટથી પ્રાંતમાંથી રદ કરવાનો નિર્ણય કર્યો છે. આ ધારો રદ થવાથી ગુનેગાર કોમો તરીકે ગણાતા લગભગ સાત લાખ માણસો જન્મથી જ તેમને લાગુ પડતા ગુનેગાર તરીકેના લાંછનમાંથી મુક્ત થશે.

હિંદી સરકારના કાપડ કમિશનરે તા. ૧૮મીએ જાહેર કર્યું છે કે, કોઈ પણ વ્યક્તિ હવેથી પોતાના અંગત સામાન ભેગું ગમે એટલું કાપડ, ગમે તે વાહન મારફતે હિંદના ગમે તે ભાગમાં એક સ્થળેથી બીજે સ્થળે લઈ જઈ શકશે.

કેળવણીના પ્રધાનોની દિલ્હીમાં મળેલી પરિષદે કેળવણીનાં પ્રાથમિક ધોરણોની પરીક્ષા અને શિક્ષણના માધ્યમ તરીકે બાળકની માતૃભાષા રાખવાનો નિર્ણય કર્યો છે.

મુંબઈ પ્રાંત સાથે દેશી રાજ્યોના સંપૂર્ણ જોડાણને પરિણામે મહાલ, તાલુકા અને જિલ્લાઓની પુનર્રચના અંગે આવેલી ફરિયાદોની તપાસ કરવા અને પ્રજાનાં વાંધાઓ અને સૂચનાઓ જાણવા મુંબઈ સરકારે શ્રી કે. પી. મહુરાની નામના અમલદારની નિમણૂક કરી છે.

બંધારણસભાએ હિંદી પાર્લમેન્ટના નીચલા સભાગૃહમાં પછાતવર્ગો, આદિવાસીઓ તથા ઍંગ્લો-ઇન્ડિયનો માટે દશ વરસ સુધી અનામત બેઠકો રાખવાની જોગવાઈ કરી છે.

નડિયાદમાં આવેલું શ્રી સંતરામનું પ્રાચીન અને સુપ્રસિદ્ધ મંદિર હરિજનો માટે ખુલ્લું મૂકવામાં આવ્યું છે.

મંદિરના પૂજારીએ દર્શને આવનાર હરિજનોને આવકાર આપ્યો હતો અને મંદિરના આગામી વાર્ષિક ઉત્સવ વખતે ત્યાં આવવા બધા હરિજનોને આમંત્રણ આપ્યું હતું.

મ૦

विषयसूचि



મુદ્રક અને પ્રકાશક : જીવણજી ડાહ્યાભાઈ દેસાઈ, નવજીવન મુદ્રણાલય, કાળુપુર, અમદાવાદ

# લોકજીવન

યથા પ્રજા તથા રાજા




વર્ષ ૨ અંક ૩

વાર્ષિક લવાજમ: દેશમાં રૂ. ૩
છમાસિક " " રૂ. ૨

અમદાવાદ, ૧૫મી સપ્ટેમ્બર, ૧૯૪૯

વાર્ષિક લવાજમ: પરદેશમાં
રૂ. ૫: શિ. ૮



સંપાદકમંડળ

મગનભાઈ દેસાઈ — ગોપાલદાસ પટેલ
વિઠ્ઠલદાસ કોઠારી — મણિભાઈ દેસાઈ (તંત્રી)
બબલભાઈ મહેતા — જીવણજી દેસાઈ (વ્યવસ્થાપક)


## રેંટિયાબારશ

જો મારી જન્મતિથિ ઊજવવી જ જોઈએ તો હું તટસ્થ ભાવે સૂચના કરી શકું એમ છું. એ જન્મતિથિ મારી જન્મતિથિ તરીકે નહીં પણ રેંટિયાબારશ તરીકે ભલે ઊજવો. તે દિવસે તમારાથી રેંટિયાને જેટલો શણગારી શકાય તેટલો શણગારો, રેંટિયાની જેટલી ઉપાસના થઈ શકે તેટલી કરો, ખાદી વેચો, આખો દિવસ કાંતવામાં મગ્ન થઈ શકો તો થાઓ, તે દિવસનું આખું વાતાવરણ રેંટિયા અને ખાદીમય કરી મૂકો. કારણ મારી જન્મતિથિમાં શું છે? મારા જીવનકાર્યમાં કશી વિશેષતા હોય તો તે આપણા ગરીબોનાં ઉદ્ધારનું અને તે વાટે દેશના ઉદ્ધારનું સાધન રેંટિયો મેં શોધ્યો અને દેશની આગળ રજૂ કર્યો એ છે. એ કાર્ય આગળ

મારાં બીજાં બધાં કાર્ય — એ સેવા આગળ મારી બીજી બધી સેવા ગૌણ થઈ જાય છે. એની તમને કદર હોય તો એનો ઉત્સવ ઊજવો. આજે આપણામાં શક્તિ નથી; આજે દેશની ભૂંડી દશા છે, એટલે શું થાય? બાકી જો બને તો આજે તમે વ્રત લઈ શકો કે કંઈ નહીં તો આવતી રેંટિયાબારશે પરદેશી કાપડનો એક્કે ટુકડો ન રહ્યો હશે.

ગાંધીજી

## શો વાંધો ?

એક હિંદુ ધર્માચાર્ય ઉપદેશ કરતા હતા. એટલામાં આસપાસ બેઠેલી સ્ત્રીઓના સમુદાયમાં કોલાહલ થતો જણાયો. તપાસ કરતાં કોઈએ જણાવ્યું કે એક હરિજન બાઈ ધર્મોપદેશ સાંભળતી જણાવાથી આસપાસની સ્ત્રીઓ ચોંકી ગઈ. આચાર્યને જણાવવામાં આવ્યું કે કોઈ હરિજન બાઈ સભામંડપમાં છે. આચાર્યે હરિજન બાઈને નજીક બોલાવીને તપાસ કરતાં માલૂમ પડયું કે તે બાઈ ઘણા વખતથી ધર્મોપદેશ સાંભળવા આવતી. આચાર્યે આ બાઈને આગળ બેસાડીને ધર્મોપદેશ આપવાનું ચાલુ રાખ્યું. આ પ્રસંગ શ્રી સ્વામીનારાયણ સંપ્રદાય અંગેનો છે એમ જાણવા મળ્યું છે. ધર્માચાર્યોને ઉપદેશ આપવાનો સંકોચ નથી, ભગવાનને દર્શન આપવાનો વાંધો નથી, તો ભક્તજનોને સાથે ઊભા રહેવાનો શું વાંધો હોય?

આમ હોવા છતાં અમદાવાદમાં સ્વામીનારાયણ મંદિરના દરવાજા હરિજનો માટે બંધ હોવા જોઈએ એમ સાબિત કરવા કોર્ટમાં કેસ લડાય છે!

પરીક્ષિતલાલ

# સિંહ, શિયાળ અને ગધેડું

[ઈસપની એક વાત]

શિયાળ અને ગધેડું, ખાવાને માટે કાંઈક શિકાર મળી જાય તો, તેની શોધમાં નીકળ્યાં. શિયાળે ગધેડાને કહ્યું, 'એકથી બે ભલા. ચાલો આપણે કાંઈક ખાવાનું ખોળી કાઢીએ.'

એમ ભેગાં મળીને તે જતાં હતાં, તેવામાં સામેથી સિંહ આવતો દેખાયો. ચાલવામાં આગળ શિયાળ હતું, અને ગધેડું લહેરથી પોતાની મેળે પાછળ આવતું હતું.

આગળ ચાલતા શિયાળે સિંહને જોયો. તે પણ શિકારની શોધમાં જ નીકળેલો લાગતો હતો. તે જોઈને શિયાળે વિચાર કર્યો, 'આપણો કોળિયો થઈ જ ગયો, એમાં શક નથી. કાંઈક ઉપાય કરવો જોઈએ.'

આમ વિચારી તેણે ધીમે અવાજે સિંહને કહ્યું, 'સિંહદાદા, સિંહદાદા, ભાઈસાબ મને તમે જવા દો, તો હું તમને ગધેડા જેવો મોટો શિકાર દેખાડું.'

સિંહ શું કરવા ના પાડે? તે કહે, 'ઠીક છે, દેખાડ ક્યાં છે એ.'

દગાબાજ શિયાળ પાછળ આવતા ગધેડા તરફ સિંહને લઈ ગયું. સિંહે ગધેડાને પૂરું કર્યું; પણ પછી તેણે શિયાળને પણ ખતમ કર્યું! એને શું? એને તો એકને બદલે બે શિકાર મળ્યા.

આપણામાં કહેવત છે કે, દગા કિસીકા સગા નહીં. સ્વાર્થ વહાલો કરી શિયાળે ઈમાન અને દોસ્તી છોડયાં તો તેને શું મળ્યું?

૮-૯-'૪૯ મગનભાઈ દેસાઈ

# ચડવાનો રસ્તો અને પડવાનો રસ્તો

માણસ જ્યારે બીજાના દોષો જોવાનો પ્રયાસ કરે છે ત્યારે એ પડે છે; પણ જ્યારે એ પોતે શું કરી શકે એમ છે એનો વિચાર કરે છે અને એ પ્રમાણે કામ કરવા લાગી જાય છે ત્યારે એ ચડે છે.

અમલદારો લાંચ લે છે, વેપારીઓ કાળાંબજાર કરે છે, પ્રજામાં અનીતિ વધી ગઈ છે આવી આવી વાતો કરવાથી લાંચ, કાળાંબજાર કે અનીતિ ઘટતાં નથી પણ એનો ફેલાવો થાય છે. પણ એમાંનું જે જે કરવા જેવું નથી એ ન કરવું અને કરવા જેવું હોય તે જાતે કરવા લાગી જવું એ છે ચડવાનો રસ્તો.

બબલભાઈ મહેતા

# ખરો વિજય

બુદ્ધ ભગવાન એક વખત જેતવનમાં ઊતર્યા હતા. તે વખતે શહેરમાંથી એક બ્રાહ્મણ ફરતો ફરતો ત્યાં આવ્યો. બુદ્ધને પાસે જાણી, તેને તેમની સાથે જરા જીભાજોડી કરી લેવાનું મન થયું. તેણે વિચાર્યું કે, આ ભિક્ષુ બધાને અર્થ એટલે કે હિતનો ઉપદેશ આપે છે; પણ હું તેને પૂછું કે, તને અનર્થ શું તેની પણ ખબર છે કે નહીં ?

આમ વિચારી, તે બુદ્ધની પાસે ગયો અને નમસ્કાર વગેરે કરીને બોલ્યો : 'હે ભિક્ષુ ! તમે માત્ર અર્થની વાત કર્યા કરો છો; પણ તમને અનર્થની પણ ખબર છે ખરી ?'

બુદ્ધે જવાબ આપ્યો : 'બ્રાહ્મણ ! હું અર્થ પણ જાણું છું, તેમ જ અનર્થને પણ જાણું છું.'

બ્રાહ્મણે કહ્યું : 'વાહ! ત્યારે

અનર્થ વિષે મને કંઈ સંભળાવો જોઉં ?'

બુદ્ધે કહ્યું :

"સૂર્ય ઊગ્યા પછી સૂઈ રહેવું, આળસ, ચાંદની, (ગુસ્સો), લાંબો વખત વૈભવ, વારંવાર મુસાફરી, પારકાની સ્ત્રીનું સેવન— આટલાં વાનાં તું સેવજે, એટલે હે બ્રાહ્મણ ! તને અનર્થની મણા નહીં રહે !"

આ સાંભળી, પેલો બ્રાહ્મણ ખુશ થયો. તે બોલ્યો : 'ઠીક કહ્યું, ઠીક કહ્યું ! હે ભિક્ષુ ! તમે ખરેખર અર્થની જેમ અનર્થને પણ બરાબર સમજો છો. તમે ખરેખર લોકોનાં ટોળેટોળાંના આચાર્ય અને નાયક થવાને યોગ્ય છો.'

પછી બુદ્ધે કંઈક વિચાર કરીને બ્રાહ્મણને પૂછ્યું : 'હે બ્રાહ્મણ ! તું શો ધંધો કરીને ગુજરાન ચલાવે છે ?'

બ્રાહ્મણે કહ્યું : 'જુગાર રમીને !'

બુદ્ધે પૂછ્યું : 'તેમાં તું બીજાને હરાવે છે, કે બીજા તને હરાવે છે ?'

બ્રાહ્મણે કહ્યું : 'કોઈક વખત હું બીજાને હરાવું, અને કોઈક વખત બીજા પણ મને હરાવે !'

બુદ્ધે કહ્યું : 'હે બ્રાહ્મણ ! એવો વિજય બહુ વિસાતનો ન કહેવાય, તેમ જ શ્રેયરૂપ પણ ન કહેવાય. હું એવો વિજય પસંદ કરું છું કે જેમાં પછી હારવાપણું ન રહે ! પોતાની ખરાબ વાસનાઓને જીતીને પોતાની ઉપર મેળવેલો વિજય એ એવો વિજય છે કે જેનો પછી પરાજય થતો નથી. સાંભળ —

"પોતાની જાતને જીતવી શ્રેયસ્કર છે; બીજી બધી પ્રજાને હરાવીએ, તેમાં મને બહુ લાભ દેખાતો નથી.

"પોતાની જાતને જીતનારા પુરુષના વિજયને, પછી, દેવ–ગંધર્વ–માર–અને બ્રહ્મા પણ, ભેગા મળીને પરાજયમાં ફેરવી શકતા નથી!"

શો૦

## મૂર્તિ– 'પૂજક' તેમ જ –'ભંજક'

મૂર્તિને બુતના અર્થમાં લઈએ તો હું મૂર્તિભંજક છું. મૂર્તિને ધ્યાન કરવાના, કે માન આપવાના કે સ્મરણ કરાવવાના સાધન અર્થે લઈએ તો હું મૂર્તિપૂજક છું...

વહેમમાત્ર બુતપરસ્તી અથવા નિંદ્ય મૂર્તિપૂજા છે. જેઓ ગમે તે રિવાજને ધર્મ માને છે, તેઓ નિંદ્ય મૂર્તિપૂજક છે. તેથી એવી જગાએ હું મૂર્તિભંજક છું. મને શાસ્ત્રનાં પ્રમાણ ટાંકીને કોઈથી અસત્યને સત્ય, ક્રૂરતાને દયા, વેરભાવને પ્રેમ નહીં કરી બતાવી શકાય; તેથી ને તે રીતે હું મૂર્તિભંજક છું. દ્વિઅર્થી કે ક્ષેપક શ્લોક બતાવી અથવા ધમકી આપીને અંત્યજનો તિરસ્કાર, કે ત્યાગ, કે તેની અસ્પૃશ્યતા મને કોઈ શીખવી ન શકે; તેથી હું મને મૂર્તિભંજક માનું છું. માબાપની અનીતિને પણ હું અનીતિરૂપે જોઈ શકું છું તેથી દેશ ઉપર અથાગ પ્રેમ હોવા છતાં હું દેશના પણ દોષો જોઈને ઉઘાડા કરી શકું છું; તેથી મૂર્તિભંજક છું.

પણ મને વેદાદિને વિષે સંપૂર્ણ અને સ્વાભાવિક રીતે આદર છે; હું પાષાણમાં પણ પરમેશ્વરને જોઈ શકું છું તેથી સાધુપુરુષોની પ્રતિમાઓ પ્રત્યે મારું મસ્તક એની મેળે ઝૂકે છે; તેથી હું મને પોતાને મૂર્તિપૂજક માનું છું.

એટલે ગુણદોષ બાહ્ય કાર્યમાં છે તેના કરતાં વિશેષ અંતરના ભાવમાં છે. . . .

દોષ મૂર્તિની પૂજામાં નથી; દોષ અણસમજભરી પૂજામાં છે.

('ધર્મમંથન'માંથી) ગાંધીજી

# છાણ સોનું છે અને મૂત્ર મોતી છે

થોડા દિવસ પહેલાં 'લોકજીવન'માં ખાનકૂવા ગામના ભાઈઓએ એમને ત્યાં બનાવેલા જાજરૂના ખાતરમાંથી ૨૫૦ રૂપિયા ઉપજાવ્યા હતા એવું મેં જણાવ્યું હતું. ચાલુ વર્ષે એ ગામે એ મળમૂત્રના ખાતરની હરાજીમાંથી ૭૫૦ રૂપિયા ઉપજાવ્યા છે. એમાંના ૧૫૦રૂપિયા એ ખાતર કાઢવા ઢાંકવાની મજૂરી પેટે વપરાયા અને ૬૦૦ રૂપિયા રોકડા બચ્યા. એ ત્યાંના નાના સાર્વજનિક દવાખાનામાં જમા થયા. કોઈને પણ આ વાત સાંભળીને પોતાના ગામમાં જાજરૂ ગોઠવવાની ચાનક ચડે એમ છે.

પણ આજે તો હું એક બીજી વાત તરફ આપ સૌનું ધ્યાન ખેંચવા માગું છું.

જેમ ઢોરનું છાણ અને મનુષ્યનો મળ ઊંચા પ્રકારનું ખાતર પૂરું પાડે છે એમ ઢોર કે મનુષ્યનું મૂત્ર પણ ખાતર તરીકે બહુ કીમતી ગણાય છે. એમાં એક જ સાવચેતી લેવાની હોય છે કે મૂત્ર સીધેસીધું ખાતર તરીકે નહીં વાપરવું. કેમ કે એ બહુ જલદ છે એટલે એ વાપરતાં પહેલાં એમાં એથી દસગણું પાણી ઉમેરવું. આવું મિશ્રણ તો તાત્કાલિક ખાતરનું કામ પણ આપે છે. પરંતુ આમ અલગ મૂત્ર ન વાપરવું હોય તો છાણ કે મળના ખાડામાં રેડીને બરાબર ઢાંકી દેવાથી એ મૂળ ખાતરની કિંમત વધારી મૂકે છે. એથી તો મેં કહ્યું કે છાણ સોનું છે અને મૂત્ર મોતી છે.

જો મોતીને ફેંકી દેવાં હોય તો મૂત્રને ઢોળી દેવું. કેટલાક ડાહ્યા ખેડૂતોને ત્યાં તો છાણ અને મૂત્રની રાબડી બનાવીને જ ઉકરડાના ખાડામાં પૂરેલા ઘાસપાંદડાંના કચરા ઉપર છાંટવામાં આવે છે. એના કહોવાણથી ધૂળમાંથી ધાન થાય એમ આ નકામા કચરામાંથી સોના જેવું સુંદર ખાતર તૈયાર થાય છે. એનું બીજું નામ મિશ્ર ખાતર. આ ખાતર ઉત્તમમાં ઉત્તમ ખાતર ગણાય છે.

બબલભાઈ મહેતા

# એકતા

[હૈદરાબાદ મુકામે ૩-૪-'૪૯ને રોજ થયેલી પ્રાર્થનાસભામાં શ્રી વિનોબાએ આપેલું ભાષણ 'હરિજનબંધુ'માંથી અહીં ઉતાર્યું છે.]

આપણે સૌએ અહીં, આ ભૂમિમાં રહેવાનું છે. અહીંનાં, આ ભૂમિનાં હવા, પાણી અને અનાજ આપણે લેવાનાં છે. મરી ગયા બાદ આપણે અહીંની, આ ભૂમિની માટીમાં મળી જવાનું છે. જીવતાં જે અનાજ ખાઈએ છીએ તેમાં કોઈ જાતનો ભેદ નથી. એ માટી ભેદ કરતી નથી, એ પાણી પણ ભેદ રાખતું નથી. વળી, સૂર્યનારાયણ પણ માણસ માણસ વચ્ચે અંતર કરતા નથી. સૌની સાથે તે સરખો વહેવાર રાખે છે. એ શિખામણ આપણે સૌએ લેવા જેવી છે. જેમ માંદા માણસને આપણે માંદો કહીએ છીએ ને તેની ન્યાતજાતની પંચાતમાં પડતા નથી તેમ ધર્મનિષ્ઠ પુરુષને ધર્મનિષ્ઠ અને સજ્જનને સજ્જન કહેવા જોઈએ અને તેમનો ધર્મ કયો એ સાંપ્રદાયિક ભેદની પંચાતમાં આપણે ન પડવું જોઈએ. કોઈ દાવો કરે કે હું હિંદુ છું તો તેનો દાવો પણ નેક કામો કરવાથી જ સાચો ઠરે. આ જ વાત બાકીના બીજા ધર્મોનેયે લાગુ પડે છે. આપણે નેક કામની કસોટી પર જ સૌને કસીએ. માણસ ઈશ્વરને કયે નામે બોલાવે છે, તેની પ્રાર્થના કઈ ઢબે કરે છે અથવા મરણ પછી તે પોતાનાં માણસોને દહન કરે છે કે દફન કરે છે એ બાબતોને આપણે મહત્ત્વ ન આપીએ, એમને લેખામાં ન લઈએ.

હિંદુસ્તાનમાં કોઈ પણ નદીને ગંગા કહીને ઓળખાવવાનો રિવાજ છે. અને નહાવા જઈ જ પાછો આવે છે તે માણસ કહે છે કે હું ગંગાએ જઈ આવ્યો. આ રિવાજ એટલે સુધી દૃઢ થયો છે કે નહાવાના પાણીના વાસણને આપણે ગંગાલય કહીને ઓળખાવીએ છીએ. એટલે કાવેરીથી માંડીને ગંગાયમુના સુધીની સૌ નદી આપણે માટે ગંગા છે. આમાં આપણી પ્રજાની એકતાનું આપણને સંપૂર્ણ દર્શન થાય છે. એ એકતા કૃત્રિમ નથી. હિંદુસ્તાનના સ્વભાવમાંથી જન્મી છે.

એ એકતાનો પ્રચાર આપણે આખી દુનિયામાં કરવો છે. એક જમાનામાં બુદ્ધ ભગવાનના અનુયાયીઓએ હિંદ બહાર જઈ જગતમાં પ્રકાશ ફેલાવ્યો. ત્યાર બાદ અઢી હજાર વરસ રહીને ભગવાને અહીં એક એવા પુરુષને મોકલ્યા કે જેમની શિખામણ તરફ આખી દુનિયા આકર્ષાઈ છે અને આશા રાખે છે કે આવા પુરુષ હિંદુસ્તાનમાં થઈ ગયા તો તેની આજુબાજુ રહેનારા લોકો દુનિયાને રાહત તેમ જ શક્તિ આપનારી શક્તિ નિર્માણ કરશે.

# રેંટિયો શા માટે?

['હરિજનબંધુ'માં પ્રગટ થયેલા 'રેંટિયાજયંતી' નામના શ્રી. કિશોરલાલભાઈના લેખમાંથી નીચેનો ફકરો ઉતાર્યો છે.]

રેંટિયા અને ખાદીનો પ્રચાર કોઈ ગાંધી કે કોંગ્રેસનો સંપ્રદાય બનાવવા માટે યોજાયો નથી. માણસના સાધુપણા કે પાપીપણાની પરીક્ષા એનાં કપડાંથી કરવા માટે ખાદી નથી. પણ (પાકિસ્તાન સમેત) ભારતવર્ષની ચાળીસ કરોડની પ્રજાની ગરીબી ટાળવાના મૂળગત ઉપાયરૂપે એની કલ્પના થઈ હતી, અને તે કલ્પના હજુયે કાયમ છે: હજાર રીતના ઉદ્યોગીકરણથી કે સામ્યવાદી રાજતંત્ર બનાવવાથીયે દરેકનું સ્વાતંત્ર્ય, વિકાસ અને દારિદ્ર્યનિવારણ સાધનારો સર્વોદય કોઈ બીજી રીતે થઈ શકે એમ છે જ નહીં એવા દૃઢ નિર્ણય પર આવવાને પરિણામે રેંટિયાના પ્રચાર પાછળ ગાંધીજીએ પોતાની શક્તિનો ઘણો મોટો ભાગ ખર્ચ્યો. પરિણામે મૂઠીભર કાચાપાકા કાર્યકર્તાઓ પેદા થયા. તેઓ ગાંધીજી પછી એ કાર્યને પોતાનું જીવનકાર્ય મનાવી આગળ વધારવા પ્રયત્ન કરી રહ્યા છે. પ્રજા જેટલે અંશે રેંટિયાને અપનાવશે, જેટલે અંશે તેની પ્રચારક બનશે તેટલે અંશે તે સર્વોદયને પંથે આગળ વધશે. સમજીને કે હારીને ક્યારેય પણ પ્રજાને સ્વીકારવું પડવાનું છે કે ચરખાનો સ્વીકાર એ જ ગાંધીજયંતી અને ગાંધીજીનું સ્મારક છે.

# જમીનનો એક સાદો નિયમ

માણસના શરીરનો ઘસારો પૂરવા માટે અને તેની શક્તિ ટકાવી રાખવા માટે જેમ ખોરાકની જરૂર છે તેમ જમીનનો કસ ટકાવી રાખવા માટે પણ ખોરાકની જરૂર છે. માણસનો ખોરાક જમીન પૂરો પાડે છે. તેમ જમીનનો ખોરાક માણસ પૂરો પાડે છે. કુદરતની એવી અદ્ભુત રચના છે કે જમીન અને માણસ એકબીજાને ખોરાક પૂરો પાડવાનું કામ બરાબર કરે તો કશી મુશ્કેલી ન આવે. પણ જમીન પોતાની મેળે કશું કરી શકતી નથી. માણસ જેમ વર્તે તેમ જમીન કામ આપે. તેની પાસેથી બરાબર કામ લેવાને માણસે જાગતા રહેવું જોઈએ.

માણસ જાગતો રહ્યો ક્યારે કહેવાય? જમીન પાસેથી જેટલું લે તેટલું પાછું આપે ત્યારે. કુદરતે એવી રચના કરી છે કે, જમીનને ઉપયોગી તે માણસને ઉપયોગી નહીં અને માણસને ઉપયોગી તે જમીનને ઉપયોગી નહીં. કુદરત જે આપે છે તે બધાનો માણસશરીરને ઉપયોગ નથી, ઢોરના શરીરને ઉપયોગ નથી. તેમાંથી મળમૂત્ર રૂપે કચરો પડ્યા વગર રહે જ નહીં. તે જ જમીન આપણી પાસેથી પાછું માગે છે. તે આપણે પાછું ન આપીએ અને જેમતેમ વેડફી મારીએ તો પછી જમીન પૂરતી પેદાશ ન આપે તેમાં શી નવાઈ? ટૂંકામાં જમીનનો સાદો નિયમ એ છે કે, તે માણસ અને ઢોરના કચરામાંથી પોતાનો ઘસારો પૂરો કરે છે અને પાણી તથા સૂર્યના તાપની મદદથી અમૃત પકવીને માનવી અને ઢોરને પોષે છે. એ માનવીની ફરજ છે કે કશો પણ કચરો, મળમૂત્ર નકામું જવા દેવું નહીં પણ તેનું ખાતર બનાવીને ધરતીમાતાને પાછું આપવું. કોઈ પણ ગામનાં માનવી અને ઢોરનો બધો કચરો જરાય બગાડ વિના રીતસર ખાતરના રૂપમાં જમીનને પાછો મળે તો એ જમીનમાંથી ત્યાંનાં ઢોર અને માણસને પોષવા માટે પૂરતો ખોરાક મળી રહે એ કુદરતનો સાદો નિયમ બધા સમજે તો હિંદ જેવા દેશને અનાજની કદી ખોટ પડે નહીં.

આપણે સોના જેવા મળનો અને કચરાનો બરાબર ઉપયોગ કરવાનું ભૂલ્યા એટલે હિંદને આજે પરદેશ પાસે અનાજની ભીખ માગવા વારો આવ્યો છે. તે વાત બધા ફરી સમજે તો હિંદના અનાજમાં પડતી દસ ટકા ખોટ પૂરવી એ તો કશી વિસાતમાં નથી.

ગામેગામ ઝાડ ઉછેરવામાં આવે અને ખેતરેખેતર કૂવા કરવામાં આવે તે અતિ આવશ્યક અને જરૂરી છે પણ સાથે જ બધાં મળમૂત્ર અને છાણ-કચરાનું રીતસર ખાતર થાય અને તે જમીનને મળે એ પણ જરૂરી છે. તેથી બેવડો લાભ થાય છે. જમીનને ખોરાક મળે છે અને ગંદકી ઓછી થાય છે.

વિઠ્ઠલદાસ કોઠારી

# સિનેમા અને ગુનાખોરી

સિનેમાની દુનિયા કેવી અવનવી જાતની છે, તે આપણે અગાઉના એક અંકમાં જોઈ આવ્યા. તેમાં દેખાડાતી ફિલ્મોના મોટા ભાગના વિષય ત્રણ હોય છે — ૧. કામવાસના અને પ્રેમ, ૨. સ્રીપુરુષસંબંધ, ૩. ગુનાખોરી.

આ વિષયો લોકોને ગમે છે એમ માનીને સિનેમાવાળા તેમાં નાચ, રંગ, પ્રેમની મારામારી, અને કેટલોય અછકલો શૃંગાર અને નાગી કામ-ચેષ્ટાઓ ઉમેરે છે. સાધુસંત અને સજ્જનોની ફિલ્મ હોય, તેમાં પણ સ્રીપુરુષના પ્રેમનો ત્રિકોણ લાવે છે; નાચરંગ અને ગાનતાનની મહેફિલો ગોઠવવામાં આવે છે; કોઈ ગુનાખોર અને ઉદ્દંડ બદમાશનું પાત્ર પણ રાખવામાં આવે છે.

અને ઘણી વાર એવું બને છે કે, પેલું બદમાશ પાત્ર વધારે આકર્ષક અને ચટકદાર ભાગ ભજવતું હોય છે. અને એને ઉઠાવ આપવા માટે સાહિત્ય, સંગીત અને શૃંગાર કળાની ઠીક ઠીક મદદ લેવાય છે. આથી બદમાશી અને ગુનાખોરી ગમે એવી, આકર્ષક અને રોમાંચક બને છે. અને નવજુવાન માનસ પર આની અસર ખરાબ અને અવળી જ થાય છે.

પેલા અમેરિકન પ્રોફેસરોએ આ

ગુનાખોરી વિષે પણ સારી પેઠે ને ઝીણવટથી તપાસ કરી હતી. તેમણે જે જોયું તે જાણવા જેવું છે.

તે અધ્યાપકો એમના હેવાલમાં લખે છે કે, સિનેમા એ અક્ષરશઃ ગુનેગારીની નિશાળ જ છે; ગુના કરવાની પ્રવૃત્તિ તે ઉત્પન્ન કરે છે; અને તેને માટે જોઈતી બહાદુરી પણ એ શીખવે છે. ચોરી, ખૂન, બહારવટું ઇ૦ કેમ કરવાં, તેની યુક્તિઓ અને કરામતો ત્યાં હૂબહૂ જોઈને શીખવા મળે છે. કેટલાય ગુનેગાર છોકરાઓએ એમને યાદી કરીને આપી કે, આ આ ગુના કરવાનું અમે સિનેમામાં જોઈને શીખેલા. અને આમ ગુના કરીને કેમ આબાદ રીતે છટકવું, તે કેમ કરીને સંતાડવા, વગેરે પણ સિનેમા સારી રીતે બતાવે છે. પેલા હેવાલવાળા છેવટે એમ કહે છે કે, "આવી ફિલમો કંઈ ગુના કરવાનું શીખવવાની નિશાળો જ નહીં, બલ્કે યુનિવર્સિટી જ કહેવાય." કેમ કે ત્યાં એ વિદ્યાની પણ પરાકાષ્ઠા ઉતારવામાં આવે છે.

અને છેવટે એ જણાવે છે કે, સામાન્ય રીતે માણસ મહેનત-મજૂરી કરે તો રળી શકે છે. પણ ફિલમની વાતોમાં શું જોવા મળે છે? ગુનેગાર અને બદમાશ લોકો ચેનથી અમન-ચમન કરતા બતાવવામાં આવે છે. તેથી જોનારાની ભાવનાઓ અવળી જ કેળવાય છે. નીતિ અને પ્રમાણિક મહેનતમજૂરીનો મહિમા મનમાંથી ઓછો થઈ જાય છે. ફરેબ, ચાલાકી, અને યુક્તિપ્રયુક્તિ જીવનની સફળતાની ચાવીઓ છે, એવો ભાવ જામે છે.

ગુનાનું આલેખન કોઈ સમર્થ લેખક જ નિર્મળ રાખી શકે. મોટે ભાગે તો ફિલમોની વાર્તાઓ લોકોની ક્ષુદ્ર વાસનાઓને હલમલાવી ધધો કરી ખાવા માટે રચાય છે. તેની અસર એવી જ થાય, એ ઉઘાડું છે.

આમ સિનેમાને કેવળ નિર્દોષ મનોરંજન માનવું એ ભૂલ છે. એ વિષે સમાજે અને તેના નાયકોએ સાવચેત રહેવાનું છે.

૮-૯-'૪૯ મગનભાઈ દેસાઈ

**દારૂ શરીરમાં જાય, એટલે બુદ્ધિ બહાર નીકળી જાય છે.**

# અજ્ઞાનની કિંમત

ઘણી વાર કહેવાય છે કે કેળવણી મોંઘી છે. પણ એ તમે સાચી રીતે કિંમત આંકવા માંડો તો અજ્ઞાન વધુ મોંઘું સાબિત થાય છે. આવું અજ્ઞાન મોટા માણસોમાંયે પ્રવર્તે છે. સ્થાપિત હિતવાળાઓ માલની નવી નવી ફૅશનો કાઢીને અને પોતાની માલિકી તળે ચાલતાં અખબારોમાં જાહેરખબરો આપીને ભારે ખર્ચ કરી એનો ફેલાવો કરે છે. તેઓ આપણને સત્ત્વ ફેંકી દઈને ફોતરાંને પકડી રાખવાનું શીખવે છે, પછી ફેંકી દીધેલી વસ્તુ (સત્ત્વ)ને ભેગી કરે છે અને તેને જુદાં જુદાં રૂપ અને જુદાં જુદાં નામ તળે મન ફાવે એવી કિંમતે મૂળ ધણીને પાછી આપે છે. આમ માલ વાપરનાર અજ્ઞાન માણસો પોતાના અજ્ઞાન માટે એક વખત જ્યારે તે સત્ત્વને ફેંકી દે છે ત્યારે, અને બીજી વાર જ્યારે એ પાછું તે ખરીદે છે ત્યારે એમ બે વાર કિંમત ચૂકવે છે. આ મોંઘું અજ્ઞાન મોટે ભાગે ડોળઘાલુ શહેરીઓમાં પ્રવર્તે છે અને વેપારી વર્ગના ટેકાવાળી સરકાર એને પાળેપોષે છે. આવું અજ્ઞાન ફૅશનો દ્વારા ફેલાય છે. આ ફૅશનો આપણી ખરી જરૂરિયાતો પૂરી પાડતી નથી પણ આપણા મિથ્યા ભિમાનને લાડ લડાવે છે.

આવા અજ્ઞાન માટે સૌથી બહોળું અને સહેલું ક્ષેત્ર અનાજના વિષયમાં છે. કુદરતે પેદા કરેલા તંદુરસ્ત અનાજનો, માણસ એને ખોટી રીતે દળીપીસીને નાશ કરી નાખે છે. વાપરનારાઓ પોષણતત્ત્વ વિના બીમાર પડે છે અને તેના ઉપાયરૂપે દાક્તરને આગળ રાખીને અને પ્રચારકાર્ય તથા જાહેરાતોથી સજ્જ થઈને વેપારી એમની મદદે આવે છે. આ પદ્ધતિ પૈસાની દૃષ્ટિએ મોંઘી છે એટલું જ નહીં પણ તંદુરસ્તીની દૃષ્ટિએ અવશ્ય નુકસાનકારક છે. આવા પ્રકારના શોષણની સામે શાળાઓમાં યોગ્ય આહારનું સાચું શિક્ષણ જ કામ કરી શકે. અનાજની ઘટ છે છતાં સરકાર ચોખાને પૉલિશ કરવા દે છે અને ઘઉંનો મેંદો બનાવવા દે છે. આમ, આપણે મોટા પ્રમાણમાં પોષણતત્ત્વવાળું અનાજ ફેંકી દઈએ છીએ અને તંદુરસ્તી બગાડીએ છીએ અને જિંદગીને જોખમમાં મૂકીએ છીએ.

ફેલાવાની નહીં પણ સાચાં મૂલ્યની સમજણની છે. રાષ્ટ્રીય સરકારનું એ એક કર્તવ્ય છે કે એણે પ્રજાને વિચારપૂર્વક જીવન જીવવાની પદ્ધતિની તાલીમ આપવી કે જેથી તેઓ લાભહીન શોષણ અને નિરર્થક ખર્ચમાંથી ઊગરે.

જે૦ કૉ૦ કુમારપ્પા

('હરિજનબંધુ'માંથી)

# જૂ માકડની પ્રતિષ્ઠા

ઘરની દીવાલોમાં ભરાઈ રહેનાર માકડ કોણે નહીં જોયા હોય? એ માકડના ત્રાસથી લોકો ઠીકઠીક ગભરાય છે. સંસ્કૃતમાં એક એવું જોડકણું છે કે માકડના ત્રાસથી જ નાસીને કમલા કમળમાં પેસી ગયાં, શિવ હિમાલય ઉપર પહોંચી ગયા અને વિષ્ણુ ભગવાન તો એટલા બધા અકળાયા કે ક્ષીરસમુદ્રમાં જ જઈને પોઢી ગયા. માકડ માટે આ કંઈ ઓછી પ્રતિષ્ઠાની વાત ન ગણાય.

પ્લીની નામનો એક વૈજ્ઞાનિક આશરે બાવીસ સો વરસ ઉપર થઈ ગયો. તે વૈદ્ય પણ હતો. તેણે લખ્યું છે કે માકડ એ સાપના ઝેરનું સારામાં સારું મારણ છે.

એક ફ્રાન્સના વૈદ્યે લખ્યું છે કે, હિસ્ટીરિયાના દરદીને માકડ ખાવા આપવાથી તાણો આવતી મટી જાય છે. દરદીને બહુ તાણ આવતી હોય તો માકડ ચોળીને સુંઘાડવાથી તાણ ઊતરી જાય છે. બીજા એક વૈદ્યે નોંધ કરી છે કે ચોથિયા તાવમાં સાત માકડ તાવના વારાના આગલા દિવસે આપવા. તેથી ચોથિયો તાવ મટી જાય છે. ગેસનર નામના એક વૈદ્યે તો એ ઉપાયને અનુભવસિદ્ધ જાહેર કર્યો છે. યુરોપમાં ગામડિયાઓમાં એક વખત એવી માન્યતા હતી કે કામ કરવામાં બહુ થોથા માણસોને માકડ ખવરાવવાથી તે સતેજ બની જાય છે અને ઝડપથી કામ કરે છે. અમેરિકામાં પણ વૈદ્યોના ક્ષેત્રમાં માકડની બોલબાલા હતી. માંદા માણસના ઘરઆંગણાની તે દવા હતી.

માકડ તો ઘરઆંગણાની દવા ગણાય. પણ જૂ! તે તો એ જમાનામાં એકએક માથાનો જીવ હતો. એક વૈદ્ય પાસે એક કમળાનો દરદી ગયો અને તેણે દવા માગી. વૈદ્યે જવાબ આપ્યો કે અલ્યા દરદી, દવા તારા માથામાં લઈને ફરે છે અને મારી પાસે દવા માગવા આવ્યો છે?

ચોથિયા તાવ અને સ્નાયુના દુખાવામાં પણ દવા તરીકે જૂ ખાવા આપવાનો રિવાજ હતો.

આવા પ્રતિષ્ઠિત સજ્જનો સામે સ્વચ્છતાને બહાને આપણે જેહાદ જગાવીએ છીએ!

માથામાં જૂ હોય તો તે માથું ગંદું! ઘરમાં માકડ હોય તો તે ઘર અસ્વચ્છ!

જમાનો જ બદલાઈ ગયો ને!

બંસીલાલ ગાંધી

# પૂરું થતું પખવાડિયું

સૌરાષ્ટ્ર સરકારે ઑક્ટોબરની ૨ જી તારીખે સૌરાષ્ટ્રભરમાં ગોવધ પર પ્રતિબંધ મૂકયો છે.

વિઝાગાપટ્ટમની જહાજો બાંધવાની ગોદી હિંદી સરકારે પોતાને હસ્તક લઈ લેવાનો નિર્ણય કર્યો છે.

યુનાઈટેડ સ્ટેટ્સના પ્રમુખ ટ્રુમૅન તથા ઇંગ્લંડના વડા પ્રધાન એટલીએ સંયુક્ત રાષ્ટ્રસંઘના કમિશને રજૂ કરેલી દરખાસ્ત સ્વીકારી લઈને કાશ્મીરના ઝઘડાનું જેમ બને તેમ જલદી સમાધાન કરવાની હિંદ તથા પાકિસ્તાનની સરકારોને અપીલ કરી હતી.

હિંદી સરકારે સુલેહ માટેની પ્રમુખ ટ્રુમૅન તથા વડા પ્રધાન એટલીની ચિંતાની કદર કરીને કમિશનની દરખાસ્ત કબૂલ રાખવા પોતાની અશક્તિ જાહેર કરી છે.

ગઈ તા. ૯મીએ મુંબઈ ધારાસભાની બેઠક પૂના ખાતે શરૂ થઈ છે.

હિંદી સરકારે બહાર પાડેલી એક યાદીમાં જણાવવામાં આવ્યું છે કે મુંબઈ પ્રાંતમાંથી પ્રાંત બહાર મોકલાતા કાપડ અને સૂતરના હેરફેર પરના તમામ અંકુશો હિંદી સરકારે ઉઠાવી લીધા છે હવેથી મુંબઈ પ્રાંતમાંથી પણ બીજા પ્રાંતોના વેપારીઓ કોઈ પણ પ્રકારના પ્રતિબંધ વિના કાપડ ખરીદી શકશે.

મ૦

વિષયસૂચિ



મુદ્રક અને પ્રકાશક : જીવણજી ડાહ્યાભાઈ દેસાઈ, નવજીવન મુદ્રણાલય, કાળુપુર, અમદાવાદ

રજિ૦ નં. બી.૫૩૬૩

# લોકજીવન

યથા પ્રજા તથા રાજા

વર્ષ ૨ | અંક ૪

બે આના

વાર્ષિક લવાજમ: દેશમાં રૂ. ૩
છમાસિક ,, ,, રૂ. ૨

અમદાવાદ, ૧લી ઑક્ટોબર, ૧૯૪૯

વાર્ષિક લવાજમ: પરદેશમાં
રૂ. ૫; શિ. ૮

સંપાદકમંડળ

મગનભાઈ દેસાઈ — ગોપાળદાસ પટેલ
વિઠ્ઠલદાસ કોઠારી — મણિભાઈ દેસાઈ (તંત્રી)
બબલભાઈ મહેતા — જીવણજી દેસાઈ (વ્યવસ્થાપક)

## અસ્પૃશ્યતા

મને લાગે છે કે જ્યારે ગોરક્ષાએ આપણા બાપદાદાઓમાં ધર્મનું સ્વરૂપ લીધું ત્યારે જેમણે ગોમાંસભક્ષણ ન જ છોડ્યું તેમને સમાજે બહિષ્કૃત કર્યા હશે. એ સામાજિક વિગ્રહ પણ જબરો ચાલ્યો હશે, અને ગોમાંસભક્ષણનો આગ્રહ ધરાવનારાઓની સામેનો એ સામાજિક બહિષ્કાર એકલા તેમની સામે જ ચાલીને ન અટકતાં તેમની પુત્રપૌત્ર પરંપરાની સામે પણ ચાલુ રહ્યો હશે. આમ ઘણે ભાગે મૂળ શુભ ઇરાદાઓથી શરૂ થયેલી પ્રવૃત્તિ કાળે કરીને એક કઠણ નિર્ઘૃણ (ક્રૂર) પ્રથા બની ગઈ; તે એટલે સુધી કે એ પ્રથાને કેવળ અનુચિતપણે કાયમનો ટેકો આપનારા કે તેની વિધિઓ સૂચવનારા શ્લોકો સુધ્ધાં ધીમેધીમે શાસ્ત્રગ્રંથોમાં ઘૂસી ગયા! આ મારી કલ્પના સાચી હોય કે ન હોય તોપણ અસ્પૃશ્યભાવના આપણી વિવેકબુદ્ધિની સાવ

વિરુદ્ધ અને પ્રેમ કે દયાધર્મના આપણા કુદરતી ભાવોની વિરોધી છે એ તો નિઃસંદેહ છે. જે ધર્મ ગાયની પૂજા પ્રવર્તાવતાં અચકાતો નથી તે માણસ જેવા માણસોનો આટલો ઘાતકી બહિષ્કાર કેમ બરદાસ કરી જ શકે અગર તો તેને ટેકો આપી શકે?

અને તેથી આટલો કાળ કચડાયેલા આ અસ્પૃશ્યવર્ગને તજવા કરતાં તો મારા ચૂરેચૂરા થઈ જાય તોપણ હું સંતોષ જ માનું. હિંદુઓ પણ જો પોતાના ઉદાત્ત ઉજ્જ્વળ ધર્મને આ અસ્પૃશ્યભાવનાના કલંકથી છોડવી ન લેતાં આમ ને આમ કલંકિત રાખશે તો તેઓ કદી પણ સ્વતંત્રતાને લાયક ગણાશે નહીં. અને હું હિંદુ ધર્મને મારા પ્રાણથી પણ અધિક વહાલી વસ્તુ ગણું છું. તેથી જ આ કલંકનો ભાર મને અસહ્ય થઈ પડયો છે. હિંદુ-સમાજના એક પંચમાંશ હિસ્સાને આપણી જોડે સમાનભાવે મળવા-ભળવાનો અધિકાર આપવાનો ઇનકાર કરીને ઈશ્વરનો ઇનકાર કરવાનો શું હિંદુઓ આગ્રહ ધરશે?

('ધર્મમંથન'માંથી) ગાંધીજી

## કૃતજ્ઞતા અને સૌજન્ય

ફ્રાંસની એક હોટેલ હતી. ત્યાં એક ગરીબ મુસાફર જઈ ચઢયો. મુસાફર બહુ જ ભૂખ્યો હતો.

હોટેલના નોકરે તેને ખાવાનું પીરસ્યું. મુસાફર પેટ ભરીને જમ્યો. હાથ ધોઈને તે ઊઠયો. નોકરે મુસાફરના હાથમાં બિલ મૂકયું અને બિલની રકમ માગી. મુસાફર ગરીબ હતો એની પાસે કશું ન હતું. નમ્રતાથી એ બોલ્યો:

"ભાઈ! મારી પાસે આજે કંઈ જ નથી. હું તો દૂર દેશનો

છું. બહુ મુશ્કેલીમાં નાસી છૂટ્યો છું.

"બિલની રકમ મને આજે તું જ ઉછીની આપ. હું તે હોટેલના માલિકને આપીશ."

નોકર વિચારમાં પડયો. મુસાફર ગરીબ હતો છતાં એ કંઈક હોશિયાર, તેજસ્વી દેખાયો. નોકરે એની બિલની રકમ ભરી દીધી.

મુસાફરે આભાર માન્યો અને તે ચાલ્યો ગયો. એ લેનિન હતો.

વર્ષો પસાર થયાં. લેનિને રશિયાની ક્રાંતિમાં વિજય મેળવ્યો.

હજી તે ગરીબાઈમાં તો રહેતો. પરંતુ ફ્રાંસની હોટેલના પેલા નોકરને તે ભૂલી ગયો ન હતો.

બિલની રકમ તો એણે ઉછીની લીધી હતી. લેનિને તે રકમ પેલા નોકરને મોકલી આપી.

રકમ મળતાં પેલો નોકર વિચારમાં પડયો. તરત જ નિર્ણય કરી દીધો. લેનિનને પત્ર લખ્યો:

"તે દિવસે તમે મારી પાસે ગરીબ પ્રવાસી તરીકે આવેલા અને મેં એ ગરીબ પ્રવાસીને રકમ આપેલી—રશિયાના વિજયી લેનિનને તે આપી ન હતી માટે તમારી રકમ પાછી મોકલું છું."

લેનિનની કૃતજ્ઞતા વખાણીએ કે નોકરનું સૌજન્ય!

દિલખુશ બ૦ દીવાનજી

**સ્વદેશી સાચે જ કામધેનુ છે. તે આપણી બધાની જરૂરિયાત પૂરી પાડે છે અને આપણા ઘણા મુશ્કેલ પ્રશ્નો ઉકેલે છે.**

# વાપરો અથવા ગુમાવો

કુદરત આપણને બધી શક્તિઓ આપે છે. પણ એની એક શરત છે: 'વાપરો અથવા ગુમાવો.' આપણે એ શક્તિને વાપરવી જોઈએ. જો આપણે એ શક્તિને વાપરીશું તો એ શક્તિ આપણી પાસે રહેશે અને એમાં વધારો થશે. કુદરત તો આપણને કહે છે: 'જે માણસની પાસે હશે તેને આપવામાં આવશે અને જેની પાસે નહીં હોય તેની પાસેથી હોવા સમાન લાગતી વસ્તુ પણ ખૂંચવી લેવામાં આવશે.'

જો આપણે આપણા હાથને કોઈ કામમાં વાપરીએ નહીં તો કુદરત આપણા હાથની બધી શક્તિ લઈ લેશે અને આખો હાથ નકામો બની જશે. પરંતુ આપણા હાથને કોઈ કામમાં વાપરીશું તો એની શક્તિ વધશે. આપણા મગજને સારા વિચારમાં કે સારા વાચનમાં વાપરીએ નહીં અને આળસુ બનાવી દઈએ તો કુદરત આપણા મગજની શક્તિ લઈ લેશે, આપણી બુદ્ધિ હરી લેશે અને આપણને મૂરખ બનાવશે.

આપણે ફક્ત હાથનો જ ઉપયોગ કરીએ, એટલે ઉદ્યોગ જ કરીએ અને મગજને ન વાપરીએ તો હાથની શક્તિ, શરીરનું બળ વધશે પણ મગજની શક્તિ જતી રહેશે. એકલું મગજ વાપરીએ તો આપણી બુદ્ધિનો વિકાસ થશે પણ હાથનું બળ ગુમાવવું પડશે. તેથી હાથ અને મગજ એ બંનેનો સારા કામમાં, સારા વિચારમાં અને સારા વાચનમાં આપણે ઉપયોગ કરવો જોઈએ. આપણે શરીર અને મગજ બંને વાપરીશું તો એકને પણ ગુમાવીશું નહીં.

મુકુલભાઈ

## ઘરડો કાગડો

એક ઘરડો કાગડો હતો. તે માંદો પડયો, તેથી ગભરાવા લાગ્યો, 'અરેરે, હું તો હવે મરી જઈશ!' તેથી તેણે તેના છોકરાઓને પાસે બોલાવ્યા અને કહ્યું, 'બેટાઓ, તમે જુઓ છો કે હું માંદો પડયો છું ને કદાચ મરી જાઉં. તેથી તમે એક કામ કરો: દેવને પ્રાર્થના કરો કે હું સાજો થઈ જાઉં.'

છોકરા કહે, 'બાપા, કયા દેવને અમે પ્રાર્થના કરીએ? કયો દેવ અમારી પ્રાર્થના સાંભળશે? કેમ કે, આખી જિંદગી તમે દેવોનાં મંદિરોમાંથી પણ વીણી ખાવાનું છોડયું નથી. અમને પણ તમે એમ જ શીખવ્યું છે. હવે જ્યારે જિંદગીનો અંત આવ્યો ત્યારે તમે કહો કે, દેવને ભજો! પણ કયો દેવ આપણા પર રાજી છે કે તે આપણું સાંભળે?'

ઘરડા કાગડાને થયું કે છોકરા વાત કરે છે એ ખરી છે. જિંદગીભર ગમે તેવાં કર્મો કર્યાં, હવે અંતે રડવા બેઠે શું વળે? આગ લાગે ત્યારે કૂવો ખોદવા ન બેસાય.

૨૧-૯-'૪૯ મગનભાઈ દેસાઈ

## સાચી સભ્યતા શામાં?

કેટલાક ઊજળા અને સભ્ય દેખાતા માણસોને સામાન્ય માણસોની માફક કામ કરવામાં સંકોચ લાગે છે અને તેઓ ખાસ સગવડો મેળવવા મથે છે. એમ કરતા જતાં તેઓ બીજા માણસોના હક ઉપર તરાપ મારે છે. આમ બીજાના ભોગે સગવડ ભોગવવી એ ભણેલા કે સભ્ય માણસનું લક્ષણ નથી. ત્યારે સાચી સભ્યતા કે સંસ્કાર શામાં છે?

ઊજળા દેખાતા માણસો પોતાનું કામ પોતે કરતા નથી પણ બીજાની

પાસે કરાવે છે. પોતે કોઈ અધિકારપદે હોય તો વગર પૈસે પણ કરાવે છે. તેનું કારણ એ નથી હોતું કે પોતે માંદા છે કે કરી શકે તેમ નથી. પણ પોતાને પોતાનું કામ કરવામાં હીણપત લાગે છે. એમ બીજા પાસે કામ કરાવવામાં સભ્યતા નથી.

કેટલાક લોકોને મોટર સ્ટેન્ડ ઉપર કે રેલવે સ્ટેશને હારમાં ઊભા રહેવામાં હીણપત લાગે છે અને તેથી તેઓ આડે રસ્તે ઘૂસવાનો કે ટિકિટો લેવાનો પ્રયત્ન કરે છે. એમ સામાન્ય માણસથી જુદા પડીને આડે રસ્તે પોતાની સગવડ સાધવામાં સભ્યતા નથી.

કેટલાક માણસો પોતાને નિયમ પ્રમાણે સામાન્ય રીતે મળી શકે તે કરતાં વિશેષ અનાજ કે કાપડ કે બીજી સગવડો મેળવવા પ્રયત્ન કરે છે અને તેમ કરવા જતાં દુકાનદાર અને પોતે નિયમ વિરુદ્ધ વર્તીને ચાલુ વ્યવસ્થાને બગાડે છે. તેમાં પોતે મોટાઈ માને છે પણ તેમાં સભ્યતા નથી.

આ રીતે પોતાની લાગવગ કે પૈસાને બળે કે યુક્તિ-ચાતુરીને બળે કેટલાક લોકો સામાન્ય માણસથી જુદા પડીને આડે રસ્તે પોતાની સગવડો સાધવા મથે છે અને પોતાને સંસ્કારી, સભ્ય માણસો તરીકે ઓળખાવે છે. પણ બીજા માણસનો હક ડુબાવીને વિશેષ સગવડ ભોગવવામાં મોટાઈ નથી, સભ્યતા નથી પણ અસભ્યતા છે. એ રીતે સમાજની વ્યવસ્થામાં ખલેલ પહોંચાડીને વિશેષ સગવડો ભોગવનારને ભણેલા કે સંસ્કારી નહીં ગણવા જોઈએ, પણ અણઘડ ગણવા જોઈએ. એના કરતાં સીધા સાદા માણસો જેઓ પોતાનું કામ ખુશીથી પોતે કરી લે અને સામાન્ય માણસની માફક ચોરેચૌટે, ઘરમાં અને બહાર સામાન્ય વિવેક અને નિયમોનું પાલન કરે તેમને ખરી રીતે સભ્યતાવાળા અને સંસ્કારી ગણવા જોઈએ.

વિઠ્ઠલદાસ કોઠારી

**દારૂ પીને કેટલાક મૂર્ખ, કેટલાક પશુ અને કેટલાક પિશાચ બને છે.**

# અંગ્રેજી હવે જવું જોઈએ

આપણે સ્વતંત્ર થયા, એનો પહેલો અર્થ એ છે કે, આપણા દેશનું રાજબંધારણ ઘડવાનો હક આપણને મળ્યો. સ્વતંત્ર નહોતા ત્યારે દેશનું રાજબંધારણ અંગ્રેજ પ્રજા તેની વિલાયતની પાર્લમેન્ટમાં ઘડતી હતી; અને તે મુજબ આપણા દેશનું કામ ચાલતું હતું. તે વસ્તુ હવે નાબૂદ થઈ છે, અને આપણા દેશે પસંદ કરેલી બંધારણસભા દિલ્હીમાં અત્યારે આપણું બંધારણ ઘડે છે. એ વિષે થોડોક ખ્યાલ સૌને હોવો જોઈએ. બેત્રણ મહિનામાં એ કામ પૂરું થશે; ત્યાર પછી તેનો સામાન્ય પરિચય સૌને આપી શકાશે.

બંધારણમાં અનેક વાતો આવે છે. તેમાંની એક વાત રાજભાષા કઈ રાખવી એ છે. આ વાતે દેશમાં ખૂબ ચર્ચા જાગી છે. છેવટે બંધારણસભાએ ઠરાવ્યું છે કે, ગાંધીજીએ દેશમાં છેલ્લાં ૩૫ વરસથી જે રાષ્ટ્રભાષાનો પ્રચાર કર્યો, તેને દેશની રાજભાષા તરીકે રાખવી.. ગાંધીજી આ રાષ્ટ્રભાષાને 'હિંદુસ્તાની' નામથી ઓળખાવતા. કૉંગ્રેસની ભાષા પણ એ જ નામથી ઓળખાતી. પણ બંધારણસભાએ તે નામ બદલીને 'હિંદી' નામ રાખ્યું છે; જોકે ભાષાના સ્વરૂપમાં ઝાઝો ફેરફાર કર્યો નથી.

અને એ ભાષા બે લિપિમાં આજે લખાય છે — નાગરી અને ઉર્દૂ. તેથી ગાંધીજી એ બંને લિપિ શીખવાનું કહેતા. બંધારણસભાએ પોતાની રાજભાષાને માટે બે લિપિ ન રાખતાં એક નાગરી કે બાળબોધ લિપિ રાખવાનું ઠરાવ્યું છે.

એટલે હવે દરેક જણે આ હિંદી કે હિંદુસ્તાની ભાષા શીખવી જોઈએ. આખા દેશમાં આ એક ભાષા ચાલે અને બધા લોક તે સમજે, તો ભારે કામ થયું ગણાય. વડી સરકારનો બધો રાજકારભાર પણ અંગ્રેજીમાં ન ચાલે ને આ આપણી રાષ્ટ્રભાષામાં ચાલે, તો લોકો પણ તેમાં ભાગ લઈ શકે.

પરંતુ આજે અંગ્રેજી ભણેલા મોટા લોકોને હિંમત નથી; તેઓ એમ ડરે છે કે, અંગ્રેજી વગર તો ચાલે નહીં; હિંદી હજી બહુ જબરી ભાષા બની નથી. આ લોકોનો ડર ભાગવાનું કામ આમ પ્રજાનું છે. આપણું કામ આપણે કરીએ અને આપણને આવડે એ

ભાષામાં કરીએ, એમાં ડરવાનું ક્યાં આગળ છે? પરંતુ અંગ્રેજ ગયા છતાં અંગ્રેજી ગયું નથી. અંગ્રેજીને હઠાવ્યા વગર લોકશાહીનો સ્વરાજ્યસૂર્ય પૂરો ઊગી નહીં શકે.

૨૧–૯–'૪૯ મગનભાઈ દેસાઈ

## સ્વરાજ કેવું હોય?

આપણે એવું સ્વરાજ્ય ઇચ્છીએ છીએ કે જેમાં સૂકા રોટલાને અભાવે સેંકડો માણસો મરતાં નહીં હોય; પરસેવો ઉતારી પકવેલું અનાજ ખેડૂતનાં છોકરાંનાં મોંમાંથી કાઢી પરદેશ ઘસડી જવામાં નહીં આવતું હોય; જેમાં પ્રજાને વસ્ત્રને સારુ પારકા દેશ ઉપર આધાર રાખવો પડતો નહીં હોય; જેમાં પ્રજાની ઇજ્જત સાચવવાનું કે લૂંટવાનું પરદેશીઓની મરજી ઉપર નહીં હોય; સ્વરાજ્યની ધારાસભાના પ્રમુખ પરદેશી 'વીગ' કે ઝભ્ભો નહીં પહેરતા હોય અને સ્વદેશી ટોપી (ગાંધી ટોપી) પહેરતાં નોકરી છોડવાનો ભય નહીં હોય. સ્વદેશી કાપડ જ પહેરવું એ પ્રજાનો સ્વાભાવિક ધર્મ ગણાતો હશે; આપણા સ્વરાજ્યમાં થોડા પરદેશીઓને સગવડ કરી આપવાની ખાતર રાજ્યકારભાર પરદેશી ભાષામાં ચાલતો નહીં હોય. આપણા વિચારનું અને શિક્ષણનું વાહન પરદેશી ભાષા નહીં હોય. આપણાં મહાવિદ્યાલયોના આચાર્યો પરદેશી નહીં હોય. રાજ્યનો કારભાર આભ અને ધરતી વચ્ચે, પૃથ્વીની સપાટીથી સાત હજાર ફૂટ ઊંચેથી નહીં ચાલતો હોય; મહાન દેશભક્તોની સ્વતંત્રતા જોખમમાં હોય પણ દારૂડિયાઓની સ્વતંત્રતાનું રક્ષણ કરવા ખાસ કાળજી રાખવામાં આવે એવી સ્થિતિ સ્વરાજ્યમાં નહીં હોય. આપણે આંગણે પાકતી મહુડાં જેવી ખોરાકમાં વપરાતી ચીજ ઉપર અંકુશ મુકાતા હોય અને સરકાર તે મહુડાંનો દારૂ બનાવી તેનો વેપાર કરતી હોય એટલું જ નહીં પણ લાખો રૂપિયાનો વિસ્કીનો દારૂ પરદેશથી છૂટથી આવતો હોય એવું આપણું સ્વરાજ્ય નહીં હોય. સ્વરાજ્યમાં દેશના રક્ષણને માટે દેશ ગીરો મૂકી દેવાનું કાઢવા વખત આવે એટલું લશ્કરી ખર્ચ નહીં હોય. સ્વરાજ્યમાં આપણું લશ્કર પેટિયું નહીં હોય. તેનો ઉપયોગ આપણને ગુલામ બનાવવામાં અને બીજી પ્રજા-

ઓની સ્વતંત્રતાનો નાશ કરવામાં નહીં થતો હોય. મોટા અમલદારોની અને નાના નોકરોના પગારની વચ્ચે આસમાન જમીન જેટલું અંતર નહીં હોય. ઇન્સાફ અતિશય મોંઘો અને લગભગ અશક્ય જેવો નહીં હોય. અને એ સહુથી વિશેષ તો એ છે કે આપણું સ્વરાજ્ય હશે ત્યારે આપણે આપણા પોતાના દેશમાં તેમ જ પરદેશમાં જ્યાં ને ત્યાં હડેહડે નહીં થતા હોઈએ.

વલ્લભભાઈ પટેલ

(ટૂંક સમયમાં પ્રસિદ્ધ થનાર સરદારનાં ભાષણોના પુસ્તકમાંથી.)

# સર્વોદય

[ 'હરિજનબંધુ'માં પ્રગટ થયેલા શ્રી વિનોબાના એક વ્યાખ્યાનમાંથી. ]

આજકાલ હિંદુસ્તાનમાં હું જ્યાં જ્યાં જઉં છું ત્યાં સર્વોદય સમાજ વિષે જાણવા માટે લોકોની ઉત્સુકતા જોઉં છું. આ વિચાર હમણાં હમણાં જ હિંદુસ્તાનમાં ફેલાયો છે અને લોકોમાં એ વિષે આશા પણ બંધાઈ છે. પરંતુ સર્વોદય સમાજ કાંઈ આકાશમાંથી ઊતરવાનો નથી; એ આપણે જ ઘડવાનો છે. આપણે સર્વોદય સમાજને આપણા જીવનમાં ન લાવીએ તો દુનિયા પર કેમ લાવી શકીશું? સર્વોદયનો અર્થ 'બધાનું ભલું', 'સર્વની ઉન્નતિ' એવો થાય છે. જે લોકો પછાત, ગરીબ, દુર્બળ છે તેમનું પણ સમાજમાં સ્થાન બીજા જેવું સમાન હોવું જોઈએ.

સર્વોદય શબ્દ નવો નથી, એની કલ્પનાય નવી નથી. સર્વોદય સંબંધમાં આપણે બહુ જ પ્રાચીન કાળથી વાત કરતા આવ્યા છીએ અને વિચારતા આવ્યા છીએ. सर्वेऽत्र सुखिनः सन्तु मा कश्चित् दुःखमाप्नुयात् (બધા સુખી હો, કોઈ દુઃખી ન હો) એ ભાવના સર્વે ધર્મોમાં છે. આ વિચાર આપણામાં પ્રાચીન કાળથી મોજૂદ છે પણ એનો અમલ થયો નથી. આજે દુનિયાની જે સ્થિતિ જોવામાં આવે છે એ એને અનુકૂળ નથી. એની મતલબ જોકે એવી નથી કે આ વિચાર દુનિયામાં ફેલાઈ શકે નહીં. વાસ્તવમાં દુનિયા આજે બહુ જ દુઃખી છે અને કોઈ સર્વના ઉદયનો માર્ગ બતાવે તો એ જરૂર જોવા માગે છે. પરંતુ લોકો એક એવા જમાનામાંથી પસાર થઈ રહ્યા છે કે એમને એવો કોઈ માર્ગ મળતો નથી.

# ગરમી

### તાપ અને ઉકળાટ

આ ચોમાસામાં આટલો બધો તાપ કેમ લાગતો હશે?

આપણને આ ગરમી લાગે છે તે તાપની નથી પણ ઉકળાટની છે.

પણ તાપ અને ઉકળાટ એ બધું એકનું એક જ ને! તાપ અને ઉકળાટમાં ફેર શો?

એ ફેર જાણવા જેવો છે. આ ઉષ્મામાપક (થરમૉમિટર) જો. એ કેટલું ઉષ્મામાન બતાવે છે?

આમાં તો ૧૦૫ અંશે પારો છે.

ઉનાળામાં ઉષ્મામાન કેટલું રહેતું હતું એ ખબર છે?

હા. છાપામાં રોજ આવતું હતું. આજ તો ૧૦૮ અંશે પારો છે અને ગઈ કાલ ૧૧૦ અંશે પારો હતો અને એવું બધું. હા! પણ ત્યારે ઉનાળા કરતાં ચોમાસાનું ઉષ્મામાન ઓછું હોય એમ જ ને?

હા. ઉનાળામાં ઊંચા ઉષ્મામાનને કારણે આપણને ગરમી લાગે છે. તેને આપણે 'તાપ' કહીએ છીએ. ચોમાસામાં ઉષ્મામાન બહુ ઊંચું હોતું નથી. છતાં આપણા શરીરના ઉષ્મામાન કરતાં તે ઘણી વાર ઊંચું હોય છે. આજે જ જોને પારો ૧૦૫ અંશે છે. હવે કહે જોઈએ, આપણા શરીરનું ઉષ્મામાન કેટલું?

સાડી અઠ્ઠાણું અંશ. ખરું કે નહીં?

હા. શરીરનું ઉષ્મામાન એટલું જ છે. અને હવાનું ઉષ્મામાન ૧૦૫ અંશ છે. એટલે કે આપણા શરીર કરતાં હવા વધારે ગરમ છે.

એ તો ખરું. પણ ફાગણ મહિનામાં ૧૦૫ અંશે તાપ નથી લાગતો અને ચોમાસામાં લાગે છે તેનું કારણ શું?.

જો! પાછી ભૂલ કરી. મેં કહ્યું જ ને કે ચોમાસામાં આપણને તાપ નથી લાગતો પણ ઉકળાટ થાય છે. ફાગણ મહિનામાં ૧૦૫ અંશના હવામાને ઉકળાટ નથી થતો અને ભાદરવા મહિનામાં એટલા જ ઉષ્મામાને ઉકળાટ થાય છે.

પણ તેનું કંઈ કારણ તો હશે ને!

કારણ તો ખરું જ ને! કારણ ન હોય એવું બને ખરું! જો હવે આ તારું પહેરણ. તે પરસેવાથી કેવું ભીનું થઈ ગયું છે? ફાગણ મહિનાના ૧૦૫

અંશના ઉષ્મામાને તારું પહેરણ આટલું ભીંજાય નહીં.

એટલે ? ફાગણ મહિનામાં ૧૦૫° જેટલું ઉષ્ણમાન હોય ત્યારે પરસેવો જ નહીં થતો હોય એમ ને ?

એવું હું નથી કહેતો. પરસેવો તો ફાગણમાં પણ થાય અને ભાદરવામાં પણ થાય. પણ ફાગણ મહિનામાં પરસેવો થાય તેવો ઊડી જાય. અને પરસેવો જેમ જેમ શરીર ઉપરથી ઊડતો જાય તેમ તેમ શરીરને ઠંડક લાગે. એટલે બહુ ગરમી ન લાગે. ભાદરવા મહિનામાં પરસેવો વળે, પણ તે ઊડે નહીં. ઊડે તો બહુ જ ધીમે ધીમે ઊડે. પરસેવો શરીર ઉપરથી ઊડે નહીં એટલે શરીર ઠંડું પડે નહીં. તેથી આપણને ઉકળાટ લાગે.

ભાદરવા મહિનામાં એવું શું છે કે પરસેવો ઊડે જ નહીં અને ફાગણ મહિનામાં જ ઊડે !

પાણીનું ઊડવું

ગઈ કાલ ખૂબ વરસાદ પડયો હતો ખરું ! અને ગઈ કાલના તારા સૂકવેલાં કપડાં હજી પણ સુકાયાં નથી. કહે જોઈએ એ કેમ નથી સુકાયાં ?

હવામાં ભેજ હતો તેથી.

ખરી વાત. હવામાં ભેજ હોય એટલે કપડાં સુકાય નહીં. કપડાં સુકાય નહીં એટલે કે કપડામાં રહેલું પાણી ઊડી જાય નહીં. ચોમાસામાં હવામાં ભેજ હોય છે. એટલે ભીનાં કપડાંનું પાણી ઊડી જતું નથી. એવી જ રીતે શરીર પરનો પરસેવો ઊડી જતો નથી તેથી ચોમાસામાં ઉકળાટ થાય અને ઉનાળામાં ન થાય.

એ વાત તો સમજાઈ ગઈ. પણ હવામાં ભેજ હોય ત્યારે પાણી કેમ નહીં ઊડી જતું હોય ?

પાણી ઊડીને જાય કયાં ? પાણી ઊડી જાય છે ત્યારે તે હવામાં જ સમાઈ જાય છે. હવામાં જગા હોય ત્યાં સુધી તે પાણી સમાવી શકે. હવામાં જગા ન હોય એટલે તે પાણીને સમાવવાની ના પાડે. ઉનાળામાં હવામાં પાણી સમાવવાની શક્તિ હોય છે. ચોમાસામાં હવા પાણીથી ધરાઈ ગઈ હોય છે. એટલે ભીનાં કપડાં ઉપરથી પાણી લેવાની તે ના પાડે છે. તારા શરીર ઉપરનો પરસેવો પણ તેથી જ ઊડતો નથી. અને તને ઉકળાટ લાગે છે.

પણ હવામાં પાણી સમાવવા જગા હોય ખરી ?

જગા ન હોય તો તો પાણી ઊડે શી રીતે ? જો આપણે એક આખો પ્યાલો કાંકરાથી ભરીએ, અને તેમાં પાણી

નાખીએ. આખો પ્યાલો કાંકરાથી ભરેલો છે. તેમાં પાણી સમાશે કે નહીં?

એ તો કાંકરા કાંકરા વચ્ચે થોડી ઘણી જગા હોય એટલે તેમાં પાણી સમાય.

ત્યારે હવાનું પણ તેવું જ છે. હવામાં નાના નાના કેટલાયે અણુઓ હોય છે. તે અણુઓની વચમાં થોડી થોડી જગા હોય છે. એક રકાબીમાં સ્પિરિટ મૂકીએ તો તે સ્પિરિટના અણુઓ જલદી જલદી ઊડી જઈને હવાના અણુઓની વચમાં ભરાઈ જશે. સ્પિરિટની બાટલી બંધ હોય ત્યારે તેના અણુઓ અંદર પુરાઈ રહે. પણ બાટલી ઉઘાડતાં જ તેના અણુઓ ઊડી ઊડીને હવામાં પેસી જાય. અને એ હવા આપણે શ્વાસમાં લઈએ. આપણને સ્પિરિટની વાસ પણ તેથી જ આવે છે. જે પદાર્થના અણુઓ ઝડપથી ઊડી ઊડીને હવામાં ભરાઈ જાય તેની વાસ આપણને જલદી આવે. પવાલાના કાંકરાની વચ્ચે જગા હોય અને તેમાં પાણી ભરાઈ રહે તેમ હવાના અણુઓ વચ્ચે જગા હોય તેમાં પાણીના અણુઓ ભરાઈ રહે. ચોમાસામાં હવા એવા પાણીના અણુઓથી તરબોળ હોય છે. એટલે જ તે ભીના કપડામાંથી નવા અણુ લેતી નથી.

પણ પવાલામાં પાણી છે એ તો મને દેખાય છે અને હવામાંનો ભેજ તો દેખાતોય નથી.

એ વાત સાચી છે. પવાલાનું પાણી પ્રવાહી છે. એ પ્રવાહી ઊડી જાય ત્યારે તે વાયુરૂપે ઊડે છે. પાણી વાયુરૂપે હવામાં ભરાઈ જાય છે. સ્પિરિટ પણ તેના વાયુરૂપે જ હવામાં ભરાઈ જાય છે. જે જે વસ્તુઓ ઊડી જાય છે તે બધી વાયુ બનીને જ ઊડે છે. ડામરની ગોળી, કપૂર, સ્પિરિટ એ બધાં વાયુરૂપને પામી ઊડી જઈને હવામાં ભરાય છે. તેથી જ તે આપણને દેખાતાં નથી. પણ કપૂર, ડામરની ગોળી કે સ્પિરિટ હવામાં હાજર છે તેની આપણને વાસથી ખબર પડે.

વાયુરૂપ બનીને ઊડે તે આપણે દેખાય નહીં એમ જ ને?

એવું નથી, કેટલાક પદાર્થ વાયુરૂપ પામે ત્યારે તે રંગ વગરના હોય છે. તેથી તે આપણને દેખાતાં નથી. કેટલાક વાયુ રંગવાળા હોય છે. તેથી તે આપણને દેખાય છે. વાયુરૂપમાં રહેલાં પાણી, કપૂર કે સ્પિરિટ રંગ વગરનાં છે. તેથી તે આપણને દેખાતાં નથી.

બંસીલાલ ગાંધી

# સંસ્કારી માતાઓ જ ઉત્તમ રત્નો પેદા કરે છે

બાળઉછેરની જવાબદારી તો માતા અને પિતા બન્નેની ગણાય છે કેમ કે બાળક મા અને બાપ બન્નેનું ગણાય છે.

પણ એનાં ઉપર વધારે સંસ્કાર પડે છે માતાના. કેમ કે બાળકમાં સંસ્કાર પડવાની જે ૨થી ૭ વર્ષની ઉંમર છે એ કાળ દરમ્યાન એને માતા સાથે રહેવાનું વધારે મળે છે. માતાનું દૂધ અને માતાનો સ્નેહ પીને એ ઊછરે છે. એટલે માતાના જીવનની અસર બાળકના જીવન ઉપર બહુ જબ્બર હોય છે.

ઈશ્વરે બાળકને આંખ અને કાન આપ્યાં છે. ફોટોગ્રાફની ફિલ્મની અંદર જેમ કેમેરાના બારણામાં દેખાતું બધું દૃશ્ય ઝડપાઈ જાય છે, એમ બાળક એની આંખ મારફત જે જે જુએ છે અને કાન મારફત જે જે સાંભળે છે એ બધું છપાઈ જાય છે. એમાંથી જ એના સારાનરસા સંસ્કાર બંધાય છે. નાના બાળકમાં ભગવાને અનુકરણ કરવાની એક એવી શક્તિ મૂકી છે કે એની આજુબાજુ એ જે કાંઈ જુએ સાંભળે છે એનું અનુકરણ કરતું થઈ જાય છે.

એથી જ એની આજુબાજુ કેવું વાતાવરણ ઊભું કરવું એનો સુશીલ માતા વિચાર કરે છે. બાળકમાં ખોટા સંસ્કાર પડે એવી કોઈ વાત એને સાંભળવા ન મળે, ખોટા સંસ્કાર પડે એવી કોઈ વાત એને જોવા ન મળે એની એ તકેદારી રાખે છે. પછી એ પોતે તો એવું ખોટું વર્તન શાનું રાખે જ?

આપણાં શાસ્ત્રોમાં ગાયું છે કે જ્યાં સ્ત્રીઓને માન મળે છે ત્યાં દેવતાઓ રમે છે. એટલે કે જ્યાં સંસ્કારી માતાઓ વસે છે ત્યાં પ્રજા એવી પાકે છે કે એને રિદ્ધિ અને સિદ્ધિ વરે છે.

આપણો ઇતિહાસ તો શાખ પૂરે છે કે કૌસલ્યા માતા રામચંદ્રજી આપે છે, જીજીબાઈ શિવાજી આપે છે, રૂપસુંદરી વનરાજ આપે છે, પૂતળીબાઈ ગાંધીજી આપે છે અને સ્વરૂપરાણી જવાહર આપે છે.

આપણાં કુટુંબોને સંસ્કારી બનાવવાં હોય તો ભવિષ્યની માતાઓ સમી આપણી પુત્રીઓના શીલ અને સંસ્કાર, એમનાં શરીર અને મન, એમની બુદ્ધિ અને આત્મા ઉન્નત થાય એવી કેળવણી એમને આપો.

દીકરો વહાલો અને દીકરી દવલી એ વિચાર છોડી દો. દીકરો અને અને દીકરી બન્ને પ્રભુની આપેલી પ્રસાદી છે. એમને ઉત્તમ રીતે ઉછેરવાં અને કેળવવાં એ માતાપિતાનો ધર્મ છે.

બબલભાઈ મહેતા

# પૂરું થતું પખવાડિયું

બંધારણ સભાએ હિંદની રાજભાષા તરીકે દેવનાગરી લિપિવાળી હિંદી રાખવાનો નિર્ણય કર્યો છે.

સૌરાષ્ટ્ર સરકારે તા. ૨જી ઑક્ટોબરથી સૌરાષ્ટ્રમાં સંપૂર્ણ દારૂબંધી દાખલ કરવાનો નિર્ણય કર્યો છે.

બ્રિટિશ સરકારે પાઉન્ડનો ભાવ ઘટાડ્યાથી હિંદી સરકારને પણ રૂપિયાનો ભાવ ઘટાડવો પડ્યો છે. આ વિષે રેડિયો પર પ્રવચન કરતાં પંડિત જવાહરલાલે પ્રજાને ખાતરી આપી હતી કે એને લીધે મોંઘવારી વધવા ન પામે એ માટે સરકાર સઘળાં પગલાં ભરશે.

પૂર્વ પંજાબના ગવર્નરનાં પત્ની શ્રીમતી ત્રિવેદીએ પોતાના કુટુંબ માટેના રૅશનમાં અઠવાડિયે એક દિવસનું રૅશન જતું કરવાનો નિર્ણય કર્યો છે.

સરદાર વલ્લભભાઈ પટેલ ગઈ તા. ૨૫મીએ સાંજે મુંબઈથી પાછા દિલ્હી પહોંચી ગયા છે.

મ૦

વિષયસૂચિ



મુદ્રક અને પ્રકાશક : જીવણજી ડાહ્યાભાઈ દેસાઈ, નવજીવન મુદ્રણાલય, કાળુપુર, અમદાવાદ

# લોકજીવન

યથા પ્રજા તથા રાજા

વર્ષ ૨

વાર્ષિક લવાજમ: દેશમાં રૂ. ૩ | છમાસિક ,, ,, રૂ. ૨ — અમદાવાદ, ૧૫મી ઑક્ટોબર, ૧૯૪૯ — વાર્ષિક લવાજમ: પરદેશમાં રૂ. ૫, શિ. ૮

સંપાદકમંડળ

મગનભાઈ દેસાઈ — ગોપાલદાસ પટેલ
વિઠ્ઠલદાસ કોઠારી — મણિભાઈ દેસાઈ (તંત્રી)
બબલભાઈ મહેતા — જીવણજી દેસાઈ (વ્યવસ્થાપક)


## તમે મહાન છો

તમે તમારી જાતને અલ્પ કદી ન માનશો. તમે મહાન છો. જે શક્તિ તમારામાં ભરી છે તે શોધવાને બહાર જવાની જરૂર નથી. જ્યાં સુધી આ દેહમાં આપણે પુરાયા છીએ એમ માનીશું ત્યાં સુધી આપણે શક્તિનો અનુભવ નહીં કરી શકીએ. જ્યારે એમ સમજીશું કે આ દેહ એક શબ છે અને આપણે દેહથી ભિન્ન શિવ છીએ ત્યારે આપણામાં શક્તિનું ભાન જાગશે. આપણે આ શબમાં પુરાયેલા દેખાઈએ છીએ પણ એ તો આપણા હાથમાં એક ઓજાર છે. એવાં હજારો ઓજાર આજ સુધીમાં આપણે વાપર્યાં છે અને જોઈએ તો બીજાં હજારો હજુ વાપરીશું. પણ આપણે એ ઓજાર નથી, એ ઓજારના વાપરવાવાળા છીએ. આ શરીર મેલું છે તો એને સાફ કરવાવાળા આપણે છીએ. આ દેહ મરવાવાળો છે તો

આપણે અમર છીએ. આવું જે આપણું શિવસ્વરૂપ છે તેનું નિરંતર ચિંતન કરશો તો તમારું કલ્યાણ થશે.

('હરિજનબંધુ'માંથી) વિનોબા

## અસ્પૃશ્યતા — ૨

અસ્પૃશ્યતાનો અર્થ પણ સમજી લઈએ. રજસ્વલા સ્ત્રી અસ્પૃશ્ય છે, સ્મશાનેથી આવેલો પુરુષ અસ્પૃશ્ય છે, મેલું ઉપાડ્યા પછી સ્વચ્છ ન થયો તે અસ્પૃશ્ય છે. એ અસ્પૃશ્યતા તો આપણે માબાપ પ્રત્યે પણ પાળીએ છીએ. પણ રજસ્વલા માતા માંદી હોય ત્યારે દીકરો તેની સેવા ન કરે તો નરકવાસી બને; પછી ભલે તે પણ અસ્પૃશ્ય બને. મેલું ઉપાડનાર બધા અંત્યજ છે તેઓ મેલું ઉપાડીને ન નહાય ને આપણે તેમને અડકીને નાહવું હોય તો નાહીએ. પણ એવા સાદા ને વહેવારુ વિચારમાંથી અંત્યજ જાતિ પેદા કરવી, તેને નોખા વાડામાં પૂરવી, તેને જાનવર કરતાં પણ વધારે ત્યાજ્ય ગણવી, તે મરો કે જીવો તેનો ખ્યાલ પણ ન કરવો, તેના ખોળામાં એઠું કે કોહેલું ખાવાનું ફેંકવું, તેનાં છોકરાંને ભણાવવા ના પાડવી, તેને વ્યાધિ થાય તો તે દૂર કરવામાં મદદ ન આપવી, તેને મંદિરમાં ન પેસવા દેવા, તેને કૂવે પાણી ન ભરવા દેવું — એ ધર્મ ન હોય પણ એ અધર્મ જ હોય, એને હિંદુધર્મનું અંગ માનીને આપણે હિંદુધર્મની જડ ઉખેડવા બેઠા છીએ.

આવી અસ્પૃશ્યતા આત્મઘાતક છે. એ અસહિષ્ણુતાની પરિસીમા છે. એ દૂર કરવાને સારુ પ્રયત્ન કરવો ને તેમ કરતાં મરવું એ દરેક હિંદુનો પરમ ધર્મ છે એ વિષે મને લવલેશ પણ શંકા નથી.

('ધર્મમંથન'માંથી) ગાંધીજી

# સિંહણ અને તેનું બચ્ચું

[ ઈસપની એક વાત ]

એક વનમાં અનેક પશુઓ રહેતાં હતાં. એક દહાડો તેઓમાં એક તકરાર પડી કે, કોનો પરિવાર મોટો છે.

કૂતરી કહે, અમે ઘણા છીએ; સૌમાં અમે ચડીએ.

શિયાળ કહે, ના, અમે વધારે છીએ.

અને એમ બધામાં વાદવિવાદ વધી પડયો. ભૂંડણ કહે, તમે બધાં ખોટાં છો; સંખ્યામાં તો અમે જ ચડીએ એમ છીએ. તમે બધાં નકામાં બકવાદ કરો છો.

• પરંતુ કોઈ રીતે વાતનો તોડ ન નીકળ્યો. છેવટે તેઓએ વિચાર કર્યો, આમ માંહોમાંહે લડી મર્યે શું વળશે? કાંઈક રસ્તો કાઢવો જોઈએ.

એક ઘરડા પશુએ કહ્યું, જો માનો તો એક વાત કહું: ચાલો આપણે આપણા વનની રાણી સિંહણ પાસે જઈએ ને તેને પૂછીએ કે, તને કેટલાં બચ્ચાં છે. સૌમાં ચડિયાતી એ છે, તે તો ઉઘાડી વાત છે.

બધાં પશુ સિંહણ પાસે ગયાં અને પૂછ્યું, વનરાણીજી, આપને કેટલાં બચ્ચાં છે?

સિંહણે પૂછડું પછાડી હુંકારો કર્યો ને કહ્યું, એક! પણ એ એક કોણ છે તે જાણો છો ને? એ સિંહ છે અને આ વનમાં તમારો રાજા થશે!

આમ જ જગતમાં આપણે પણ માલમિલકત અને વાડીવજીફા કેટલા છે, એની ઉપર ચડિયાતાપણું ને ઊંચનીચતા માનીએ છીએ. પણ ખરું ધન તો પોતાની છત, પોતાનું ચારિત્ર છે. કદ કરતાં ગુણ હમેશ ચડે. અફાટ આકાશમાં તારાની કાંઈ ખોટ છે? પણ તેની શોભા તો એક ચંદ્રથી જ હોય છે.

૧૦–૯–'૪૯ મગનભાઈ દેસાઈ

# આચરણ

જીવનમાં આપણે ઘણી વાર બીજાની ભૂલ જોઈને એને શિખામણ આપવા મંડી પડીએ છીએ. આપણે આપણું આચરણ સુધારતા નથી અને બીજાને ઉપદેશ આપીએ છીએ. પરંતુ માણસનો એવો સ્વભાવ છે કે સામા માણસમાં જે સારા ગુણ હોય તે એને તરત દેખાતા નથી, પણ એનામાં દોષ હોય તે તરત જ એની નજરે પડે છે. સામો માણસ આપણામાં રહેલા દોષ જોઈ જાય છે. તેથી આપણે એને કેટલુંયે કહીએ તેની એના મન પર જરાયે અસર થતી નથી. પ્રદર્શનમાં એક વાર મેં એક ચિત્ર જોયું હતું. એક નાનો છોકરો બીડીનું ઠૂંઠું મોંમાં લઈ પીતો હોય છે. એનો બાપ બીડી પીતો પીતો એનો કાન મચડીને ધમકાવતો કહે છે: "બદમાશ, બીડી પીતાં શરમાતો નથી?" પણ છોકરો તો બાપાના મોં સામું તાકી રહ્યો હતો. પોતાના જ મોંમાં બીડી રાખીને બાળકને ઉપદેશ આપી શકાય ખરો? પહેલાં આપણે આચરણ કરવું જોઈએ તો બીજા એનું અનુકરણ કરે.

અહીં મને ઇંગ્લંડના એક પ્રખ્યાત પાદરી કાર્ડિનલ વૉઘાનની વાત યાદ આવે છે. એ નાના હતા ત્યારે એક દિવસે રોજ કરતાં વધારે ખાવા લાગ્યા. એના પિતાની નજર એના પર પડી. એમણે કાર્ડિનલને ઠપકો આપતાં કહ્યું: "તું સંયમ રાખતાં ક્યારે શીખીશ?" કાર્ડિનલે તદ્દન નિર્દોષ રમૂજમાં ઉત્તર આપ્યો: "તમે પણ, બાપા, જમી રહીને છીંકણીની કેવડી મોટી ચપટી ભરો છો?"

આ સાંભળતાં જ એમના પિતાએ તરજ જ ખિસ્સામાંથી દાબડી કાઢી ચૂલામાં નાખી દીધી અને તે પછી કદી છીંકણી સૂંઘી નહીં.

આ પ્રસંગ વિષે કાર્ડિનલ કહે છે: "મારું ચારિત્રબળ ઘડનાર આ દાખલો મારા જીવન-સંયમમાં પહેલો પાયો બન્યો."

આમ ખરેખર આપણા સારા આચરણની અસર સામા માણસ પર જરૂર પડે છે.

મુકુલભાઈ

## શિક્ષકનો ધર્મ

હરિજન વિદ્યાર્થી શાળાના શિક્ષકને અડકીને એટલે હાથોહાથ પોતાની પાટી આપે તો શાળાના શિક્ષક ગુસ્સે થઈ ગયા હોવાનો એક કરુણ કિસ્સો છાપાંમાં આવ્યો છે. છાપાંમાં આવેલા સમાચાર પ્રમાણે શિક્ષકે ગુસ્સે થઈને વિદ્યાર્થીને જોડો માર્યો, એથી વિદ્યાર્થીની આંખે ગંભીર ઈજા થઈ અને તે હજુ સિવિલ હૉસ્પિતાલમાં છે એમ લખાઈ આવ્યું છે.

શાળામાં કોઈ પણ વિદ્યાર્થીને ન્યાતિને કારણે અલગ બેસાડવો તે કાયદાની અને નીતિની દૃષ્ટિએ ગુનો છે. આ સંજોગોમાં કોઈ પણ સ્થળે જો શિક્ષક વિદ્યાર્થીને અડકવાની ના પાડે તો શિક્ષકનો વર્ગ લજવાય. આવા અન્યાયોની સામે શિક્ષકના વર્ગે જ ઝૂઝીને શિક્ષક ભાઈઓને હાથે થતાં કરુણ અપમાન અટકાવવાં જોઈએ. ન્યાયને માટે લડવાનું શિક્ષણ આપતો શિક્ષક વર્ગ જ જાણ્યે અજાણ્યે અન્યાય કરી બેસશે તો પછી વિદ્યાર્થી કોનું રક્ષણ માગશે?

પરીક્ષિતલાલ

# દુઃખનું ઓસડ

બાપુજીએ દુઃખનું ઓસડ રામનામ કહ્યું છે. ખરા દિલથી જે રામનું નામ લેવામાં આવે તો આપણાં બધાં દુઃખ દૂર થઈ જાય. "દુઃખ એ દુઃખ નથી, સુખ તે સુખ નથી. નારાયણને ભૂલી જવો એ જ દુઃખ છે, નારાયણનું સ્મરણ કરવું એ જ સુખ છે." એટલે ખરું દુઃખ ભગવાનનું વિસ્મરણ છે. દુઃખને દૂર કરવાનો એકમાત્ર ઉપાય રામનામ છે.

પણ દુઃખને હળવું કરવાનું બીજું પણ એક ઓસડ છે. જગતના ઘણા મહાન પુરુષોએ, બાપુજીએ પણ એ ઓસડ દાખવ્યું છે. આપણા કરતાં વધારે દુઃખી માણસોનો વિચાર કરતા થઈએ તો આપણું દુઃખ સહેલાઇથી હળવું કરી શકીએ.

તેથી જે આપણે બીજાના મોટા દુઃખને નિહાળી આપણું દુઃખ તો એની સરખામણીમાં તુચ્છ છે એમ વિચારીએ તો આપણને આપણા દુઃખનો પરિતાપ થતો નથી. આપણું દુઃખ હળવું બને છે.

એક વાર ઈરાનના વિખ્યાત કવિ શેખ સાદીની દશા એટલી બધી કંગાલ થઈ ગઈ કે પગના જોડા પણ ખરીદવાના એમની પાસે પૈસા ન હતા. પોતાની આવી ખરાબ હાલત જોઈને એમનું દિલ રડી રહ્યું હતું. પોતાના દુઃખનો વિચાર કરીને દુઃખી થયેલા શેખ સાદી હતાશ મુખે મસીદે નમાજ પઢવા જતા હતા. ત્યાં તો મસીદ પાસે એક લૂલા માણસને ભીખ માગતો જોઈને એમની આંખો ખૂલી ગઈ. આ માણસના દુઃખની સરખામણીમાં પોતાનું દુઃખ તો

સાવ નકામું હતું. તે નમાજ પઢી અલ્લાહનો ઉપકાર માનતા બોલ્યા, “પરવરદિગાર, તેં મારા પર ઘણી રહેમ કરી છે કે મારા પગ તો સાબૂત રાખ્યા છે.”

આ પ્રમાણે આપણે જો એકમેકના દુઃખનો વિચાર કરતાં થઈએ, આપણા કરતાં જેની ખરાબ હાલત છે એ તરફ નજર કરીએ, તો જરૂર આપણું દુઃખ હળવું થાય. દુઃખનું આ ઓસડ અજમાવવા જેવું છે.

મુકુલભાઈ

## માતાપિતા તરીકેનું શિક્ષણ

માણસ એકલો હોય છે ત્યારે તો એ ગમે તેમ જીવી કાઢે છે. પણ જ્યારથી એ પરણે છે, એક મટીને બેની જોડી બને છે એની સાથે એની જવાબદારી વધે છે. ઘરસંસાર ચલાવવા માટે જે જે ચીજની જરૂર હોય એ બધી પછી તો એણે સંપાડવી જોઈએ.

પણ એમની આથીયે વધારે જવાબદારી તો એ માતાપિતા બને છે ત્યારે વધે છે. કેમ કે એમના હાથમાં આ દુનિયાથી બિલકુલ અજાણ્યું એક નાનું બાળક આવે છે. એ બાળકને ઉછેરીને મોટું કરવું, એનું શરીર ક્રમે ક્રમે વિકસતું જાય, એના મનમાં સારા સારા સંસ્કારો પડે, એની બુદ્ધિ તેજસ્વી થતી જાય, એને નાનપણથી સારી સારી ટેવો પડતી જાય — આ બધા માટે અનુકૂળ વાતાવરણ તૈયાર કરી આપવાનું કામ માબાપનું છે.

જો એ ખ્યાલ માબાપમાં ન હોય, જો એ શિક્ષણ માબાપમાં ન હોય, જો એ આવડત માબાપમાં ન હોય તો એ બાળકનો યોગ્ય ઉછેર ક્યાંથી કરી શકે? એને પરિણામે એ બાળકને નુકસાન થવાનું. એના માબાપને નુકસાન થવાનું અને આપણા સમાજને નુકસાન થવાનું.

એટલે માબાપ થતાં પહેલાં માબાપે બાળકને કેમ ઉછેરવું એ તો શીખી લેવું જ જોઈએ.

બબલભાઈ મહેતા

# મોટું પાપ

ખેડૂત મોટામાં મોટું પાપ તો એ કરે છે કે તે નાનાં બાળકોને પરણાવે છે. જો મારી સત્તા હોય તો બારતેર વર્ષની બાળાઓને જે પરણાવે તેને બંદૂકથી મારવાનો કે ફાંસીને લાકડે લટકાવવાનો કાયદો કરાવું. ચૌદપંદર વર્ષની બાળાઓ માતા થાય, સંખ્યાબંધ બાળવિધવાઓ થાય, તો પછી તમારા કૂવામાં પાણી ક્યાંથી રહેવાનું છે? આ બધું હું તમારો ભાઈ થઈને કહું છું. તમે સમજો. તમારી દીકરીઓની તમે હત્યા કરી રહ્યા છો. નાતવરાના ખોટા ખરચ કમી કરો. આબરૂના નામથી થતી બાળહત્યા અટકાવો. છોકરીઓને સોળ વર્ષની અંદર ન પરણાવો. અંગ્રેજની બાવીસ-પચીસ વર્ષની કુમારી છોકરી હોય છે તે આપણા ગામડામાં દવાખાનું કાઢીને બેઠી હોય છે. આખા જિલ્લાના મરદો ને સ્ત્રીઓ ઉપર રાજ ચલાવે છે. નાની નાની બાળાઓ ઉપર સ્ત્રીનો બધો બોજો નાખી તેને કચરી નાખો નહીં. તે એક કુમળું ફૂલ છે, ખીલતી કળી છે, તેને અકાળે કાં મારો છો? જો પહેલાંની સ્થિતિ આણવી હોય, ધર્મરાજ્ય, રામરાજ્ય જોઈતું હોય અને બાપદાદાનું જિગર હોય તો હિંમત પકડો અને સારી વાતો અમલમાં મૂકો. . . .

લગ્ન જેવી ગંભીર વસ્તુ તે ઢીંગલા-ઢીંગલીની રમત થઈ પડી છે. આવરદા સોનાં હતાં તે પચાસનાં થયાં. પચાસનાં ત્રીસ થયાં, ને વીસ-પચીસ વર્ષ આવી ઊભાં છે. પ્રથમના સાડા છ ફૂટ ઊંચા, થોલિયા રાખનારા, પહેલવાન જેવા ખેડૂતોમાંની એક સિકલ હું જોતો નથી. આજના જુવાનિયા તો પોતાનાં કપડાંનો બોજો પણ ઉપાડી શકતા નથી. પહેલાં બાળલગ્ન હતાં, પણ સાત સાત વર્ષ સુધી કન્યાને સાસરે નહોતા મોકલતા. પાટીદારો, તમારી પાછળ ધારાળા, રજપૂત વગેરે બધા આ રસ્તે ચાલે છે. તમે મને પ્રેમથી બોલાવો છો ત્યારે આ વાત કહું છું. હું જો તમારા ગામમાં રહેતો હોઉં તો ઘડીયે તમને જંપવા ન દઉં.

ખેડૂતનાં દુઃખોના પૂરા અભ્યાસ પછી આ મેં કહ્યું છે, અને મારે આટલું બધું તમને કહેવું પડે છે એ મને શરમ લાગે છે. પણ તમે સમજો. ઈશ્વર તમને એટલી બુદ્ધિ, સમજ અને શક્તિ આપે.

વલ્લભભાઈ પટેલ

(ટૂંક સમયમાં બહાર પડનાર વલ્લભભાઈનાં ભાષણોના પુસ્તકમાંથી.)

## નવરાશનો સદુપયોગ

આપણા દેશમાં લોકોને અનેક પ્રકારની નવરાશ હોય છે. ખેડૂતને પાકની મોસમ પૂરી થયા પછી નવરાશ હોય છે અને વિદ્યાર્થીઓને લાંબી લાંબી રજાઓમાં તથા પરીક્ષાની મોસમ પૂરી થયા પછી નવરાશ હોય છે. કોઈને ધંધો ન હોવાથી નવરાશ હોય છે, તો કોઈને ધંધાની મોસમ ન હોવાથી નવરાશ હોય છે. સ્રીઓને ઘરકામ પરવાર્યાં પછી નવરાશ હોય છે, તો નોકરિયાત લોકોને કામનો સમય પૂરો થયા પછી નવરાશ હોય છે. હવે મજૂરોને પણ કામના કલાક ઓછા થવાથી રોજ અમુક કલાક નવરાશ મળે છે. આ બધા લોકો નવરાશનો ઉપયોગ કેવો કરે છે તે ઉપર સમાજની પ્રગતિનો આધાર કેટલેક અંશે રહેલો છે. નવરાશનો સદુપયોગ થાય તો વ્યક્તિને અને સમાજને ફાયદો થાય અને દુરુપયોગ થાય તો 'નવરો બેઠો નખ્ખોદ વાળે' એવો ઘાટ થાય.

ખેડૂતો નવરાશના વખતમાં કોઈ ગૃહોદ્યોગ કરે તો ઉપયોગી કામ થાય. તેને બદલે નવરા બેઠા ભેગા મળીને ગપ્પાં હાંકે તો કોઈની કૂથલી થાય અને વેરઝેર વધે. તેને પરિણામે આજ ગામડાંમાં પક્ષાપક્ષી અને વેરઝેર કેટલા પ્રમાણમાં છે!

વિદ્યાર્થીઓ રજામાં પોતાનો વિદ્યાભ્યાસ વધારે કે સમાજસેવાનાં કામ કરે તો અનુભવ સાથે જ્ઞાન મળે. તેને બદલે ગમે ત્યાં રખડવામાં કે પત્તાં ટીચવામાં અગર નાટક સિનેમામાં વખત બગાડે તો આખી જિંદગી આરામ જ શોધ્યા કરવાની વૃત્તિ પોષાય અને જિંદગીભરની ખરાબ ટેવ પડે.

આવું જ સ્ત્રીઓ અને બીજા લોકોને વિષે બને છે. તેનાં ખરાબ પરિણામોમાંથી બચવા માટે દરેક માણસે નવરાશના વખતમાં કોઈ ને કોઈ ઉપયોગી કામ કરવું જોઈએ. જેથી પોતાને અને સમાજને બન્નેને લાભ થાય.

આવાં કામોમાં કોઈ વિષયનો અભ્યાસ અને સારાં ઉપયોગી પુસ્તકોનું વાચન આવે તથા કોઈ ગૃહોદ્યોગ આવે. તે ઉપરાંત ગાંધીજીએ સૂચવેલાં કોઈ ને કોઈ રચનાત્મક કામોમાં પોતાનો ફાળો આપે તો સાથે આત્માની પણ ઉન્નતિ થાય. જુદાં જુદાં ક્ષેત્રોમાં કરવા લાયક આવાં કામો તો વિવિધ પ્રકારનાં છે. તેમાંથી પોતાના ગામને કે આજુબાજુના સમાજને ઉપયોગી કોઈ પણ સેવાનું કામ પસંદ કરી શકાય.

ઇંગ્લંડમાં જેમ જેમ લોકોને નવરાશ મળતી ગઈ તેમ તેમ કેટલાક આવાં સમાજસેવાનાં કામો ઉપાડ્યાં તો કેટલાકે નાટકચેટક અને જુગારમાં પોતાનો વખત અને પૈસા બગાડ્યા. આપણે ત્યાં એવું ન બને અને નવરાશના વખતનો સૌ સદુપયોગ કરતાં શીખે તો કેવું સારું? આપણા મજૂરોને કામના કલાક ઓછા થયા છે અને વિદ્યાર્થીઓને લાંબી લાંબી રજાઓ પડે છે તથા ખેડૂતોને ઘણી નવરાશ મળે છે. તેમણે આવું કંઈ ને કંઈ સમાજ ઉપયોગી કામ ઉપાડવું જોઈએ.

વિઠ્ઠલદાસ કોઠારી

## ઇસપગુલ

એક મિત્રે ઇસપગુલની ભૂસી ઘણા દિવસ સુધી લીધા કરી પણ તેમને જોઈએ એવો ફાયદો થયો નહીં ત્યારે મેં એમને કહ્યું કે તમે કેવળ એનાં આખાં બીજ જ પાણીમાં પલાળીને તેનો લુવાબ થાય તે જ લો — તેમ કરવાથી ધીરે ધીરે એમનો બંધકોશ જતો રહ્યો.

આ ઇસપગુલને ઊંટિયું જીરું પણ કહે છે. જીરાના જેવા આકારનું હોવા છતાં તે જીરું નથી.

આ ઇસપગુલ આપણાં આંતરડાંમાં પચતા નથી. પણ આંતરડાંની એક સ્વાભાવિક સાપ જેવી ગતિ છે તેને વેગ આપે છે. આંતરડાં ચોવીસે કલાક મારફક ગતિશીલ થયા

જ કરે છે. એ ગતિ અટકી જવાથી બંધકોશ થાય છે. એ ગતિને ઇસપગુલ વધારી આપે છે.

વળી મરડામાં આંતરડાંની દીવાલો-માં જ છાલાં પડી ગયાં હોય તેમને રુઝવવાનું, આંતરડાંને સુંવાળા બનાવ-વાનું કામ પણ ઇસપગુલ સારામાં સારી રીતે કરે છે. એટલું જ નહીં પણ કહોવરામણને બહાર કાઢે છે. મરડામાં દીવેલ કે પૅરૅફિન કરતાં પણ તે વધુ ગુણકારી છે.

વળી તે બધી જ રીતે નિર્દોષ છે. એની કંઈ જ ખરાબ અસર કદી જ થતી નથી. આથી તો અમેરિકાની એક કંપની એમાંથી 'સિબ્લિન' નામની એક દવા બનાવી વેચે છે. પણ તેના કરતાંયે આ બીજ વધુ ગુણકારી અને સસ્તાં છે. તે બિયાંને સારી પેઠે સાફસૂફ કર્યા પછી તેનો લુવાબ બનાવીને — એટલે કે તેમને પાણીમાં પલાળી નાખી તે પાણી સાથે પીવાં તે જ વધુ ગુણકારી છે.

શિવશંકર પ્રાણશંકર શુકલ

# માટલી અને બંબો

નવી માટલીમાં પાણી કેમ વધારે ઠરતું હશે?

નવી માટલીમાં બહુ છિદ્રો હોય છે. તે છિદ્રોમાંથી પાણી ધીમે ધીમે ઝમ્યા કરે છે. આ ઝમતું પાણી માટલીની બહારની બાજુથી આખો દિવસ ઊડતું જ રહે એટલે માટલી ઠંડી પડતી જાય અને તેથી પાણી સારું ઠરે. માટલી જેમ જેમ જૂની થતી જાય તેમ તેમ પાણીમાં રહેલા ક્ષારથી તેનાં છિદ્રો પુરાતાં જાય અને તેથી પાણી ઓછું ઝમે. પાણી બિલ-કુલ ન ઝમે ત્યારે માટલી રીઢી થઈ ગઈ કહેવાય. રીઢી માટલીમાં પાણી ઠરે નહીં.

એક કુંભારે કોઠી ઘાટની મોટી માટલી બનાવી અને તેની નીચે નળને હોય છે તેવી ચકલી મૂકી. માટલી ભર્યા પછી ચકલી ઉઘાડીએ એટલે પાણી આવે. આ માટલીમાં બીજાં માટલાં કરતાં પાણી વધારે ઠંડું રહેતું. હતી. કુંભારે માટી તો એની એ વાપરી તો પછી પાણી વધારે કેમ ઠંડું થયું?

ગરમ પાણી ઠંડા પાણી કરતાં વજનમાં હલકું હોય છે. એટલે ઠંડું પાણી નીચે રહે છે અને ગરમ પાણી ઉપર જાય છે. માટીની કોઈ પણ માટલીમાં ઉપર કરતાં તળિયા પાસેનું પાણી ઠંડું રહેવાનું. આપણે માટલીમાં ડોયો બોળી પાણી ઉપરથી કાઢીએ છીએ. નળવાળી માટલીમાં પાણી નીચેથી આવે છે. તેથી નીચેનું ઠંડું પાણી નળમાંથી આવે છે એટલું જ. ડોયામાં ઉપરનું પાણી હોવાથી તે ઓછું ઠરેલું હોય છે. ચકલીવાળી માટલીમાં પાણી વધારે ઠરતું નથી. પણ નીચેથી પાણી આવે છે માટે જ તે ઠંડું લાગે છે.

શિયાળામાં પાણી ગરમ કરવાના બંબામાં પાણી ગરમ લાગે છે છતાં ડોલમાં કાઢી શરીર ઉપર રેડીએ તો ઠંડું લાગે છે. એમ થવાનું કારણ શું?

બંબામાં પાણી જેમ જેમ ગરમ થતું જાય તેમ તેમ હલકું થઈ ઉપર જવાનું. ઉપરનું ઠંડું પાણી નીચે આવવાનું. તે પણ ગરમ થતાં ઉપર જઈ તેથી વધારે ઠંડું પાણી ત્યાં આવવાનું. બંબામાં પાણી ગરમ છે કે નહીં તે આપણે ઉપર હાથ નાખી જોઈએ છીએ. એ પાણી નહાવા જેવું ગરમ હોય તો આપણે તે ડોલમાં કાઢીએ. પણ ડોલમાં તો આપણે બંબામાં હાથ નાખીને જોયું તે કરતાં ઠંડું જ પાણી નીચેથી આવવાનું. તેથી જ બંબામાં નાહવા જેવું ગરમ પાણી થાય તેથી સંતોષ નહીં માનતાં તેને વધારે ગરમ કરવું જોઈએ. બંબામાં નીચેની ચકલીએથી આવતું પાણી ઉપરના પાણી કરતાં ઠંડું હોય છે અને શિયાળામાં તો ડોલમાં કાઢ્યા પછી થોડી જ વારમાં તે ઠંડીથી વધારે ઠંડું પડી જાય છે.

બંબામાં પાણી બહુ ગરમ ન હોય અને નહાવું હોય તો તે પાણી ઉપરથી લેવું જોઈએ.

બંસીલાલ ગાંધી

**હું જ્યારે અહિંસાનાં દર્શન કરું છું ત્યારે મને રેંટિયાનું જ દર્શન થાય છે.**

# સમાજશિક્ષણની પ્રથમ પરીક્ષાનો અભ્યાસક્રમ

[ મુંબઈ સરકારના કેળવણીખાતા તરફથી મંજૂર કરવામાં આવેલો સમાજશિક્ષણના વર્ગોની પહેલી પરીક્ષાનો અભ્યાસક્રમ નીચે મુજબ છે. ]

૧. ભાષા

(૧) વાચનઃ ખાતાની પહેલી ચોપડી કરતાં અઘરી નહીં એવી કોઈ પણ બાળપોથી અથવા કોઈ પણ સાદી પોથી, વર્તમાનપત્રોમાં મોટા અક્ષરે છાપેલી મથાળાની લીટીઓ, અને કાળા પાટિયા ઉપર લખેલાં સ્વચ્છ સાદાં વાક્યો. વારંવાર ઉપયોગમાં આવતા જોડાક્ષરોની ફક્ત માહિતી આપવી.

(૨) લેખનઃ જોડાક્ષરો સિવાયના ચાલુ વપરાશમાં આવતા શબ્દોવાળાં સાદાં વાક્યો, પોતાના નામની સહી કરવી, અને પોતાનું પૂરેપૂરું નામ અને સરનામું -અને નજીકનાં સગાંઓનાં નામ અને સામાન્ય રીતે વપરાશની વસ્તુઓનાં નામ લખવાં. દરરોજના સાદા સમાચારો આપતો એક ટૂંકો પત્ર લખવો. તેમને દરેક શબ્દ છૂટો લખતાં આવડવો જોઈએ. પૂર્ણવિરામનો ઉપયોગ.

૨. અંકગણિત

(૧). સાદું અંકગણિત.

(ક) સો સુધી ગણવું (દસ દસના સમૂહમાં સો સુધી ગોઠવવું)

(ખ) સો સુધીની સંખ્યાનું વાચન અને લેખન.

(ગ) ૨×૫, ૩×૫, અને ૪×૫ના ગડિયા.

(ઘ) $\frac{1}{2}$, $\frac{1}{4}$, $\frac{3}{4}$ અપૂર્ણાંકનો ખ્યાલ. આ અપૂર્ણાંકોને આણુપાણુમાં લખવા.

(ઙ) ૨૦ સુધીની સંખ્યાના સરવાળા અને બાદબાકી.

(૨) વ્યવહારુ અંકગણિત.

(ક) નીચેની વસ્તુઓની ઓળખ :—

૧. બધા સિક્કા તથા રૂપિયા ૧૦ સુધીની ચલણી નોટ.

૨. શેર, તોલા, પાલી (સ્થાનિક વજન અને માપ).

આપેલી વસ્તુનું વજન શોધી કાઢવું અને આપેલા તોલની વસ્તુ તોળવી.

૩. અનાજને પાલી અથવા શેરમાં તોળતાં આવડવું જોઈએ. અને તોળેલી વસ્તુની નોંધ રાખતાં આવડવું જોઈએ.

૪. વાર, ફૂટ, ઇંચ. આપેલા કાપડના ટુકડાની લંબાઈ માપતાં આવડવું જોઈએ.

૫. ગામડાંના લોકોને વીઘાં અને એકરનો સામાન્ય ખ્યાલ હોવો જોઈએ.

(ખ) આપેલી પરચૂરણની રકમને બાદ કરી રૂપિયાનું બાકીનું પરચુરણ આપતાં આવડવું જોઈએ.

(ગ) અભ્યાસમાં ચાલેલા ગડિયાઓની મદદથી વ્યાવહારિક જીવનમાં જરૂરી સાદી ગણતરી.

૩. તંદુરસ્તી અને આરોગ્ય

(ક) સ્વચ્છતાની અગત્ય — સ્થાનિક અસ્વચ્છ ટેવો તરફ ધ્યાન ખેંચી અસ્વચ્છતાનાં પરિણામનો ખ્યાલ.

વ્યક્તિગત સ્વચ્છતા (શારીરિક અને કપડાંની) અને સામાજિક સ્વચ્છતા — કેવી રીતે અને શા માટે આજુબાજુની સ્વચ્છતા રાખવી.

(ખ) યુક્તાહાર (સમતોલ આહાર) – તેમાં આવતી વસ્તુઓ અને તત્ત્વો – બાળકો, પ્રૌઢો અને દરદીઓ માટેના યોગ્ય આહાર.

(ગ) આરામની જરૂર, આરામનો સદુપયોગ અને દુરુપયોગ, યુવાનો અને વૃદ્ધો માટે વ્યાયામ – ઊંઘ. બાળકો અને પ્રૌઢો માટે ઊંઘનો સમય કેટલો.

(ઘ) જીવન, આરોગ્ય અને ટેવોની નિયમિતતા.

(ઙ) સ્વચ્છ પાણીની અગત્ય, અસ્વચ્છ અને મેલું પાણી, દૂધ અને વાસી ખોરાકથી થતું નુકસાન – પાણીને સ્વચ્છ કરવાની સાદી રીતો.

(ચ) યોગ્ય હવા, ઉજાસ અને બારીબારણાંની અગત્ય.

(છ) સામાન્ય ચેપી રોગો, તેને અટકાવવાની રીતો. રોગો સંબંધી પ્રચલિત પણ ખોટા વિચારો તથા માન્યતાઓ.

(જ) પ્રસૂતિ, પ્રસૂતિ પહેલાંની અને પાછળની સંભાળ, બાળઉછેર (સ્ત્રીઓ માટે).

(ઝ) પ્રાથમિક સારવારનાં મૂળ તત્ત્વો.

૪. નાગરિક શાસ્ત્ર

કુટુંબ—ગૃહ વગેરેની સહકારના સિદ્ધાંત ઉપર રચના.

રાજ્યવ્યવસ્થા.

લોકલ બોર્ડ, ગ્રામપંચાયત જેવી સ્થાનિક સ્વરાજની સંસ્થાઓ.

પોલીસ પટેલ જેવા સ્થાનિક અમલદારો અને તેમની ફરજો.

નાગરિક તરીકેની ફરજો તથા હક્કો — કાયદો અને વ્યવસ્થા માટે માન.

૫. ઇતિહાસ

(૧) પૌરાણિક કથાઓ.

(૨) સ્થાનિક ઇતિહાસમાંથી કે ભારતવર્ષમાં થઈ ગયેલા સાધુ પુરુષો અને મહાપુરુષોનાં જીવનચરિતોમાંથી પ્રસંગો અને વાર્તાઓ.

(૩) ભારતીય સ્વાતંત્ર્ય યુદ્ધની કથા.

૬. ભૂગોળ

દિશાઓ — દિવસે અને રાતે તેને શોધી કાઢવાની રીત.

(૧) ઋતુઓ, પંચાંગ, ભરતી, ચંદ્રોદય વગેરેની માહિતી.

(૨) પેદાશ, આયાત, નિકાસ વગેરેને લક્ષમાં રાખી અર્થકારણની દૃષ્ટિએ સ્થાનિક ભૂગોળ.

(૩) ભારતના અગત્યના વિભાગો— તેના લોકો તથા તેઓના ધંધાઉદ્યોગો.

(૪) આપણા પાકો, આપણી આયાત અને નિકાસ.

૭. સહકારના સિદ્ધાંત અને તેના નિયમો

સહકારના સિદ્ધાંતો, જીવનમાં તેનો વ્યવહારુ ઉપયોગ અને તેની અગત્ય.

સરકારી દુકાન, સરકારી બૅન્ક.
દેવું કરવામાં રહેલું જોખમ.
કરકસર.

૮. ખેતી (માત્ર ગામડાંઓ માટે)

ભારતવર્ષ — એક ખેતીપ્રધાન દેશ તરીકે — ખોરાકની વર્તમાન અછત — "વધુ અનાજ વાવો"ની ઝુંબેશ.

૧. જમીનને ફળદ્રૂપ બનાવવી — સ્થાનિક ખાતર.

૨. ખેતરમાં પાકને નુકસાન કરતાં જીવજંતુઓનો નાશ.

૩. પશુઓની માવજત.

૪. ખેતીની ખોટી ચાલુ રીતો.

૯. દૈનિક વિજ્ઞાન (શહેરો માટે)

દરરોજના જીવનમાં વિજ્ઞાન — દરરોજના વપરાશના જુદાં જુદાં વૈજ્ઞાનિક સાધનો તથા યંત્રો સંબંધી સામાન્ય માહિતી.

૧૦. સામાન્ય જ્ઞાન

(ક) પોસ્ટ ઑફિસ — કાગળો — મનીઑર્ડર વગેરે.

(ખ) પોસ્ટલ સેવિંગ બૅંક, નેશનલ સેવિંગ સર્ટિફિકેટ વગેરે.

(ગ) પંચાંગ જોવું.

(ઘ) ઘડિયાળમાંથી સમય જોવો.

(ઙ) દારૂ જેવા માદક પીણાના ગેરલાભો.

(ચ) સૌથી નજીક આવેલી શાળાઓ, પોલીસસ્ટેશનો, પોસ્ટ ઑફિસ, દવાખાનાં, હૉસ્પિટલ (મનુષ્ય તથા પશુ માટેની), સહકારી બૅંક, સામાજિક કેન્દ્રો, ખેતીવાડી ખાતાનું ફાર્મ વગેરે સંબંધી માહિતી.

૧૧. મનોરંજન

ભજન, ગીત, ગરબા, રાસ, સ્થાનિક રમતો અને કાવ્યસંમેલનો

૧૨. સ્થાનિક ઉદ્યોગો અને હાથ ઉદ્યોગો.

# પૂરું થતું પખવાડિયું

મદ્રાસની સરકારે ત્યાંના સામ્યવાદી પક્ષને ગેરકાયદે જાહેર કર્યો છે.

રક્ષણની બીજી હરોળ તરીકે હિંદી સરકારે પ્રાદેશિક દળ ઊભું કરવાનો નિર્ણય કર્યો છે અને આપણા ગવર્નર જનરલ શ્રી. રાજગોપાલાચારીએ હમણાં જ તેનો આરંભ કર્યો છે. કટોકટીના સમયમાં આ પ્રાદેશિક દળ કાયમી લશ્કરને દેશની આંતરિક સલામતી જાળવવાની તેની ફરજમાંથી મુક્ત કરશે. આ દળ દોઢ લાખ સૈનિકોનું બનશે.

ચીનના સામ્યવાદી પક્ષના વડા માઓ ત્સે-તુંગને નવા સ્થપાયેલા ચીનના સામ્યવાદી મધ્યસ્થ પ્રજાસત્તાકના પ્રમુખ તરીકે સર્વાનુમતે ચૂંટી કાઢવામાં આવ્યા છે.

હિંદ સરકારના હુકમથી અટકાયતમાં રાખવામાં આવેલા અકાલી નેતા માસ્તર તારાસિંગને બિનશરતે છોડી મૂકવામાં આવ્યા છે.

ગઈ તા. ૯મીએ પૂનાથી ૧૩ માઈલને અંતરે આવેલા ખડકવાસલા નામના સ્થળે પંડિત જવાહરલાલ નેહરુએ રાષ્ટ્રીય સંરક્ષણ સંસ્થાની શિલારોપણ વિધિ કરી હતી. આ સંસ્થામાં હિંદના જુવાનોને હવાઈદળ, નૌકાદળ અને ભૂમિદળના સૈનિકોની તાલીમ આપવામાં આવશે.

યુનાઈટેડ સ્ટેટ્સના પ્રમુખ ટ્રુમૅનના આમંત્રણને માન આપી આપણા વડા પ્રધાન પંડિત જવાહરલાલ નેહરુ ગઈ તા. ૭મીએ અમેરિકાની મુલાકાતે ઊપડી ગયા છે. ત્યાં તે ચાર અઠવાડિયાં રોકાશે. દરમ્યાન તે ચાર દિવસ માટે કૅનેડાની પણ મુલાકાત લેશે.



મુદ્રક અને પ્રકાશક : જીવણજી ડાહ્યાભાઈ દેસાઈ, નવજીવન મુદ્રણાલય, કાળુપુર, અમદાવાદ

રજી. નં. બી ૫૩૬૩

બે આના

# લોકજીવન

યથા પ્રજા તથા રાજા

વર્ષ ૨ અંક ૬

વાર્ષિક લવાજમ : દેશમાં રૂ. ૩
છમાસિક " " રૂ. ૨

અમદાવાદ, ૧લી નવેમ્બર, ૧૯૪૯

વાર્ષિક લવાજમ - પરદેશમાં
રૂ. ૫ શિ. ૮

સંપાદકમંડળ

મગનભાઈ દેસાઈ — ગોપાલદાસ પટેલ
વિઠ્ઠલદાસ કોઠારી — મણિભાઈ દેસાઈ (તંત્રી)
બબલભાઈ મહેતા — જીવણજી દેસાઈ (વ્યવસ્થાપક)

## સાચી સંભાળ

[ ગાંધીજીએ પોતાના ભાઈને લખેલો એક પત્ર ]

મુરબ્બી ખુશાલભાઈની સેવામાં,

આ કાગળ મધરાતે લખું છું. વધુ લખવા વખત નથી. મને જાત સંભાળવાની ભલામણ કરો છો પણ આપણું શિક્ષણ એવું છે કે જાત (આત્મા) નથી મરતો, નથી મારતો કે નથી મરાવતો. શરીરને 'જાત' માની તેને સંભાળવાનું કહો તો તેને શ્રીભગવાને મોહ કહ્યો છે. હવે મારે શું સંભાળવું? હું તો જાત જ સંભાળીશ એટલે કે તેનું જ્ઞાનખનતા પ્રયત્ને કરીશ. તેમ કરતાં દેહને જતો કરવા જેટલી તાકાત તો આવવી જ જોઈએ.

આટલું લખાઈ જાય છે કેમ કે બહુ મનન કરતાં જોઉં છું કે આપણી કેટલીક કહેવતો ને શિખામણો કેવળ ધર્મવિરુદ્ધ છે. જેને સર્વોપરી પુસ્તક માનીએ છીએ તેને વ્યવહારમાં કોરે મૂકી દઈએ છીએ. જેટલું જોર મારામાં હોય તે બધું આવી રહેણી સામે અજમાવવાનો ઉદ્દેશ રાખ્યો છે.

૨૬-૭-૧૯૦૮

લિ.
મોહનદાસના દંડવત

# ખાંડની ખાનાખરાબી

ખાંડ લોકપ્રિય થતી જાય છે પરંતુ 'લોકપ્રિય' ખાંડ આપણી પ્રજાનું બહુ ઓછું કલ્યાણ કરે છે.

બિહારમાં શેરડીના વધી પડેલા વાવેતરને લીધે રોજના ખોરાકમાં વપરાતા અનાજની તંગી પડવા માંડી. ખાંડ વધી, અનાજ ખૂટવા માંડયું.

આવી ખાંડ ગોળને બદલે વધુ વપરાય છે. ખેડૂતોને હેરાન કરે છે. આરોગ્યને હાનિ પહોંચાડે છે.

ખાંડના ઉદ્યોગની ખિલવણીમાં શેરડી વાવનાર ખેડૂતોના કરતાં કારખાનાંના મૂડીપતિના કલ્યાણની વધુ કાળજી રખાય છે.

એ માટે ૭૦ કરોડ રૂપિયાની રક્ષણજકાત આપતાં સરકારને સંકોચ થતો નથી.

શેરડીના સંશોધન ખાતામાં પણ લાખો રૂપિયા આ કારખાનાંમાલિકોના લાભ માટે જ ખર્ચાય છે.

ખાંડને સ્વદેશી ઉદ્યોગ ગણવામાં આવે છે; છતાં સ્વદેશની પ્રજાના મુખ્ય વર્ગ ખેડૂત વર્ગને આથી નહીં જેવો ફાયદો થાય છે.

ખાંડ વેપારી પેદાશ છે. ખેડૂતની પેદાશ તો ગોળ છે. ખાંડ ગરમી જ આપે છે, બીજાં જીવનતત્ત્વો એથી બળી જાય છે. ગોળમાં ખનીજતત્ત્વો સચવાઈ રહે છે. તેથી તે વધુ પૌષ્ટિક છે. ખાંડને લીધે આટલા રોગ થાય છે: શરીરઘસારો, પાંડુરોગ, મધુપ્રમેહ અને દાંતનો સડો.

ગોળનો ઘેરો રંગ તેમાં રહેલાં સારાં તત્ત્વોને આભારી છે.

ગોળની બનાવટ ખેડૂતોનો પ્રથમ પંક્તિનો ગ્રામઉદ્યોગ છે.

એમાં પરસ્પર સહકાર છે, બળદોનો સદુપયોગ છે, ગામના સુથારલુહારના ગ્રામઉદ્યોગને તે નભાવે છે.

છતાં ગોળ ગમતો નથી. ખાંડ ગમતી જાય છે! ખાંડથી શોષણઉદ્યોગ વધે છે. ગોળના કોલાનો ઉદ્યોગ તૂટે છે. આરોગ્ય વેચી ખેડૂત પ્રજા ખાંડથી પાયમાલ થતી જાય છે.

ખાંડની ખાનાખરાબીની કથા કરુણ છે.

દિલખુશ દીવાનજી

## પીપળ અને મુસાફર

ઉનાળાના દિવસ હતા. બપોરનો વખત થયો હતો. તે વખતે કેટલાક મુસાફરો એક વગડામાંથી જતા હતા. આસપાસ બધું વેરાન હતું; અને માથે તાપ તો બરોબર લાગતો હતો. તેવામાં એક પીપળ જેવું ઝાડ તેમને દેખાયું. તેની છાયા તળે આરામ કરવા તેઓ સીધા તે ઝાડ તરફ વળ્યા, ને ત્યાં જઈ તેની તળે સૂતા.

સૂતાં સૂતાં એક જણાની આંખ ઉપર ઝાડ ભણી ગઈ. તેને થયું, 'આ ઝાડ શા કામનું? તે કશું ફળ તો આપતું નથી! પરમેશ્વરે એને શું કામ બનાવ્યું હશે?' અને તે વિચારમાં બીજા બધા પણ ભળ્યા.

આ જોઈ ઝાડને વાચા ફૂટી અને તેણે કહ્યું, 'તમે તે કેવા નિરગુણિયા લોકો કહેવાઓ! આ ઘડીએ તમે મારી શીળી છાયાને માણો છો, છતાં મને નકામું કહો છો?'

પણ સ્વાર્થ એવો આંધળો હોય છે! જરા પણ કર્યાનો ઉપકાર તો ક્યાં રહ્યો; સામેથી ઊલટો અવગુણ દેખાય છે!

૨૪-૧૦-'૪૯ મગનભાઈ દેસાઈ

# અહંકાર

માનવીના વિકાસને રોકનાર જો કંઈ હોય તો તે આપણો અહંકાર છે. અહંકાર આપણા જીવનને રૂંધી નાખે છે. આપણે જે કરીએ એ જ ખરું છે, હું કહું છું એ જ ખરું છે, હું જે જીવન જીવી રહ્યો છું એ જ સાચું જીવન છે, એના કરતાં બીજું કંઈ સારું છે જ નહીં; એવી એવી સંકુચિત ભાવનાઓ આપણા મનમાં અહંકાર જગાડે છે. તેથી આપણામાં કંઈ ખામી હોય એને આપણે જોઈ શકતા નથી તેમ જ બીજામાં કંઈ સારું હોય એની કદર કરી શકતા નથી કે આપણા જીવનમાં એને ઉતારતા નથી.

એક વાર એક જૈન મુનિજીએ એક વાર્તા કહી હતી એ ખરેખર સમજવા જેવી છે. ફૂલના એક પતંગિયાને નરકના કીડા સાથે ભાઈબંધી થઈ. સુગંધી ફૂલ પર બેસનારું, રહેનારું પતંગિયું કીડાને આવા ગંધાતા નરકમાં રહેતો જોઈ ને ખેદ પામવા લાગ્યું. તે કીડાને કહે, 'અરે ભાઈ, તું આવી ગંદકીમાં શા માટે પડી રહ્યો છે? એક વાર મારી સાથે મારે ફૂલ-ઘેર તો આવ. ત્યાંની સુગંધી હવા તું એક વાર ચાખ તો ખરો. પછી તને અહીં નહીં ગમે.' પણ કીડાભાઈ તો દરરોજ કંઈક બહાનું કાઢે. એને મનમાં થાય, ત્યાં વળી એવું તે શું હશે કે મારી અહીંની હવા કરતાં સારું હોય? પતંગિયું નકામું બડાઈ મારે છે. અહીં મને જેવો આનંદ અને જેવું સુખ છે એ ત્યાં કયાંથી હોય?

પણ પતંગિયું તો રોજ એને પોતાને ઘેર આવવાનું કહે. છેવટે કંટાળીને કીડાભાઈ બોલ્યા: 'ઠીક, તું આવતી કાલે સવારે

આવજે. હું તારી સાથે આવીશ.'

બીજે દિવસે સવારે કીડાભાઈ વિચાર કરવા લાગ્યા: 'મને તો અહીંથી જવાનું ગમતું જ નથી. ત્યાં જઈશ તો હું ભૂખે જ મરીશ. ત્યાંની હવાથી મારી તબિયત પણ બગડી જશે. કંઈ નહીં, એક કામ કરું.' એમ વિચાર કરી તેણે નરકની બે ગોળી બનાવી અને નાકમાં ખોસી દીધી.

થોડી વાર પછી પતંગિયું આવ્યું અને કીડાને લઈને તે પોતાને ઘેર ગયું. કીડાને એ ત્યાં જાતજાતનાં અને રંગબેરંગી સુગંધી ફૂલો પર ફેરવવા લાગ્યું અને વારે વારે તે પછતું જાય, 'કેમ ભાઈ, અહીંની હવા તારા ઘર કરતાં સારી છે કે નહીં?' પણ કીડાભાઈ તો માથું ધુણાવીને કહે, 'મને અહીં કંઈ વધારે સારું લાગતું નથી. જેવી હવા ત્યાં છે તેવી અહીં છે!' એને ક્યાંથી સુગંધનો અનુભવ થાય? નાકમાં તો નરકની ગોળી ભરેલી છે.

એવું જ આપણા જીવનનુંયે સમજવું. જ્યાં સુધી આપણામાં અહંકાર રૂપી નરક ભરેલુ છે ત્યાં સુધી બીજે બધે સુવાસ હોય એનો આપણને ક્યાંથી ખ્યાલ આવે?

મુકુલભાઈ

## આદર્શ મંદિર

મારે મન આદર્શ મંદિર એટલે આદર્શ પૂજારી. આદર્શ મંદિર ઈંટચૂનાનું નહીં હોય. ઈંટચૂનાની પાછળ જે આદર્શ પૂજારી હોય તો ગારાનો અને ઘાસનો કૂબો પણ શોભી નીકળશે અને ત્યાં જઈ શ્રદ્ધાળુ ભક્ત શાંતિ મેળવશે.

ગાંધીજી

# કોમી પાણી

ગઈ તા. ૨૫-૯-'૪૯ ને રોજ અમદાવાદ શહેરના એક પરામાં હરિજનો સાર્વજનિક નળથી પાણી લેવાના હતા. આગલે દિવસે અમે ગામલોકોની જોડે વાત કરવા ગયા અને આ પવિત્ર દિવસ સારી રીતે પસાર થાય અને હરિજનોને હક મળે એવી ભલામણ કરી. ગામલોકો પૈકી કેટલાકે જવાબ આપ્યો કે મ્યુનિસિપાલિટીએ ઠાકરડા, ભીલ, હરિજન, પાટીદાર વગેરે માટે જુદા જુદા નળો કરી આપ્યા છે એટલે જો હરિજનોને પાણીની તાણ પડતી હોય તો તેમને બીજા નળ વધારે કરી આપવા. પણ તેમણે બીજી કોમના નળે જવાની શી જરૂર છે? આ રીતે એક જ ટાંકીમાંથી આવતા પાણીને પણ કોમી રંગ લાગે છે. મ્યુનિસિપાલિટીઓએ જાગ્રત થઈ આવા કોમી નળો રદ કરીને સાર્વજનિક ટાંકીઓ રચવી જોઈએ.

પરીક્ષિતલાલ

# ગામેગામના કૂવે ગરગડી જોઈએ

કોઈ ગામમાં રહેવું હોય તો પહેલાં ધંધાનો વિચાર કરવો કેમ કે એમાંથી ખાવાનો રોટલો મળે. પછી મકાનનો વિચાર કરવો કેમ કે કામ કરીને આવ્યા પછી રહેવા માટે મકાન જોઈએ.

પણ આ બે કરતાંય વધારે જરૂર પડે છે હવાની અને પાણીની. અને છતાં એનો વિચાર ઓછો થાય છે કેમ કે એ કુદરતની બક્ષિસ છે.

કુદરતની મહેર છે કે એણે આપણાં ગામડાંઓમાં હવાપાણીને છૂટે હાથે વહેતાં મૂકયાં છે. હવા તો હરતીફરતી છે એટલે આપણે એની સામે બંધ ન બાંધીએ કે આપણે આપણી ગંદી રહેણીકરણીથી બગાડી ન મૂકીએ ત્યાં સુધી એ આપણી સેવા કર્યા જ કરે છે પણ પાણી ભરવા માટે તો આપણે નદીએ, તળાવે કે કૂવે જવું જ પડે. શહેરોમાં

નળ ઘરમાં આવે છે પણ એના પૈસા ચૂકવવા પડે છે.

આપણાં ઘણાંખરાં ગામોમાં તો પીવાનું પાણી કૂવાઓમાંથી જ વપરાય છે. પીવા માટે તળાવ કરતાં કૂવાનું પાણી સારું. કેમ કે એમાં તળાવના કરતાં સ્વચ્છતા વધારે સાચવી શકાય. પણ આપણે ગામડાંઓમાં ફરીએ છીએ ત્યારે જોવા મળે છે કે ઘણાખરા કૂવાઓનાં પાણી ભરવા માટે ગરગડીઓ નથી હોતી. આવા કૂવાઓ ઉપર લાકડાના ભડ ગોઠવ્યા હોય છે. અને એ ભડ ઉપર પગ ગોઠવીને આપણી બહેનો ચાળીસ ચાળીસ પચાસ પચાસ હાથ ઊંડું પાણી વાંકી વળી વળીને કાઢે છે. કોઈ શહેરી આવું પાણી કાઢવા જાય તો ચકર ખાઈને અંદર જ પડે. આપણી ગામડાંની બહેનો આ કામથી ટેવાઈ ગઈ છે. એટલું જ નહીં પણ આવા સખત કામથી એમનાં હાડ પણ મજબૂત થયાં હોય છે.

પણ આમાં એક દોષ છે. આપણા કૂવાને ગરગડીયે નથી હોતી. ગરગડી ન હોવાથી કૂવામાં નીચા નમી નમીને, ગુરુત્વાકર્ષણના નિયમ વિરુદ્ધ કામ કરવું પડે છે એથી ઘણું બળ નકામું જાય છે. આપણે મજબૂત હોઈએ એથી કાંઈ બળ વેડફી નાખવાનું હોય? એને સંઘરીને બીજા વધારે સારા કામમાં વાપરવું જોઈએ. કૂવાને ગરગડી કરાવી નાખીએ તો આપણી ઘણી બહેનોનુ વેડફાઈ જતું બળ બચે. બીજું, આપણી બીમાર બહેનનો અને ગર્ભવતી બહેનનો વિચાર કરો. એને નીચા નમી નમીને પાણી કાઢવાનું કેટલું કષ્ટદાયક થઈ પડતું હશે! બધા કાંઈ તાલેવંત નથી હોતા કે નોકર રાખી શકે. કેટલાકને સગાં-વહાલાંની પણ તાણ હોય છે.

આવી બહેનોનો વિચાર આવે છે ત્યારે એમ થાય છે કે આપણા ગામેગામના પાણી ભરવાના કૂવે ગરગડી હોવી જોઈએ. સરકાર કે લોકલબોર્ડ મદદ કરે તો એ મદદ મેળવીએ અને નહીં તો ગામલોકોએ ઉઘરાણું કરીને પણ આપણા ગામનું આવું દુઃખ તો ભાંગવું જ જોઈએ.

બબલભાઈ મહેતા

**ખાદી વિનાનો ખેડૂત બળદ વિનાના હળ સમાન છે.**

# નવરાશ અને જુગાર

નવરાશ કે ફુરસદનો ઉપયોગ, આજના સુધારામાં, મુખ્યત્વે બે રીતે થાય છે — ૧. સિનેમા, ૨. જુગાર. આમ એક નામાંકિત સમાજશાસ્ત્રીએ કહ્યું છે, એમ અગાઉ આ પત્રમાં એક વાર આપણે જોઈ ગયા. તે બેમાંનું સિનેમાનું સાધન કેવું છે, તે થોડાકમાં આપણે જોયું. હવે બીજું સાધન જુગાર છે તે જોઈએ.

નવરાશનો જુગાર પાછળ ઉપયોગ પણ ખૂબ જ થાય છે, એ એકદમ કદાચ બરોબર નહીં લાગે; પણ એ સાચી વાત છે. પેલા સમાજશાસ્ત્રીએ વિલાયતના આંકડા આપીને વાત કરી છે, તે જોવા જેવી છે.

'પુખ્ત ઉંમરની પુરુષ-વસ્તી જોતાં, લાખો લોકોને માટે સિનેમા પેઠે જ જુગટું એક નવરાશનો ધંધો થઈ પડયું છે. એનું સૌથી વધુ લોકપ્રિય સાધન ફૂટબૉલ મૅચની કૂપન ભરવાનું હોય છે. . . . આ કૂપન ભરવાનું કામ ખૂબ ગૂંચવાડિયું છે, પણ બ્રિટિશ જનતા તેનાં ખાનાં ભરવામાં, યુદ્ધ અને અંકુશોથી મળેલી તાલીમ પામીને, તૈયાર થઈ ગઈ છે. . . . દર અઠવાડિયે તેની ઋતુમાં ૧૧૦ લાખ માણસો તે કૂપનો ભરે છે અને દરેક જણ સરેરાશે ૨ શિલિંગ તેની જોડે મોકલે છે.'

આ એક રીત જુગારની થઈ. બીજી રીતો પણ વિલાયતમાં અનેક છે, જેમ કે ઘોડદોડ, કૂતરાદોડ, લૉટરી, ઇ૦. તે સમાજશાસ્ત્રી આ બધાં જુગારખાનાં ચલાવનારનો કુલ વકરો કેટલો થાય છે તેના આંકડા આપે છે, તે ચકરી ચડાવે એવા છે —

| | પાઉન્ડ (લાખ) | |
|---|---|---|
| | કુલ વકરો | ચોખ્ખી આવક |
| ૧૯૩૮–૯ | ૩૮૧૦ | ૩૬૦ |
| ૧૯૪૬–૭ | ૫૮૨૦ | ૫૫૦ |

૧૯૪૬માં લોકોએ ૫૫ા કરોડ પાઉન્ડ, એટલે કે ઓછામાં ઓછા ૭૦ કરોડ રૂપિયા ઉપર, જુગટા ખાતે વાપર્યા! અને તેમાંથી જુગાર-સંચાલનની પેઢીઓને લગભગ ૭ કરોડ ઉપર ચોખ્ખી આવક થઈ! તે લેખક કહે છે કે, આ આવકનો આંકડો, દેશ પુરતકો

તથા સામયિકો પર ખર્ચે છે તેના કરતાં મોટો છે।

આ પેઢીઓમાં કેટલા માણસો નોકરી કરે છે તેય એવા જેવું છે. લેખક કહે છે— ૧,૩૫,૦૦૦ જણાને ત્યાં નોકરી મળે છે. કામદાર વસ્તીનો ૧ ટકો આ થાય છે.

આ ધંધો 'અર્વાચીન બ્રિટનનું એક ભયંકર કમનસીબ' જ છે એમ લેખક જણાવે છે; અને તે કહે છે કે, "સરકાર કોઈ પણ રાજદ્વારી વિચારણા ભલે ધરાવતી હોય, તોપણ તેણે એ વિચારવું ઘટે છે કે, આ ખોટા ધંધામાં લાગેલી ખાનગી પેઢીઓને સરકાર જે કાનૂની પ્રતિષ્ઠા આપે છે અને બીજી વહીવટી સગવડો કરી આપે છે, તે શું કામ? તે ન આપે તો આ બધું ચાલી ન શકે. સ્વત ત્રતાનો કોઈ સિદ્ધાંત શું એમને આ બધું આપવામાં ફરજ પાડે છે?"

તે લેખક જુગાર સાથે સિનેમાને સરખાવે છે ને કહે છે—

કેટલીક ફિલમો સાવ મૂરખાઈ ભરેલી ને ખરાબ હશે; છતાં તે સારી હોઈ શકે અને જીવનદૃષ્ટિને કેળવી શકે; તેમાં ઉમદા પ્રકારનું મનોરંજન મળે એમ બને. ત્યારે જુગાર ને તેના સુધરેલા પ્રકારનું તેવું નથી. તેમાં વખતની બરબાદી તો છે જ; પણ તેથી ખરાબ તો એમાં એ છે કે, તેમાં વખત ને પૈસો ખરચી કુ-શિક્ષણ અને ખોટી જીવનદૃષ્ટિ મળે છે. માણસ નસીબના ખેલથી ધનવાન થવાય એવા ખોટા ખ્યાલમાં મરવા લાગે છે.

અને આનો રસ એવો તો ચડસાઉ હોય છે કે, હાર્યો જુગારી બમણુ રમે, એવો ઉખાણો થઈ ગયો છે. આના દાખલા ખૂટે એમ નથી. અને આ વ્યસન એટલું જૂનું છે કે, યુધિષ્ઠિરને જ એના સચોટ દાખલા તરીકે મહાભારતમાં આપણને વ્યાસ મુનિએ બતાવ્યા છે.

નવરાશનો ઉપયોગ પાનાં ટીચવામાં, જુગારમાં તો ન જ થવો જોઈએ. નહીં તો ત્યાંથી લક્ષ્મી તો નાસી જ જશે.

૧૦-૧૦-'૪૯ મગનભાઈ દેસાઈ

**ખેડૂતનું ધન ખેતી છે, પણ તેના હાથપગ રેંટિયો છે.**

# અશેળિયાની ભાજી

આપણાં શાકબજારોમાં અશેળિયાની ભાજી વેચાતી કદી મળતી નથી પરંતુ અશેળિયો એ વાયુના રોગો માટે અત્યંત ઉપયોગી બી હોઈ મેં એને વાવી જોવાનો વિચાર કર્યો.

વાવ્યા પછી જોયું કે તે ચાર જ દિવસમાં તતડી ઊઠે છે; મેથી કરતાં પણ વહેલો ઊગી નીકળે છે. આઠદસ દિવસમાં તો તેના આંગળી જેવા છોડ તૈયાર થઈ જાય છે.

બીજી ભાજી કરતાં આની એક વિશેષતા તો એ કે કૂંણી હોય ત્યારે કાચી ખવાય. કોથમીરની પેઠે દાળ-શાકમાં કાપી નંખાય. જરા મોટી થાય એટલે મેથીની પેઠે મૂઠિયાં થઈ શકે. એથી વધુ વધે એટલે તેનું એકલીનું શાક થાય અથવા રીંગણ વગેરે સાથે ભેળવી શકાય. તે મોટી થઈ હોય ત્યારે પણ તેનાં પાન દાળશાકમાં નાખી શકાય.... એને જરા જરા આછું આછું પાણી ઝારા વડે છાંટતા રહીએ તો તે બીચારી ગમે તેવી જમીનમાં પણ ઊગી શકે છે.

દેવદારના ખોખામાં માટી ભરેલી હોય તો અગાસીમાં પણ વાવી શકાય.

ભાજીઓમાં જાતજાતના ક્ષારો, લોહ, વિટામિન સી, વગેરે રહેલાં હોય છે. એટલું જ નહીં તેમાંનો લીલો રંગ પણ ખૂબ જ ઉપયોગી છે.

એટલે આ એક નવી ભાજી આપણે વાપરતાં શીખવું જોઈએ.

શિવશંકર પ્રાણશંકર શુક્લ

# પટાચારાની કથા

શ્રાવસ્તિ નગરીના એક કરોડપતિ શેઠને ત્યાં એક સુંદર બાળકીનો જન્મ થયો. તે મોટી થતાં તેનું રૂપ એટલું બધું ખીલ્યું કે, તેથી મોહિત થયેલાઓના કાવાદાવાઓમાંથી બચાવવા શેઠે તેને પોતાની હવેલીને સાતમે માળ રાખવા માંડી. પરંતુ છેવટે સાતમે માળે જ ઘરના દરવાન સાથે તેને આડો સંબંધ બંધાયો.

વખત થતાં શેઠે પોતાની પુત્રીને પરણાવવા માટે સમાન કુળનો અને સ્થિતિનો એક જુવાન પસંદ કર્યો, અને

પછી લગ્નની તૈયારીઓ શરૂ કરી. શેઠની પુત્રી—પટાચારાએ દરવાનને બોલાવીને કહ્યું : "મારું લગ્ન થઈ જશે ત્યાર પછી તું મારે સાસરે કંઈ ફેરા-ફાંટા ખાવા આવશે ખરો, પણ અંદર આવીને મને તો નહીં જ મળી શકે. તેના કરતાં, તારામાં હિંમત હોય તો હું તારી સાથે ભાગી છૂટવા રાજી છું."

પછી બન્ને જણ સંતલસ કરીને અંધારી રાતે, નાસી છૂટ્યાં, અને દૂર ઘર માંડીને રહેવા લાગ્યાં. ત્યાં શેઠની પુત્રીના દાગીનાઓ વેચીને દરવાને ખેતર તથા હળ, બળદ વગેરે ખરીદ્યાં, અને ખેતી કરવા માંડી. શેઠની પુત્રીને ઘરનું બધું રાંધવા કરવાનું કામ જાતે કરવું પડતું તથા ભાથું લઈ ખેતરે જવું પડતું.

વખત જતાં તે સગર્ભા થઈ. અને જેમ જેમ પ્રસવના દિવસો પાસે આવતા ગયા તેમ તેમ તેની હિંમત ભાગતી ગઈ. તેણે પતિને કહ્યું : "પ્રસવની વેદનાથી હું અજાણ છું; અને મારા નાજુક શરીરે મારી માની ઓથ વિના મારાથી પાર પડી શકાશે નહીં. મારાં માતપિતા મારા ઉપર ગમે તેટલાં ગુસ્સે થયાં હશે, તેમ છતાં મારી આ અવસ્થામાં મને આશરો આપવા ના પાડશે નહીં. માટે તમે મને મારાં માતપિતાને ત્યાં લઈ જાઓ."

પતિએ કહ્યું : "તું તેમની પુત્રી છે એટલે તેઓ કદાચ તારા ઉપર દયા લાવે; પણ હું તો તેમની પુત્રીને ભગાડનાર કહેવાઉં, એટલે મને તો શું કરે અને શું ન કરે તે કહેવાય નહીં. માટે હું તને ત્યાં લઈ જવાનો નથી."

પટાચારાએ ઘણી ઘણી રીતે તેને સમજાવ્યો પણ તે એકનો બે ન થયો. ત્યારે છેવટે એક દિવસ તેનો પતિ બહાર ગયો હતો ત્યારે, પડોશીઓને કહીને તે પિયેર તરફ ચાલી નીકળી.

તેના પતિએ ઘેર આવીને આ બધું જાણ્યું એટલે તરત તે તેની પાછળ ગયો અને તેને સમજાવવા લાગ્યો કે, સુવાવડ પછી તારાં માતપિતા તને પાછી નહીં આવવા દે, અને છતાં તું આવવા જઈશ તો તેઓ તારી પાછળ માણસ મોકલી મને પકડાવી દેશે. પરંતુ પટાચારાએ માન્યું નહીં; તે બોલી કે આમેય પ્રસવના દુખમાં મારું મોત જ થશે; તેના કરતાં હું પિયેર જઈને જીવતી રહીશ તો ગમે તે રીતે તને પાછી આવી મળીશ.

તેને એનું કારણ પૂછ્યું : તેણે જવાબ આપ્યો કે, આવું અકાળ મોત કોઈને આવતું હશે એમ કોઈ માને ખરું? કાલે રાતે જ ગાજવીજ સાથે તોફાન થયું, તેમાં મધરાને તેમની હવેલી ઉપર વીજળી પડતાં તે આખી તૂટી પડી અને શેઠ, શેઠાણી અને તેમનો જુવાન છોકરો એ બધાં નીચે કચરાઈ જઈ મરણ પામ્યાં. આજ સવારના તેમની લાશો હાથ આવતાં હમણાં જ તેમને સ્મશાનમાં લાવી અગ્નિસંસ્કાર કર્યો છે. જુઓ પેલો ધુમાડો દેખાય છે, તે તેમની ચિતાઓનો જ છે.

આ સાંભળતાં જ, ઉપરાઉપરી આવી પડેલી આફતોના ભારથી પટાચારા ગાંડા જેવી થઈને તે ચિતાઓ તરફ દોડી. તેનાં કપડાંનું પણ ઠેકાણું ન રહ્યું, અને તેનો મેલોઘેલો દેખાવ, તથા ફાટેલી આંખ જોઈને લોકો તેને ચિતાથી દૂર રાખવા હોકાટા કરી, ઢેખલા મારવા લાગ્યા. પટાચારા ત્યાંથી શ્રાવસ્તિ તરફ પોતાના પિતાના મકાન તરફ વળી. પણ નગરમાં તો તેની હડધૂત વધી ગઈ, અને છોકરાંનાં ટોળાં તેના ઉપર ધૂળ અને ઢેખલાનો વરસાદ વરસાવતાં તેની પાછળ બૂમો પાડતાં દોડવા લાગ્યાં.

રસ્તામાં જ બુદ્ધ ભગવાન મઠમાં બેસી શિષ્યોને ઉપદેશ આપતા હતા. તેમણે આ બધું જોઈ, પટાચારાને મઠને દરવાજેથી અંદર આવવા દીધી. પટાચારા છોકરાંના ત્રાસમાંથી છૂટીને હાંફતી હાંફતી થોડું થોભી, અને પછી બુદ્ધ ભગવાન ઉપર નજર પડતાં જ, તેમની શાંત, પવિત્ર મુખમુદ્રા જોતાં કંઈક સ્વસ્થ થઈ, અને પછી ઊભરાઈ આવેલા શોકના ભારથી, ફાટી જતી છાતીએ બુદ્ધ ભગવાનના ચરણ પકડી આળોટતી આળોટતી કલ્પાંત કરવા લાગી. ભગવાને તેને એ પ્રમાણે થોડો વખત રડવા દીધી. પછી તેનો ડૂમો કંઈક બેઠો, એટલે તેને માથે હાથ ફેરવી તેને કહ્યું : "બહેન! સ્વસ્થ થા!" થોડી વારે પટાચારા શાંત થઈ, એટલે તેને દેખાયું કે પોતે છેક જ નગ્ન સ્થિતિમાં છે. એટલે તે શરમાઈ જઈને ટાકડું વળીને જમીન સાથે લપાઈ ગઈ. સભામાંથી કોઈકે પછી તેના ઉપર એક વસ્ત્ર નાખ્યું તે વીંટીને પછી ભગવાન સામું જોઈ જોઈને ડૂસકાં ભરી ભરીને તે રડવા લાગી. પછી તેમના ચરણ પકડીને તેણે કાલા-

વાલા કરતાં કહ્યું : "પ્રભુ ! મારા ઉપર દયા કરો, અને મને શરણું આપો. મારા ઉપર આ બધું ઉપરાઉપરી શું વીત્યું છે ? મને કાંઈ સમજ પડતી નથી. હું શી રીતે જીવું ?" આમ કહી તેણે પોતાની બધી દુઃખકથા રડતાં રડતાં કહી સંભળાવી. ભગવાન બુદ્ધે તેની કથા સાંભળીને તેને કહ્યું : "બહેન, ખરેખર, તારા ઉપર ભારે દુઃખ વીત્યું છે. માણસ જ્યાં સુધી વાસનાને વશ રહી અજ્ઞાનદશામાં રહે છે, ત્યાં સુધી તેના ઉપર જે કાંઈ દુઃખો જન્મોજન્મ આવી પડે છે, અને તે જે આંસુ વહાવે છે, તેની તુલનામાં ચાર સમુદ્રનું પાણી પણ ટીપા જેટલું લાગે. માટે બહેન, આ દુઃખની જાળમાંથી છૂટવાનો રસ્તો જ વિચારવો જોઈએ.

આમ કહી ભગવાને, સંસારમાં વાસનાથી બંધાઈને પ્રાણી જે રીતે અથડાય-કુટાય છે તેનો હૃદય સોંસરો ઊતરી જાય તેવો ઉપદેશ પોતાની મધુર વાણીથી પટાચારાને સંભળાવ્યો. પટાચારા એ બધું સમજીને ધીમે ધીમે સ્વસ્થ થઈ, અને પછી તે બોલી, "ભગવન્ ! મને આ દુઃખસમુદ્રમાંથી બચવાનો માર્ગ બતાવો; હું આપનું શરણ સ્વીકારું છું."

પછી પટાચારા ભગવાનના સંઘમાં દાખલ થઈ, અને તેમના બતાવેલા માર્ગે ઉદ્યમશીલ થઈ. કેટલાક વખત બાદ તેને બોધિજ્ઞાન પ્રાપ્ત થયું. તે વખતે બુદ્ધ ભગવાન બોલ્યા :

"સંસારની સ્થિતિ સમજ્યા વિના હજારો વર્ષ જીવે તે નકામું છે; પરંતુ સંસારની સ્થિતિ સમજીને એક જ દિવસ જીવે, તોપણ તે કામનું છે."

ગોપાલદાસ પટેલ

જેમ શ્રદ્ધા વિનાનું જ્ઞાન ફોકટ છે તેમ જ્ઞાન વિનાની શ્રદ્ધા આંધળી છે.

# પૂરું થતું પખવાડિયું

બંધારણસભાએ ૧૯૫૦ના જાન્યુઆરીની ૨૬મી તારીખે હિંદને સાર્વભૌમ લોકશાહી પ્રજાસત્તાક જાહેર કરવાનો નિર્ણય કર્યો છે. એ દિવસથી ૧૯૩૫નાશાસનધારાના તેમજ ૧૯૪૭ના હિંદી સ્વાતંત્ર્ય ધારાના અમલનો અંત આવશે અને બંધારણસભાએ ઘડી કાઢેલા બંધારણનો અમલ શરૂ થશે.

પૂર્વ પંજાબના કોંગ્રેસ ધારાસભા પક્ષના નેતા તરીકેનું લાલા ભીમસેન સાચરે રાજીનામું આપ્યું છે. તેમની જગ્યાએ ડૉ. ગોપીચંદ ભાર્ગવને કોંગ્રેસપક્ષના નેતા તરીકે સર્વાનુમતે ચૂંટી કાઢવામાં આવ્યા છે.

ત્રિપુરા અને મણિપુરનાં રાજ્યોને હિંદ સાથે જોડી દેવામાં આવ્યાં છે. ગઈ ૧૫મી તારીખે હિંદ સરકારે તેમનો વહીવટ સંભાળી લીધો છે.

આપણા વડા પ્રધાન પંડિત જવાહરલાલ નેહરુની અમેરિકાની મુલાકાત દરમ્યાન ત્યાંની જગવિખ્યાત કોલંબિયા યુનિવર્સિટીએ તેમને 'ડૉકટર ઑફ લૉઝ'ની માનદ ડિગ્રી આપી છે.

સંયુક્ત રાષ્ટ્રસંઘની સામાન્ય સભાએ હિંદને સલામતિ સમિતિના એક સભ્ય તરીકે ચૂંટી કાઢ્યું છે.

તા. ૩૧મી ઑક્ટોબરે સરદાર વલ્લભભાઈ પટેલની ૭૫મી જયંતી દેશભરમાં ઉજવાશે.

મ૦

---

## સરદારનાં ભાષણો

સંપા૦ નરહરિ પરીખ

ઉત્તમચંદ શાહ

કિં. રૂા. ૫–૦–૦ ટપાલરવાનગી ૦–૧૩–૦

---

વિષયસૂચિ



મુદ્રક અને પ્રકાશક : જીવણજી ડાહ્યાભાઈ દેસાઈ, નવજીવન મુદ્રણાલય, કાળુપુર, અમદાવાદ

# લોકજીવન

યથા પ્રજા તથા રાજા

રજિ. નં. બી ૫૩૬૩

બે આના

વર્ષ ૨

વાર્ષિક લવાજમ: દેશમાં રૂ. ૩
છમાસિક " " રૂ. ૨

અમદાવાદ, ૧૫મી નવેમ્બર, ૧૯૪૯

વાર્ષિક લવાજમ: પરદેશમાં
રૂ. ૫, શિ. ૮



સંપાદકમંડળ

મગનભાઈ દેસાઈ — ગોપાલદાસ પટેલ
વિઠ્ઠલદાસ કોઠારી — મણિભાઈ દેસાઈ (તંત્રી)
બબલભાઈ મહેતા — જીવણજી દેસાઈ (વ્યવસ્થાપક)


## દેડકાં અને સસલાં

[ ઈસપની એક વાત ]

સસલું કોનાથી ન બીએ! તે એવું ડરપોક છે કે દરેક પશુ એને દબડાવી શકે. વાત એમ કહે છે કે, આથી સસલાં બીચારાં જીવનથી કંટાળી ગયાં. જગતમાં કોઈ જ જેની પત ન કરે, તેના જીવવામાં શો માલ? સસલાંને થયું, 'બળ્યું આ જીવતર; એનાથી મરવું સારું.' એટલે તેમણે વિચાર કર્યો કે, આવું નમાલું જીવન જીવવું તેના કરતાં તો તળાવમાં પડીને ડૂબી મરીએ; એટલે આ જીવતા છતાં મરેલા જેવા જીવતાનો તો અંત આવે.



આમ વિચાર કરીને સસલાંએ

તળાવ ભણી એકસામટી દોટ મૂકી. હવે બન્યું એવું કે, તળાવના કિનારા પર દેડકાં બેઠાં હતાં, તે આ ઓચિંતા હલ્લાથી ગભરાયાં. તેમને થયું, 'નાસો મરી ગયા; રે નાસો.' અને તે બધાં એકી સાથે પડાપડી કરતાં પાણી ભણી નાઠાં.

સસલાં આમ દેડકાંને નાસતાં જોઈ નવાઈ પામ્યાં. જિંદગીમાં પહેલી વાર એમને થયું, 'વાહ, આપણે પણ કાંઈક છીએ! આપણાથી પણ ડરનારા જીવ છે ખરા. તો પછી મરવાનું શું કામ? ખરેખર, દુનિયા એવી કાંઈ ખરાબ નથી.' આમ વિચારી સસલાં જગતમાં જીવ્યાં.

જગતની રચના જ એવી છે કે, શેરને માથે સવાશેર હોય જ. માટે ડરથી નાહક મરવા ન પડવું કે નમ્રતા છોડી છકી ન જવું.

૪-૧૧-'૪૯ મગનભાઈ દેસાઈ

## સનાતની હિંદુ અને વૈષ્ણવ

મારી માન્યતા છે કે જે માણસ હિંદુસ્તાનમાં હિંદુ કુળમાં જન્મીને, વેદ, ઉપનિષદ, પુરાણાદિ ગ્રંથોને ધર્મગ્રંથરૂપે માને; જે માણસ સત્ય અહિંસાદિ પાંચ યમોને વિષે શ્રદ્ધા રાખે અને તે યથાશક્તિ પાળે; જે માણસ આત્મા છે, પરમાત્મા છે, આત્મા અજ અને અમર છે તેમ છતાં દેહાધ્યાસથી સંસારમાં અનેક યોનિમાં આવજા કર્યા કરે છે, તેને મોક્ષ છે, અને મોક્ષ એ પરમ પુરુષાર્થ છે એમ માને; જે વર્ણાશ્રમ ને ગોરક્ષાધર્મને માને તે હિંદુ છે. જે માણસ આ બધું માનતો હોવા ઉપરાંત વૈષ્ણવ સંપ્રદાયને માનનાર કુટુંબમાં જન્મ્યો હોય ને તેનો જેણે ત્યાગ

ન કર્યો હોય, જેનામાં નરસિંહ મહેતાએ તેના 'વૈષ્ણવજન' નામના ભજનમાં વર્ણવેલા ગુણો થોડેઘણે અંશે પણ હોય ને જે તે ગુણો પૂર્ણપણે મેળવવા પ્રયત્ન કરતો હોય તે વૈષ્ણવ છે.

ગાંધીજી

## શબરીના ભગવાન

'મારા ભગવાન મારે ગરીબને આંગણે આવશે તો ખરા, પણ તેઓ ભૂખ્યા તરસ્યા શું ખાશે!' વિચાર કરતાં ભક્તને યાદ આવ્યું, જંગલનાં બોર ભગવાનને ચરણે ધરું. પણ 'ભગવાનને ભૂલથી ખાટાં બોર ધરી દેવાય તો!' એ વિચારથી પ્રત્યેક બોર ચાખીને તપાસી જોયું. ઝાડ પરથી બોર તોડીને દાંતે લગાડીને ચાખતી જાય. મીઠાં બોર ભેગાં કરે અને કાચાં — ખાટાં બોર ફેંકી દેવાય. આ રીતે ભગવાન ધરાય તેટલાં બોર ભેગાં કર્યાં. અને ભગવાન આવતાં તેમને ચરણે ધર્યાં. ભગવાન સમજી ગયા અને તે પ્રેમથી ખાઈ ગયા. આ રીતે એઠાં બોર ખાનાર ભગવાન રામચંદ્ર અને શબરીબાઈ અમર થઈ ગયાં. ભગવાને ભેદ પાળ્યો નહીં એટલે ભગવાન મોટા થઈ ગયા. અને ભગવાને શબરીબાઈનાં એઠાં બોર ખાધાં તેનાં ભજનો થયાં. પણ જો એ ભજનના સમારંભમાં કોઈ શબરીની જ્ઞાતિની બહેન આવી જાય તો? તો ધર્મ રસાતળ જાય! શબરીનાં એઠાં બોરથી અભડાયેલા ભગવાન ભક્તોને માટે શું કલ્પતા હશે?

પરીક્ષિતલાલ

**લોકકલ્યાણ અર્થે કરેલી શારીરિક મજૂરી એ જ ખરો યજ્ઞ.**

# 'આ ધરતી દેવોને વસવા લાયક નથી રહી!'

બાપુજીએ સત્ય અને અહિંસાને માર્ગે યુદ્ધના વમળમાં અટવાયેલી દુનિયાને દોરવા સતત પ્રયત્નો કર્યા. બાપુજીના આ નવા સિદ્ધાંત તરફ જગતના બધા લોકોનું ધ્યાન જતું હતું. જ્યારે આસપાસ હિંસાના માર્ગે આખી દુનિયા ઘસડાતી હતી અને રહી છે ત્યારે બાપુજીએ બધાં પ્રત્યે પ્રેમ દાખવી શાંતિના માર્ગનો ઉપદેશ આપ્યો. પરંતુ ભગવાન ઈશુ ખ્રિસ્તે કહ્યું છે: 'સંત પુરુષ પોતાના દેશમાં પૂજાતો નથી.' એ મુજબ આપણે આંગણે અવતરેલા દેવસમા બાપુજીને આપણે પરેપૂરા સમજી શકયા નહીં. આપણામાં દૈવી સંપતને બદલે આસુરી સંપતનું બળ વધારે છે. તેથી જ્યાં શાંતિ, પ્રેમ, સમભાવનું પ્રેમળ વાતાવરણ સ્થપાતું હોય ત્યાં અશાંતિ, શત્રુતા અને દ્વેષ પ્રસારવા આપણામાં રહેલી એ આસુરી વૃત્તિ હંમેશાં મથે છે. અને જ્યારે તે પોતાનું ધાર્યું કરે છે ત્યારે જ સંતોષ અનુભવે છે.

બાપુજીના અવસાનથી આખી દુનિયાએ આઘાત અનુભવ્યો. જ્યાં જ્યાં શુભ વૃત્તિ હતી ત્યાં ત્યાં એમના અવસાને સૌને દુઃખનો અનુભવ કરાવ્યો. એ સમયે દુનિયાના વિખ્યાત પુરુષોના હૈયામાં કેવા ભાવ જાગ્યા એ જાણવા ખબરપત્રીઓ બધે દોડાદોડ કરતા હતા. કેટલાક ખબરપત્રીઓ બર્નાર્ડ શૉ પાસે ગયા. બર્નાર્ડ શૉ ઇંગ્લંડના વિખ્યાત નાટકકાર છે અને આખી દુનિયામાં એમની ખ્યાતિ પ્રસરેલી છે. ખબરપત્રીઓએ બર્નાર્ડ શૉને પ્રશ્ન પછયો:

'આપ હિંદના વિખ્યાત પુરુષ મિ. ગાંધીના મૃત્યુ વિષે શો અભિપ્રાય આપો છો?'

બર્નાર્ડ શૉએ સહજ ભાવે જવાબ આપ્યો:

'તમે બધા પાગલ છો! ગાંધીજીને મનુષ્ય માનો છો! મનુષ્ય તો તમે ને હું છીએ, તેઓ તો દેવ હતા. એક માણસ દેવને માટે શો સંદેશો આપી શકે? જાઓ, જગતને કહો કે આ ધરતી દેવોને વસવા લાયક નથી રહી!'

મુકુલભાઈ

## સુલતાન ને પ્રામાણિક માણસ

પોતાના રાજ્યમાંથી પ્રામાણિકપણે કરવેરા ઉઘરાવી શકે એવો માણસ સુલતાનને જોઈતો હતો. એના સલાહકારે કહ્યું કે, આવી જરૂરિયાત છે એમ આખા રાજ્યમાં જાહેર કરવું.

વજીરે સુલતાનને કહ્યું કે તમે જ્યારે મુલાકાતે આવેલા માણસને નાચવાનું કહેશો એટલે પ્રામાણિક કયો છે એ હું તુરત કહી આપીશ. પછી તો ઘણા માણસો સુલતાનને મળવા માટે આવ્યા. તેમને એણે કહ્યું, "ગૃહસ્થો, તમારો નાચ જોવાની મને બહુ જ ઇચ્છા છે."

પણ બધા જ અરજદારોના મોં પર શરમના શેરડા પડી ગયા અને તેમણે નાચવાની ના પાડી. પણ તેમાંનો એક માણસ ખૂબ લહેરથી નાચ્યો.

"એ નાચે છે તે જ પ્રામાણિક માણસ" સલાહકારે કહ્યું. આ બુદ્ધિશાળી સલાહકારે એવું કરેલું કે આ ઉમેદવારોના રસ્તામાં એક અંધારો ભાગ આવતો હતો ત્યાં એણે રૂપિયાની થેલીઓ મૂકેલી. પેલા બધાઓએ તે સિક્કાઓથી ખિસ્સાં તર કરી દીધાં હતાં એટલે શી રીતે નાચે?

પણ પેલા ખાલી ખિસ્સાવાળાએ નાચ કર્યો. એના ખિસ્સામાં પૈસા નહોતા ને તેથી નાચતાં અવાજ થવાનો નહોતો. તેથી એને બીક જ નહોતી.

આમ પેલા ડાહ્યા માણસે સાચો પ્રામાણિક માણસ યુક્તિપુર:સર શોધી કાઢ્યો.

શિવશંકર શુક્લ

## ભારતીય સંસ્કૃતિ

વાલ્મીકિ રામાયણમાં રામચંદ્રના ગુણ ગાતાં ગાતાં એક શ્લોકમાં એમના બે ગુણોને બે ઉપમા આપવામાં આવી છે. શ્રીરામચંદ્ર સમુદ્ર જેવા ગંભીર અને હિમાલય જેવા સ્થિર હતા. એમને ભારતના પ્રતિનિધિ ગણી એમના ગુણોનું વર્ણન કરનારાં બે દૃષ્ટાંતો વાલ્મીકિએ પસંદ કર્યાં છે.

સમુદ્ર એવો ગંભીર છે કે તેમાં હજારો નદીઓ પ્રવેશ કરે છે છતાં તે પોતાની વિશેષતા, મર્યાદા અને પ્રતિષ્ઠા છોડતો નથી. આ ભારતીય સંસ્કૃતિ એ સમુદ્ર જેવી છે. એમાં ખ્રિસ્તી નદી, ઇસ્લામની નદી, પારસીઓની નદી, યહૂદીઓની નદી અને બીજી કેટલીયે નાનીમોટી નદીઓ આવી મળે છે, પોતાના વિશાળ ઉદરમાં એણે એ સૌને સમાવી છે અને છતાં તે પોતાનું ગંભીર સ્વરૂપ હમેશાં પ્રગટ કરતી રહે છે. હિમાલય સ્થિરતાની મૂર્તિ છે. કેટલાયે ગૂઢગહન વિચાર માણસની હૃદયગુહામાં સ્ફુરે છે. પોતાના ઉત્તમોત્તમ વિચારો ઋષિઓને હિમાલયની ગુફાઓમાં જ સૂઝ્યા હતા. ગંભીરતા અને સ્થિરતા એ બે આર્ય સંસ્કૃતિના મહાન ગુણો છે. નવી નવી સંસ્કૃતિઓ, નવા નવા વિચારો અને સંસ્કારો પોતાનામાં સમાવી લેવા છતાં પોતાની ગંભીરતા ટકાવી રાખવી અને હૃદયની ગુફામાં નિત્ય નિરંતર આત્મચિંતનની સ્થિરતા જરાયે હાલ્યા વિના સ્થિરપણે ચાલુ રાખવી એ આર્યસંસ્કૃતિનો ગુણ છે.

વિનોબા ભાવે

# ઢાકાની મલમલ

અંગ્રેજોએ હિંદમાં તેમનાં વિનાશકારક પગલાં માંડ્યાં તે પૂર્વે રેંટિયા પર કંતાતા સૂતરમાંથી હાથસાળ પર વણાતી સર્વોત્તમ ખાદી ઇતિહાસમાં ઢાકાની મલમલ તરીકે પ્રખ્યાત થઈ છે. અત્યંત હેરત પમાડનારી ગતિએ વધતા જતા આ યંત્રયુગમાં પણ એ મલમલની ઝીણી કુમાશને પહોંચી શકવા કોઈ કાપડ મિલથી નીવડ્યું નથી. એ મલમલની ખૂબી શી હતી તેનાં રસિક વર્ણનો પ્રવાસીઓએ કર્યાં છે.

(૧) નવમી સદીમાં હિંદમાં આવેલા સુલેમાન નામના અરબ મુસાફરે લખ્યું હતું:

"આ દેશમાં એક એવી ચીજ બને છે જેનો જોટો આખા જગતમાં મળે નહીં. આ વસ્તુ એટલી ઝીણી અને નાજુક છે કે તેનો પોશાક બનાવ્યો હોય તો આખોયે પોશાક વીંટીમાંથી સહેજ પસાર થઈ જાય. આ ચીજ સૂતરમાંથી બને છે અને તેનો તાકો મેં નજરોનજર જોયો છે."

(૨) બંગાળામાં આવેલા પાઈરાર્ડ લખે છે:

"કેટલાંક કપડાં તો એટલાં બધાં ઝીણાં હતાં કે એવાં કપડાં પહેરનારે કપડાં પહેર્યાં છે કે તદ્દન નાગો છે એ દૂરથી કળી શકાય નહીં."

(૩) ઝીણી સુંદર મલમલને પૅક કરવાની રીત પણ અનોખી જ હતી. વીસ વાર લાંબું કપડું પણ માઈ શકે એવડો પોલો વાંસ લઈ તેમાં મલમલ પૅક કરી વાંસને ઢાંકી દેવામાં આવતો. તેમાં ખાસ કરીને મલમલ પૅક કરી દિલ્હી મોકલવામાં આવતી ત્યારે તો આવી ડબ્બીઓ પર લાખ ચોડાવી સોનાનો વરખ ચડાવવામાં આવતો. મલમલના આવા તાકાની ૧૦૦થી ૪૦૦ રૂપિયાની કિંમત થતી. આ કાપડ એટલું બધું ઝીણું અને પારદર્શક થતું કે તેનાં શબનમ (સાંજની ઝાકળ) બાદ બાફતા (વણેલી હવા) આબેરવાન (વહેતું જળ) જેવાં ખાસ કાવ્યમય કાલ્પનિક નામો પાડવામાં આવ્યાં હતાં. શબનમનો તાણો જ્યારે પથરાતો ત્યારે જાણે પરોઢની ઝાકળ પડતી હોય એવો દેખાવ થઈ જતો.

(૪) ઢાકાની મલમલ વિષે એવી દંતકથા છે કે નવાબ અલિવર્દીખાનના દરબારમાં એક હિંદુ વણકર સુંદર ઝીણી મલમલનો તાકો લઈને આવ્યો. ભૂલમાં બેદરકારીને લીધે એ તાકો ઘાસ પર રહી ગયો અને બાદશાહની ગાય ઘાસ જાણી એ આખો તાકો ખાઈ ગઈ.

દિલખુશ બ૦ દીવાનજી

## જુગારનું વ્યસન

ગયા અંકમાં જુગાર વિષે વાત હતી. શહેરો તથા ગામોમાં આજે નવરાશ બહુ મળે છે; લોકો તેનો સદુપયોગ જ કરે છે એમ નથી. ખોટાં વ્યસનોમાં પણ ખૂબ સમય બરબાદ થાય છે; અને તેમાં તન, મન અને ધનથી પણ ખુવારી થાય છે.

આવાં વ્યસનોમાં એક સિનેમાનું વ્યસન નવું જાગ્યુ છે. બીજું છે જુગાર. આ બેમાં સિનેમા ખરાબ જ હોય એમ નથી. સિનેમાથી સારું શિક્ષણ પણ થઈ શકે; પણ એ જાતનો પ્રયત્ન આજે ઓછો છે. તેમાં લોકરુચિની ઊતરતી પાયરી પર વધારે ધ્યાન જાય છે, કેમ કે તેનાથી ધંધો ધીકતો ચાલી શકે છે. છતાં એ વસ્તુ સુધારી શકાય એવી ગણાય. ત્યારે જુગાર તો નિર્મળ નઠારી વસ્તુ છે. કેવી રીતે તે આપણે ગયા અંકમાં જોયું.

તે લેખમાં વિલાયતની વાતો કહી હતી; પણ તેથી એમ નથી માનવાનું કે આપણે ત્યાં જુગાર નથી. આપણે ત્યાં એની પ્રતિષ્ઠા બહુ જૂનેથી ચાલતી આવી છે. મહાભારતમાં યુધિષ્ઠિર જેવા ધર્મરાજ તે ખેલતા બતાવ્યા છે. અને એ એવા તો ચડસમાં આવી જાય છે કે, તેમના ભાઈઓ અને બીજા વારે છે, છતાં તે દુર્યોધનના જુગટું રમવાના નોતરાને પાછું ઠેલતા નથી. અરે, એમાં તે કાંઈક માનહાનિ સમજે છે! અને રમતાં રમતાં એવા તો ચડસે ભરાય છે કે, જાતને, ભાઈઓને અને દ્રૌપદીને પણ હોડમાં મૂકે છે!

આપણા કેટલાક તહેવારોને દિવસે જુગટું રમવું જોઈએ, એવો ખોટો ખ્યાલ આપણા લોકમાં ઘૂસી ગયો છે. જેમ કે, જન્માષ્ટમી, દિવાળી.

આજે જુગારને અમુક પ્રતિષ્ઠા

પણ મળી છે. જેમ કે, ઘોડદોડ પર હોડ મારવા માટે હજારો સારા ગણાતા લોકો જાય છે. ઘોડાની ઓલાદ સારી થાય અને જળવાય, એવો આડકતરો લાભ એમાંથી બતાવવામાં આવે છે. મોટી મોટી કલબોમાં મોટા ગણાતા લોક મળે, ત્યાં પાનાં મારફતે જુગાર ખેલવાના અડ્ડા ચાલતા સાંભળ્યા છે. હમણાં હમણાં શબ્દવ્યૂહની મોહક રીતે જુગારવૃત્તિ ઠીક કેળવાઈ રહી છે. આ વ્યૂહથી બૌદ્ધિક ફાયદા થતા મનાવા લાગ્યા છે. આંકફરક કહેવાતો એક જુગાર પણ ચાલે છે, જે એક પ્રકારની લૉટરી ગણાય.

સહેલાઈથી અને વગર પરસેવે પૈસાદાર થઈ જવાના લોભમાં બેકાર કે આળસુ લોક આમાં ફસાય છે અને બરબાદ થાય છે. તેથી તેમની વૃત્તિ પણ બગડી જાય છે.

આથી કરીને નવરાશનો સદુપયોગ થતો રહે તે માટે સમાજે હમેશ વિચાર કરવાનો રહે છે. એના રસ્તા પણ ઘણા છે, અને કેટલાક તો જૂનેથી ચાલુ છે. આ બધાને ખપમાં લેવા જોઈએ. નહીં તો, હવેના જમાનામાં વધારે ને વધારે મળતી જતી નવરાશથી ફાયદા કરતાં ગેરફાયદો વધારે થવા પૂરો સંભવ છે. નવરાશ મળે તો ભલે; પરંતુ તે વ્યસન અને આળસ પોષવા માટે નથી, પણ જીવનને વધારે સારું સુખી કરવાને માટે તે મળે છે.

૭-૧૧-'૪૯ મગનભાઈ દેસાઈ

## અમારા અરજણ કાકા

અરજણ કાકા અમારા ગામના આગેવાન છે. ગામનાં બધાં કામોમાં એ પહેલ કરે. ગામની ભાગોળે વડ રોપવો હોય કે કૉલેરાની રસી મુકાવવી હોય, તળાવના ઓવારામાંથી કાદવ કાઢવો હોય કે છોકરાઓ માટે રમતનું મેદાન મેળવવું હોય, તહેવાર હોય કે લગન હોય, દરેક જાહેર કામમાં અરજણ કાકા મોખરે જ હોય.

કાકાએ જોયું કે પારકી સરકાર ગઈ અને હવે આપણા દેશમાં આપણી સરકાર આવી છે. આ નવી સરકારે આપણા હિતના કાયદા પણ ઢગલાબંધ કરવા માંડયા છે. અરજણ કાકાને નવા

નવા સમાચાર અને નવા નવા કાયદા જાણવાનો ભારે શોખ. પણ કાકા રહ્યા અભણ એટલે એમને કોઈક વાંચી સંભળાવનારું તો જોઈએ ને! રોજ ને રોજ વાંચી સંભળાવનારું પણ કોણ મળી રહે? આમ પારકા ઉપર આધાર રાખી રાખીને કાકા કંટાળ્યા. છેવટે એમણે જાતે વાંચતાં શીખી લેવાનો નિરધાર કર્યો. ગામમાં એમણે રાત્રિશાળા કઢાવી અને વિદ્યાર્થી તરીકે પોતાનું નામ પહેલું નોંધાવ્યું. એમનું જોઈને ગામના બીજા ભાઈઓ પણ રાત્રિશાળાએ આવવા લાગ્યા.

કેટલાક નવા નવા સમાચાર જાણવા શાળાએ આવતા, કેટલાક રસિક લોકો વાર્તા સાંભળવા આવતા, કેટલાક નવાં નવાં ભજનો સાંભળવા આવતા, તો કેટલાક ટોળટીખળ કરવા માટે પણ આવતા. કાકાએ તો નક્કી કર્યું હતું કે વાંચતાં લખતાં શીખી લેવું અને ખરે-ખર ત્રણ મહિનામાં તો કાકા 'લોકપોથી' ઉકલતા થઈ ગયા. એમના આનંદનો પાર ન રહ્યો. હવે એ તો છાપાંમાંથી મોટાં મોટાં મથાળાં પણ બીજાને વાંચી સંભળાવવા લાગ્યા.

ધીમે ધીમે કાકાને તો વાંચવાનો એવો રસ જાગ્યો અને એમણે એનો એવો મહાવરો પાડયો કે એ રોજ રામાયણની વાતો વાંચતા થઈ ગયા. હવે એમને સમાચાર જાણવા માટે બીજા ઉપર આધાર રાખવાપણું રહ્યું નહીં.

ધીમે ધીમે એમણે આખા ગામમાં ભણતરનું વાતાવરણ ફેલાવ્યું. પરગામથી એ કથાકારોને બોલાવી મંગાવે. દેશના સારા આગેવાનોને બોલાવીને એમના મોઢેથી બે વાતો સાંભળે. આમ એમણે તો દેશ અને દુનિયામાં શું ચાલી રહ્યું છે એનાથી ગામને વાકિફ કરવા માંડયું.

આજે તો ગામના નવજુવાનો પણ કાકા પાસેથી આગળ ભણવાની પ્રેરણા મેળવે છે. અને ભણેલાઓને પણ અવાક કરી દે એવા એવા સવાલો કાકા પૂછે છે. કાકાની પ્રેરણાથી ગામના જુવાનોએ એક રેંટિયા વર્ગ કાઢયો છે અને દર અઠવાડિયે ગામના તળાવ કૂવા તથા જાહેર સ્થળોની સફાઈ કરે છે. 'નવો યુગ ઘડાઈ રહ્યો છે એમાં આપણાં ગામડાં પાછળ નહીં રહેવાં જોઈએ એવું કાકા માને છે. સમજણ અને સંસ્કાર વધે તો જ આવું બને. આથી ગામના

નાના મોટા બધાની કેળવણીમાં કાકા રસ લે છે.

ગામમાં શાળા નહોતી ત્યાં એમણે શાળા કરાવી. નાનું સરખું પુસ્તકાલય અને વાચનાલય વસાવ્યું. ગામની ભાગોળે બેસવા જેવું લીમડાનું કુંજ તૈયાર કરાવ્યું. ગામના બાળકોને રમવા માટે રમતનું મેદાન કરાવી આપ્યું. આજ સાંજ પડે છે ને ગામના છોકરાઓ ત્યાં રમતા રમે છે. ગામમાં ખેતીવાડીનો સરકારી પ્રયોગ ચાલે છે. ગામના લોકોએ સારી સારી વાડીઓ બનાવી છે. સહકારી મંડળી મારફત ગામની દુકાન ચાલે છે. અને એમાં વ્યાજબી કિંમતે ગામનો બધો માલ વેચાય છે તથા જોઈતો માલ ખરીદાય છે. ગામમાં નાતજાત વચ્ચે કે કોમ કોમ વચ્ચે મીઠાશનો નાતો છે. ગરીબગુરબાં તરફ રહેમનજર રાખવામાં આવે છે. અને કોઈને અન્યાય ન થાય એ રીતે મજૂરીના ભાવ ચૂકવાય છે તથા ખેતીવાડીના ભાગ વહેંચાય છે.

ગામની પંચાયત મળીસંપીને ગામના બધા પ્રશ્નોનો ઉકેલ કરે છે. ગામમાંથી એક પણ કજિયો બહારની કોર્ટ કચેરીએ જતો નથી ગામના જાહેર ફંડનો હિસાબ વરસે વરસે બેસતા વર્ષને દિવસે બધાની રૂબરૂ વાંચી સંભળાવવામાં આવે છે. એ જ વખતે ગઈ સાલમાં કયાં કયાં કામો થયાં તથા આવતી સાલ કયાં કયાં કામો હાથ ધરવામાં આવશે એની પણ અગાઉથી વિચારણા કરીને જાહેરાત કરવામાં આવે છે.

ગામના રસ્તા, ગામના કૂવા, ગામનાં તળાવ કે ગામનાં જાજરૂ મુતરડી ગામલોકો જ હાથોહાથ તેમ જ વ્યવસ્થિત કોન્ટ્રેક્ટ આપીને સારાં કરાવી લે છે. હવે તો ગામ-જાજરૂના ખાતરમાંથી વર્ષે ૮૦૦ રૂપિયા હરાજીમાં મેળવે છે. એમાંથી ૨૦૦ રૂપિયા એ કામની મજૂરી પેટે ચૂકવાય છે અને ૬૦૦ રૂપિયા ગામમાં એક નાનકડું દવાખાનું ચાલે છે એમાં જમા થાય છે. ગામમાં સારા ઉત્સવો ઊજવાય છે. બહારગામથી સારા વક્તાઓને બોલાવવામાં આવે છે અને ગામ આખા તાલુકામાં બધાનું ધ્યાન ખેંચતું થયું છે.

ગામની ચોકી પણ ગામના જુવાનો જ કરી લે છે. પણ આ બધો

પ્રતાપ અમારા અરજણ કાકાનો છે. કેમ કે એમની ઉંમર મોટી થઈ છે પણ એમનો ઉત્સાહ જુવાન જેવો છે. અને ગામ આબાદ શી રીતે થાય એ જ એમના મનની મહેચ્છા છે.

ગામેગામ આવા અરજણ કાકા નીકળી આવે તો આપણા દેશનું મોઢું કેવું ફરી જાય?

બબલભાઈ મહેતા

## સુવાવડ વેળાએ

કોઈ પણ ઘેર પુત્રજન્મ થાય છે ત્યારે કુટુંબમાં બધાં આનંદમાં આવી જાય છે, સાકર વહેંચે છે અને માને છે કે હવે કુટુંબનો વંશવેલો આગળ ચાલ્યો.

પણ ભયંકર વેદના સહન કરીને આવો આનંદનો પ્રસંગ આપનાર માતાને સુવાવડ વખતે આપણે કેવી હાલતમાં રાખીએ છીએ એનો કોઈએ વિચાર કર્યો છે?

જાણીને દુઃખ થાય એવું છે અને શરમ આવે એવું છે કે કોઈક અપવાદ સિવાય સામાન્ય રીતે બધાં ઘરોમાં—સ્થિતિસંપન્ન ઘરોમાં પણ સુવાવડ થવાની હોય છે એ વખતે માતાને કોઈ અંધારા સાંકડા ખૂણામાં, મોટે ભાગે દાદરા નીચે કે ઘંટી ખાણિયા પાસે એકાદ ગંદા ફાટેલાતૂટેલા ગાભામાં સુવાડી હોય છે. જે વખતે એને બહુ આરામની જરૂર છે, જે વખતે એને જરૂર પૂરતાં હવા અને પ્રકાશની જરૂર છે અને જે વખતે એને સ્વચ્છ પથારીની વધારેમાં વધારે જરૂર છે એ વખતે આપણે એને એવી નિઃસહાય હાલતમાં રાખતા હોઈએ છીએ કે કોઈ પણ સમજુ માણસ એ વાત જાણે તો આપણા ઉપર ફિટકાર વરસાવે.

પણ આવું બને છે એના કારણમાં આપણી લોભવૃત્તિ, આભડછેટનો ખ્યાલ અને નર્યા અજ્ઞાન સિવાય બીજું કશું નથી. કારણ કે એ તો આપણે સૌ જાણીએ છીએ કે ગર્ભિણી માતાના શરીર અને મન ઉપર જે જે સારીમાઠી અસર પડતી હોય છે એ બધાના સંસ્કાર જન્મનાર બાળક ઉપર પણ પડે છે. આપણે એ પણ જાણીએ છીએ કે માતાને કારણે જ આપણો વંશવેલો આગળ વધવાનો છે અને આપણું કુટુંબ ઊજળું રહેવાનું છે. એમ છતાં

આપણે આવી બેદરકારી શી રીતે રાખી શકીએ?

સુવાવડ વખતે સ્વચ્છ સારો ખાટલો, સ્વચ્છ સારું ગોદડું અને એના ઉપર સ્વચ્છ સારી ચાદર પાથરવી જોઈએ. એ ખાટલો મોકળાશમાં અને જરૂરી હવાપ્રકાશ આવતાં હોય એવા સ્થળે પાથરવાં જોઈએ. ગોદડું બગડે નહીં એ માટે એના ઉપર મીણિયું કાપડ પાથરવું. અને સુવાવડ વખતે સુવાવડનું કામ બરાબર જાણનાર બાઈને સમય પહેલાં હાજર રાખવી. જો શક્ય હોય તો બહેનને અગાઉથી પ્રસૂતિગૃહમાં પહોંચાડવી. એમ કરી શકીએ તો તો એ ઘણી અગવડોમાંથી ઊગરી જાય. અને આપણે પણ. કેમ કે પ્રસૂતિ વખતે નહીં સચવાયાથી જ ઘણી વખત બહેનોને પ્રદર અને સૂવા જેવા કાયમના રોગો થઈ જાય છે અને આપણું આખું કુટુંબજીવન ધૂળધાણી થઈ જાય છે.

બબલભાઈ મહેતા

# ઠંડી શાથી લાગે છે?

શરીર ઉપરથી પરસેવો ઊડી જાય તો ઠંડક કેમ લાગતી હશે?

પરસેવો તો શું પણ કોઈ પણ પ્રવાહી ઊડી જાય છે ત્યારે તે ઠંડક ઉત્પન્ન કરે છે. ચામડી ઉપર થોડો સ્પિરિટ લગાડીએ તો તે કેવો લાગે છે?

સ્પિરિટ તો બહુ જ ઠંડો લાગે છે.

એ ઠંડો લાગે છે કારણ કે તે ઝડપથી ઊડી જાય છે. જે પ્રવાહી બહુ ઝડપથી ઊડી શકે તે બહુ ઠંડક પેદા કરે.

પણ ઊડતો પ્રવાહી ઠંડક શી રીતે પેદા કરે?

પ્રવાહી અનેક નાના નાના અણુઓનો બનેલો હોય છે. ધાર કે પવાલામાં પાણીના નાના નાના અણુઓ ભરેલા છે. હવે એ અણુઓ અંદર અંદર ધક્કાધુક્કી કરે છે. એ દરેકને એકબીજાથી દૂર નાસી જવું છે. હવે કયા અણુઓ હવામાં પેસી જવાના? પવાલાને તળિયે હોય તે કે ઉપર હોય તે?

પવાલાની ઉપરના અણુઓ જ ઊડીને હવામાં ભરાય ને?

જ્યારે પવાલાની ઉપરના અણુઓ

નાસી હવામાં ભરાય ત્યારે તેની નીચે રહેલા અણુઓને થોડી વધારે જગા મળે એટલે તે ઠંડા થાય.

એ કાંઈ સમજાયું નહીં.

ઠીક, એક ઓરડો લઈએ. એ ઓરડો માણસોથી ચિકાર ભરાયેલો હોય. એવા ઓરડામાં તું હોય તો તને ગરમી લાગે કે નહીં?

હા, ગરમી લાગે. મૂંઝવણ પણ થાય.

ધાર કે બારણા પાસે તું ઊભો છે. અને તારી પાછળના થોડા માણસો બારણેથી એકદમ જતા રહે તો તારી મૂંઝવણ ઓછી થાય? તને ઠંડક રહે?

એમ બને ખરું. પણ એમ તો એ જ ઓરડામાં વધારે માણસો ઠસાતા રહે તો ગરમી વધતી જાય ખરું ને?

હા જ તો. સાઇકલમાં હવા પૂરતી વખતે પંપમાંથી વધારે ને વધારે હવાના અણુઓ પસાર થાય છે. અને તેની એટલી તો ગરમી થાય છે કે પંપ ગરમ થઈ જાય છે.

ઠીક, હવે સમજાયું. પાણીની સપાટી ઉપરના અણુઓ હવામાં સમાઈ જાય એટલે તેની નીચેના અણુઓને રાહત રહે એટલે ઠંડા થાય.

હવે એ જ હકીકત બીજી રીતે સમજીએ. પાણીને ઉકાળીએ તો એ ઊડી જાય છે. એ પાણીને ઊડી જવા ગરમી જોઈએ છે, ખરું? હવે શરીર ઉપરથી પરસેવાને ઊડી જવા પણ ગરમી જોઈએ. એ ગરમી તે આપણા શરીરમાંથી લઈ લે. તેથી શરીર ઠંડું પડે.

આ તો સાવ સહેલી વાત થઈ. પણ ઊડી જવું અને ઊકળવું એ બે એક જ ગણાય?

ના, એ બેમાં થોડો ફેર છે. પાણીને ઉકાળીએ તો તે ૨૩૨ અંશ ઉષ્માંમાને જ ઊકળે અને પછી ઊડવા માંડે. એથી નીચા ઉષ્માંમાને પાણી ઊકળે નહીં. જ્યારે પવાલામાંથી પાણી ઊડી જાય કે શરીર ઉપરથી પરસેવો ઊડી જાય એ તો ગમે તે ઉષ્માંમાન હોય તોયે થાય. ઓછા ઉષ્માંમાને પાણી ઊડી જાય તે ઊડી જવું કહેવાય. કોઈ એક ચોક્કસ ઉષ્માંમાને જ પાણી ઊડે તો તે ઊકળવું કહેવાય.

ઊકળવાનું ચોક્કસ ઉષ્માંમાને બને. પાણી ઊડી જવાનું ગમે તે ઉષ્માંમાને ચાલુ હોય. ઊકળ્યા વગર જ્યારે પ્રવાહી

ઊડી જાય ત્યારે તે ઠંડક ઉત્પન્ન કરે.

ત્યારે ઉનાળામાં બહુ પરસેવો થાય તે શરીર ઠંડું કરવા માટે એમ જ ને?

પરસેવો બે કામ કરે છે. શરીરમાં રહેલો મળ ચામડીનાં છિદ્રો બહાર વાટે કાઢવાનું, અને શરીર ઠંડું કરવાનું. પરસેવો ન થાય તો શું થાય?

શરીર ગરમ રહે. તો તો પછી તાવ આવે ખરું ને?

ટાઢિયા તાવમાં એવું જ થાય છે. શરીરનાં પરસેવો કાઢવાનાં છિદ્રો કામ કરતાં જ નથી અને ૧૦૩–૪ અંશ જેટલો તાવ ચઢે છે. પણ ઓઢીને સૂતા બાદ બે ચાર કલાક પરસેવો વળવા માંડે ત્યારે તાવ હલકો પડી જાય છે.

પણ શરીર ૧૦૪–૫ અંશ જેટલું ગરમ હોય તો ટાઢ શેની વાય? ગરમી ન લાગવી જોઈએ?

એ તારી ભૂલ છે. શરીરનું ઉષ્મામાન ઊંચું હોય અને હવાનું ઉષ્મામાન નીચું હોય તો શરીર પાસેથી હવા ગરમી લઈ લે. શરીરમાંથી ગરમી ચાલી જતી હોય એટલે શરીરને ટાઢ લાગે. શિયાળામાં શરીર ૯૮॥ અંશ જેટલું ગરમ હોય છે. અને હવા તેથી ઠંડી હોય છે. શરીર હવાને ગરમી આપે એટલે ટાઢ વાય. શરીર હવા પાસેથી ગરમી લે તો તાપ લાગે. ઉનાળામાં હવા વધારે ગરમ હોય છે તેથી શરીર ગરમી મેળવતું હોય છે માટે તાપ લાગે છે.

બંસીલાલ ગાંધી

# પૂરું થતું પખવાડિયું

ડચ સત્તાવાળાઓ અને ઇન્ડોનેશિયાના પ્રજાકીય આગેવાનોની હેગ ખાતે મળેલી ગોળમેજી પરિષદમાં ઇન્ડોનેશિયા પરની ડચોની હકૂમત સંકેલી લઈ ઇન્ડોનેશિયાને એક સાર્વભૌમ રાજ્ય તરીકે માન્ય રાખવાનો નિર્ણય કરવામાં આવ્યો છે. આ સમજૂતીને પરિણામે ઇન્ડોનેશિયાના બધા રાજદ્વારી કેદીઓને બિનશરતે છોડી મૂકવાનો પણ નિર્ણય કરવામાં આવ્યો છે.

સુરત જિલ્લામાં માંડવી તાલુકામાં માંડવીથી ચાર માઈલના અંતરે કાકડપાડા નામના સ્થળે તાપી નદીમાં

બંધ બાંધીને નહેર ખોદવાનું ખાતમુહૂર્ત મુંબઈ સરકારના જાહેર બાંધકામ ખાતાના પ્રધાન ડો. જીવરાજ મહેતાને હાથે તા. ૧લી નવેમ્બરે થયું હતું. આ નહેર દ્વારા સુરત જિલ્લાના મોટા વિસ્તારમાં ખેતીને માટે પાણી પૂરું પાડવામાં આવશે. બેથી ત્રણ વરસમાં એ નહેરનું કામ પૂરું થઈ જશે એવો અંદાજ છે.

ગઈ તારીખ ૯મીએ ગુજરાત પ્રાંતિક સમિતિની બેઠક શ્રી કનૈયાલાલ દેસાઈના પ્રમુખપણા નીચે મળી હતી. એ સભામાં હાલમાં પ્રચલિત અંકુશોથી પ્રજાને પડતી હાડમારી અંગે વિચાર કરવામાં આવ્યો હતો અને ધીમે ધીમે અંકુશો દૂર કરવાને અંગે સરકાર સમક્ષ મૂકવા માટેની ભલામણો તૈયાર કરવા માટે એક સમિતિ નીમવામાં ત્યાં આવી હતી.

મુંબઈની પ્રાન્તિક સમિતિએ પંડિત જવાહરલાલની ૬૧મી જન્મતિથિ ભારે દબદબાથી ઊજવવાનો ઠરાવ કર્યો છે. એ પ્રસંગે પંડિતજી પણ તેમના અમેરિકાના પ્રવાસેથી ત્યાં આવી ગયા હશે.

## અમદાવાદમાં સમાજશિક્ષણ

અમદાવાદ શહેર પ્રૌઢશિક્ષણ સમિતિ તરફથી સમાજશિક્ષણના નવા પાંચ વર્ગો એલિસબ્રિજ રેલવે ક્રોસિંગ પાસે, મજૂર વસાહતમાં શરૂ થયા છે.

ચંડોળા તળાવ પાસેની મજૂર વસાહતમાં સમાજશિક્ષણના નવા ત્રણ વર્ગો શરૂ કરવામાં આવ્યા છે.

સમાજશિક્ષણના પંદર વર્ગોની પરીક્ષા લેવાઈ ગઈ. હવે ત્યાં બીજી શ્રેણીના વર્ગો શરૂ થશે.

મ૦

વિષયસૂચિ



મુદ્રક અને પ્રકાશક: જીવણજી ડાહ્યાભાઈ દેસાઈ, નવજીવન મુદ્રણાલય, કાળુપુર, અમદાવાદ

# લોકજીવન

યથા પ્રજા તથા રાજા

વર્ષ ૨ — અંક ૮

વાર્ષિક લવાજમ: દેશમાં રૂ. ૩
છમાસિક ,, ,, રૂ. ૨

અમદાવાદ, ૧લી ડિસેમ્બર, ૧૯૪૯

વાર્ષિક લવાજમ-પરદેશમાં
રૂ ૫; શિ ૮

સંપાદકમંડળ

મગનભાઈ દેસાઈ — ગોપાળદાસ પટેલ
વિઠ્ઠલદાસ કોઠારી — મણિભાઈ દેસાઈ (તંત્રી)
બબલભાઈ મહેતા — જીવણજી દેસાઈ (વ્યવસ્થાપક)


## સૌના બાપુ

ગાંધીજી તો સૌના બાપુ જ હતા. નાનાં મોટાં સૌના બાપુ હતા. ગાંધીજીને મહાત્માજી કહીને સંબોધીએ તો તેઓ આપણાથી બહુ મોટા છે, આપણાથી બહુ ઊંચે સ્થાને છે એવું આપણને લાગે. તેથી ગાંધીજીની સમીપ આપણે જઈ શકતા નથી. પરંતુ જ્યારે ગાંધીજીને 'બાપુ' કહીને સંબોધીએ છીએ, ત્યારે ગાંધીજી આપણા જ હોય એમ લાગે, આપણે એમની પાસે સંકોચ વિના જવાની હિંમત કરીએ અને એમની સ્નેહભરી ગોદમાં શાંતિ અનુભવીએ. ગાંધીજી પણ સૌ પર અમી દૃષ્ટિ રાખતા અને પોતાનાં બાળકો જેટલું જ હેત સૌ તરફ દાખવતા.

ગાંધીજીનું ખરું પ્રેમાળ સ્વરૂપ પણ તેઓ જ્યારે આપણા 'બાપુ' હોય એમ વર્તે ત્યારે જ દેખાય છે. જુહુ કિનારા પરનો એક પ્રસંગ છે. બાપુજી સાંજની પ્રાર્થના પછી એમને

ભેટ ધરેલાં ફળફૂલ બાળકોને હંમેશ મુજબ વહેંચતા હતા. શ્રીમતી કમળાદેવી ચટ્ટોપાધ્યાય પ્રાર્થના પૂરી થયા પછી બાપુજી પાસે આવ્યાં.

ત્યાં આવીને તેમણે બાપુજીને વંદન કર્યાં. બાપુજીએ હસતાં હસતાં એમને એક ફૂલનો હાર અને એક કેરી આપી.

શ્રીમતી કમળાદેવી હસતાં હસતાં બોલ્યાં:

'શું હું પણ નાનું બાળક છું?'

બાપુજી વહાલભર્યા સ્વરે બોલ્યા:

'અજી આપ બચ્ચે નહિ, મગર બાપુ તો બાપુ હૈ!'

મુકુલભાઈ

## 'વાંઝણી મહેનત'

સત્યાગ્રહની લડતને અંગે જેલમાં ગયેલા એક ભાઈએ પોતાનાં કુટુંબીઓને ધીરજ આપવા માટે જેલમાંનો પોતાનો દૈનિક કાર્યક્રમ જણાવ્યો અને દિવસમાં અમુક કલાક ફરવામાં ગાળે છે અને બીજી સારી રીતે વખત પસાર કરે છે એમ જણાવ્યું. તેમનાં પત્નીએ તેમને સંદેશો મોકલ્યો કે, 'ફરવા વગેરેમાં વાંઝણી મહેનત કરો છો, પણ રોજ ટિફિનબૉક્સ પાછું મોકલો છો તે રોજ એઠું સાફ કર્યા વિનાનું મોકલો છો.'

આ નાનકડો કિસ્સો રમૂજ ઉપજાવે તેવો છે. પણ આ બાબતનો સાર સમજીને સક્રિય મહેનતમાં આપણને રસ લાગે તો દેશનાં ઉત્પાદનદ્રવ્યમાં કેટલો બધો વધારો થાય!

પરીક્ષિતલાલ મજમુદાર

# ઘોડો અને હરણ

[ ઈસપની એક વાત ]

બહુ પહેલાં ઘોડો પણ વાઘ વરુ વગેરે પેઠે જંગલમાં છૂટો ફરતો. એને મોજમાં આવે તે બીડમાં તે રહેતો અને નિરાંતે ચરતો અને ત્યાં હરતો ફરતો. બીજું કોઈ તેની મોજમાં કે તેના બીડમાં ભાગ પડાવતું નહીં. ઘોડો સાવ આઝાદ રહેતો હતો.

હવે એવું બન્યું કે, તેના બીડમાં એક હરણ ચડી આવ્યું, અને બીડમાં આમથી તેમ દોડવા ને કૂદવા લાગ્યું. બીડ લાંબું પહોળું અફાટ હતું. હરણ પણ ત્યાં હરેફરે કે ચરે, તેથી ઘોડાને કાંઈ નુકસાન નહોતું. પણ તેને હરણની અદેખાઈ આવી. તે એના ઉપર ગુસ્સે થયો–'મારા બીડમાં તું કેમ આવે? તને ઠીક ન કરું તો મારું નામ ઘોડો નહિ.'

પણ ઘોડાથી કાંઈ હરણ ઓછું ડરી જવાનું હતું? અને તે દોડવામાં પણ પાછું પડે એમ નહોતું. તો હવે કરવું શું? ઘોડાએ માણસની મદદ લેવાનો વિચાર કર્યો; અને તેની પાસે જઈને કહ્યું, 'માણસભાઈ, એક આફત આવી છે તેમાં મદદ ન કરો? મારા બીડમાં હરણ ઘૂસ્યું છે; તે જતું નથી. મારે તેને ઠીક કરવું છે. તેમાં મને મદદ કરો.'

માણસ કહે, 'એમાં શી મોટી વાત છે? પણ તમારે મારું એક કહ્યું કરવું પડશે.'

ઘોડો — એમાં કહેવાનું શું? ઓછું આપને માટે છે! મારે જ

માટે છે ને. જરૂર કહો.

માણસ— આ લોઢાનો ટુકડો છે તે તમારે મોંમાં ઘાલવો પડશે; અને તેની જોડેની આ ચામડાની પટી છે તે ડોક પરથી પીઠ પર રાખવી જોઈશે. અને પછી મને પીઠ પર તો તમે બેસવા દેશો ને? કેમ કે મારાથી હરણ જેટલું દોડાય નહિ. તમે મને બેસાડીને દોડો તો જ હરણને હું ઠેકાણે કરી શકું ને?

આ વાત સાવ સમજી શકાય એવી હતી. અને ગરજ એવી છે કે, ભલભલી ન ગમતી વાત-નીય હા પડાવે. ઘોડાએ ખોંખારીને કહ્યું, 'એ તો બરોબર છે. મારે માટે જ તમે કહો છો ને? હરણને હરાવ્યા વગર તો મારું વેર કે ક્રોધ શમે એમ જ નથી. એને માટે હું ગમે તે કરવા તૈયાર છું.'

આ લાગણીનો માર્યો બિચારો ઘોડો માણસનો ઘોડો થયો. માણસે તેને લગામ ઘાલી અને ઉપર બેઠો. બંનેએ થઈને હરણનો શિકાર કર્યો. પણ પછી તો માણસને ઘોડાની સવારી ફાવી ગઈ! તે તો એના પરથી ઊતરે જ નહિ. ત્યારથી ઘોડો લગામ પહેરીને માણસનો ગુલામ બન્યો તે બન્યો છે. આજે તો કદાચ એ એની ગુલામીની આ વાતેય ભૂલી ગયો છે.

વેર એવી આંધળી વસ્તુ છે કે સ્વતંત્રતા અને માણસાઈને પણ ભુલાવી દે છે, તે આ રીતે.

૨૨-૧૧-'૪૯ મગનભાઈ દેસાઈ

**ક્રોધની સામે શાન્તિ, અવગુણનો બદલો ગુણ, ગાળનો બદલો પ્રેમ, અપકારનો બદલો ઉપકાર— આ ધર્મ છે.**

# અનુકરણ કરવા લાયક

[બારડોલી તાલુકાના મઢી ગામના બેડીફળિયાના કેટલાક રાનીપરજ ભાઈઓએ રચનાત્મક કાર્યનું સુંદર દૃષ્ટાંત પૂરું પાડ્યું છે. તેની વિગત એક ભાઈએ નીચે મુજબ લખી મોકલી છે.]

સુરત જિલ્લાના બારડોલી તાલુકામાં મઢી કરીને ગામ છે. ત્યાંના બેડીફળિયાના કેટલાક રાનીપરજ ભાઈઓને આજથી બે વર્ષ પહેલાં ગાંધી જયંતીના દિવસોમાં વિચાર આવ્યો કે આપણે કંઈક બચત કરવી જોઈએ.

ગામના કેટલાક આગેવાન ભેગા થયા અને બચત કેવી રીતે કરવી એનો વિચાર કરવા લાગ્યા.

એકે કહ્યું, 'આપણે દર માસે એક રૂપિયો ભેગો કરવો.' એટલે બીજો બોલી ઊઠ્યો, 'મીઠું મરચું લાવવા પૈસા તો જડતા નથી ત્યાં રૂપિયો ક્યાંથી ભેગો કરવો?'

ત્યાં તો દૂર બેઠેલો એક ત્રીજો કહે, 'આપણે અનાજ પકવનાર માણસો. અનાજ પાકે એટલે મણ મણ જુવાર ભેગી કરવી અને બચત કરવી.' આ સાંભળી ચોથો ઊભો થઈ ગયો અને કહે, 'મારે તો વૈશાખ માસ આવે ત્યાંથી જ ખાવટી ખાવી પડે છે. હું બચતમાં અનાજ આપું અને ચોમાસામાં દોઢું વ્યાજ આપી જુવાર ખાવટીમાં લાવું તે મને પરવડે નહિ.'

આમ ચર્ચા ચાલતી હતી. સૌ એકબીજાના તરફ જોઈ શું કરવું એનો વિચાર કરતા હતા. એટલામાં આશ્રમની પ્રવૃત્તિઓથી જાણીતો અને ખાદી પહેરેલો એવો એક ડોસો બોલ્યો, 'જુઓ ભાઈઓ, મહાત્મા ગાંધીએ આપણને આ રેંટિયો આપ્યો છે. હું દસ વર્ષથી કાંતું છું અને ખાદી પહેરું છું મારે મારાં કપડાં વેચાતાં લાવવાં પડતાં નથી. જ્યારે તમે મારી સાથે જ બધા રેંટિયા લાવેલા તે તમે કાંતવાનું વજી ગયા છો અને મિલનાં કપડાં પણ પૂરતાં નહિ મળવાથી ફાટેલાં પહેરી બેઠા છો. એટલે મારી તો એવી ભલામણ છે કે આપણે આળસ ખખેરી નાખવું જોઈએ. આપણને સમય પણ ઘણો મળે છે માટે રોજ સૂતર કાંતો અને બચત તરીકે આપો. દર મહિને આઠ આઠ આંટી ભેગી કરો.'

સૌ શાંત રહ્યા. થોડી વારે એકજણ બોલ્યો, 'કાકાની વાત સાચી છે પણ આઠ નહીં, છ આંટી રાખો.' ત્યાં તો બીજો કહે, 'આપણે ખાદી પહેરીએ અને કંઈક આપીએ એવું કરવું જોઈએ. મારું માનો તો ચાર આંટી અને ચાર આના આપવાના રાખો અને બાકીનું કપડાં માટે સૂતર કાંતો.'

આખરે બધાએ નક્કી કર્યું કે, આપણે ચાર આંટી અને ચાર આના દર માસે ઉઘરાવવા. વીસ ભાઈઓએ પોતાનાં નામ લખાવ્યાં અને તે મંડળનું 'બેડીફળિયા આંટી બચત મંડળી' એવું નામ રાખ્યું. મંત્રી પ્રમુખ વગેરે નીમી દીધા.

ઉત્સાહના આવેગમાં ત્રણ માસ નિયમિત આંટી અને પૈસા આવ્યા. પણ ચોથા માસથી ઉત્સાહ ઢીલો પડવા લાગ્યો અને બીજા ચાર માસ નીકળી ગયા.

એટલે પાછા બધા ભેગા થયા અને એકબીજાને ઠપકો આપવા લાગ્યા. આખરે એવું નક્કી કર્યું કે જે ખાદી તૈયાર થઈ છે તે વેચી દેવી અને આપણી આંટીના ચાર ચાર આના લેખે જમા લઈ બાકીના જે બચે તે રકમના પ્યાલા લાવવા અને જે સભ્ય બાકી રહેલા ચાર માસની આંટીઓ અને પૈસા આપે તેમને પ્યાલો આપવો.

વળી પાછો ઉત્સાહ આવ્યો અને બધાએ પોતપોતાની બાકી રહેલ આંટીઓ અને પૈસા આપી દીધા. દ પૂનમે-બધાએ મળવું અને તે જ વખતે આંટી તથા પૈસા આપી દેવા એવું નક્કી કર્યું. ત્યાર પછી બધું નિયમિત થઈ ગયું. અને એક વર્ષ પૂરું થયું. બીજા વર્ષની શરૂઆત થઈ અને તેઓએ સંકલ્પ કર્યો કે, 'આપણામાંના કેટલાક હજુ ખાદી પહેરતા નથી માટે બીજું વર્ષ પૂરું થાય ત્યાં સુધીમાં બધાએ ખાદીધારી થઈ જવું અને આ વર્ષે પાંચ આંટી અને પાંચ આના બચત તરીકે આપવા.' બધાએ કબૂલ કર્યું.

તા. ૨-૧૦-'૪૯ના રોજ મંડળને બે વર્ષ પૂરાં થયાં. મંડળના બધા ભાઈઓ ભેગા થયા અને નક્કી કર્યું કે આપણે આખા ગામને ભેગું કરી આપણી વાત સમજાવવી જોઈએ અને તે માટે નીચે પ્રમાણે કાર્યક્રમ નક્કી કર્યો.

૧. આપણે તા. ૧૫-૧૦-'૪૯ ના રોજ આખા ગામની સભા બોલાવવી.

પ્રમુખ તરીકે પૂ. ચુનીભાઈને આમંત્રણ આપવું.

૨. મંડળીમાં જોડાયેલા દરેકે પોતાનાં આંગણાં સાફ કરવાં અને તોરણો બાંધવાં. તથા જાહેર રસ્તા અને કૂવાની સફાઈ કરવી.

૩. બપોરે ૧ થી ૩॥ સમૂહકાંતણ રાખવું.

૪. રાત્રે પ્રાર્થના સભા તથા રંજન કાર્યક્રમ.

રંજન કાર્યક્રમમાં ભાગ લેવા મઢી કન્યા છાત્રાલયની બહેનોને આમંત્રણ આપવું. સભામાં આવનાર ભાઈબહેનોને પ્રસાદી આપવા માટે કેળાં લાવવાં.

આ પ્રમાણે કાર્યક્રમ તૈયાર થઈ ગયો.

તા. ૧૫મી આવી અને નક્કી થયા પ્રમાણે કાર્યક્રમ ઊજવાયો.

બે વર્ષમાં બચત તરીકે ૨૧૬૦ આંટી સૂતર કંતાયું. રૂપિયા એકસો પાંત્રીસ રોકડ ભેગા થયા. સૂતર કાંતવા માટે સારો કપાસ સંઘર્યો, જાતે જ પીલ્યો અને પૂણી તૈયાર કરી. તૈયાર થયેલું સૂતર ગામના જ વણકરે વણ્યું. તેને રૂ. ૨૪૫ વણકરીના મળ્યા. બધી મળી ૫૨૫ ચોરસ વાર ખાદી થઈ અને રૂ. ૧૦૦૦ ઉત્પન્ન થયા. તેમાંથી રૂ. ૨૦૦ જેટલો નફો થયો.

આ ઉપરાંત વીસે વીસ જણ નિયમિત કાંતતા થયા, ખાદી પહેરતા થયા, આશ્રમના સમાગમમાં વધુ આવ્યા જેથી પોતાનાં બાળકોને નિશાળમાં મોકલતા થયા. વ્યસનો છોડયાં અને ઘર તથા આંગણાં ચોખ્ખાં રાખી મહેમાનોનુ સ્વાગત કરતાં શીખ્યા છે. આ નફો કંઈ જેવો તેવો કહેવાય?

હવે રૂપિયા બસો જે નફાના રહ્યા તેનો નીચે પ્રમાણે ઉપયોગ કર્યો:

૧. કપાસ પીલવા માટે મંડળ તરફથી ચરખો રાખ્યો.

વૃક્ષારોપણના કાર્યને આગળ ધપાવવા તેમ જ ગામના લોકોને સારી કેરી ખાવાની મળે તે માટે દરેકે એક એક કલમ પોતાના વાડામાં રોપી. નિશાળનાં બાળકોને કેળાં વહેંચ્યાં. બાકી વધ્યા તે દરેકના બચત ખાતામાં જમા થયા.

આમ બે વર્ષને અંતે બધો ખર્ચ બાદ જતાં રૂા. ૮૧૦ અંકે આઠસો દસ પૂરા, ખાવટી ખાનાર અને જેના ઘરમાં મીઠામરચાંના પણ સાંસા તેવા લંગોટીવાળા પણ બાપુપ્રેમી ભાઈઓ ભેગા કરી શકયા છે જેનુ ધ્યેય અને સાધન સારું છે તેનું પરિણામ સારું જ છે.

# પ્રૌઢશિક્ષણનો સાચો અર્થ

[સૌરાષ્ટ્ર રચનાત્મક સમિતિ તરફથી રાજકોટ ખાતે શરૂ કરવામાં આવેલા પ્રૌઢશિક્ષણ તાલીમ વર્ગની પૂર્ણાહુતિ પ્રસંગે શ્રી રવિશંકર મહારાજે આપેલા પ્રવચનમાંથી નીચેનું ઉતાર્યું છે.]

તમે બધાએ જે કાર્ય માટે તાલીમ લીધી તે કાર્ય મેં પણ કર્યું છે. હું કાંઈ ઝાઝું ભણેલો નથી તેમ હું શિક્ષક પણ નથી. છતાં પણ પ્રૌઢશિક્ષણનું થોડુંક કામ મેં કર્યું છે અને હજુયે મારી રીતે એ કાર્ય કરવાનું મળે છે.

મેં ગુજરાતમાં એક ગામડામાં આ કામ શરૂ કર્યું હતું. તુલસી રામાયણ હું ગામડાના લોક પાસે ગાતો ને કથા સમજાવતો. ત્યારે એક ગામડિયાએ મને કહ્યું, 'મહારાજ, મને આ રામાયણ વાંચતાં નો' શીખવો? મારેય એ વાંચી સભળાવવું છે.'

મને થયું કે આ ભલા ભોળા ગામડિયાને હું આ કેમ કરીને શીખવી શકું? મેં ઘણોય વિચાર કર્યો પણ કાંઈ સૂઝયું નહીં. પછી તો મેં એને મારી રીતે પૂછવા માંડયું, 'અલ્યા ભાઈ તું મને ઓળખે છે?'

તો કહે 'હા.'

મે કહ્યું, 'શાથી મને ઓળખે છે?'

તો કહે 'આપને જોવાથી. એક વાર આંખે જોઉં પછી શે ભુલાય?'

મેં કહ્યું ત્યારે તું જે જે વસ્તુ એક વાર જુએ તે ભૂલે નહિ કાં ને?'

તે કહે 'હા.'

પછીથી તેને કહ્યું 'જા ભાઈ, એક સીલેટ લઈ આવજે. હું તને વાંચતા શીખવું, લખતાં શીખવું.'

વળી મને થયું કે આ સીલેટ ક્યાંથી લાવવાનો હતો? મેં કહ્યું, 'ઠીક ત્યારે, જો ભાઈ આ શું છે? એમ કહી મેં એક સાંઠીના કકડાથી ભોંય પર 'ક' કાઢયો, ને તેને કહ્યું, 'જો ભાઈ આનું નામ 'ક'.

તે કહે 'સારું.'

પછી તો એ ક ક, મંડયો રટવા, ને ત્યાંથી ગયો ખેતરે. સાંજે જ્યાં હું ખેતરે જાઉં ત્યાં તો એ એક ભાઈ ઉપરાંતના બીજા ચાર ભાઈઓ 'ક' નું રટણ કરતા'તા ને આખાયે ખેતરની ભોંયમાં જ્યાં ત્યાં ક ક ચીતર્યા

કાઢેલું. આમ મારું પ્રૌઢશિક્ષણનું કામ એક ને બદલે પાંચ વિદ્યાર્થીથી શરૂ થયું. તે પછી રટણા લાગી ને પેલા પ્રથમ ખેડુએ તો હોંસથી ભણવા માંડ્યું ને એ વાંચતાંય શીખી ગયો. આજે એ એના પ્રદેશમાં તુલસીનું રામાયણ લોકોને ખૂબ મજાથી વાંચી સંભળાવે છેય ખરો. આમ પ્રૌઢોને શિક્ષણ આપવાનું કામ જેટલું મુશ્કેલ છે તેટલું જ આનંદદાયક પણ છે.

### માણસો ઘડવાના છે

પ્રૌઢશિક્ષણનો અર્થ માત્ર અક્ષરજ્ઞાન ન કરતા, એ શિક્ષણ દ્વારા તો આપણે માણસોને ઘડવાના છે. એનામાં સંસ્કાર રેડવાના છે. અજ્ઞાનને જ્ઞાન આપી ભણેલા અને ગણેલા કરવા છે.

## ગામડાંનો કોયડો

[ સેવાગ્રામના કસ્તૂરબા શિબિરમાં શ્રી. કિશોરલાલભાઈએ કરેલો વાર્તાલાપ નીચે આપ્યો છે. ]

તમે સૌ ગામડાંમાં કામ કરો છો. એટલે મોટે ભાગે તમારે અભણ લોકો વચ્ચે કામ કરવું પડતું હશે. આપણી ઇચ્છા તો એવી છે કે ગામડાનાં લોકોનું જીવન સગવડભર્યું બને, તેઓ કંઈક સારાં કપડાં પહેરે, એમનાં ઘર પણ સાફસૂફ રહે, બાળકોને તાલીમ મળે, વગેરે. કોઈ વાર તમે નિરાશ પણ થતાં હશો. એમના વાળ જુઓ તો એમાં જૂ પડેલી હશે. શરીર જુઓ તો દાદર અને ખૂજલી થઈ હશે. ઘર જુઓ તો એવાં કે આપણને તો એમાં એક દહાડોય રહેવું અઘરું થઈ પડે. છતાં એમાં જ તેઓ રહે છે. આ લોકો આપણે ત્યાં કામ કરે છે. આપણાં ઘર સાફ કરે છે. કોઈ વાર ઓરડો બરાબર સાફ ન થયો હોય તો આપણે એમના પર ખિજાઈએ પણ છીએ. છતાં, એમનાં ઘર કેવાં હોય છે, અને તેને કોઈ દહાડે સાફ કરે છે કે નહીં એ એમને ઘેર જઈને તમારામાંથી ઘણી બહેનોએ જોયું હશે. હવે મુશ્કેલી એ છે કે, આપણે એમને સુધારવા માગીએ છીએ, પણ એ માટે એમને વખત ક્યારે મળે? આ બાબતનો આપણે ઊંડો વિચાર કરવો જોઈએ. શું વખત

મળવા છતાંય તેઓ ગંદાં રહે છે? અથવા પોતે સાફ રહેવા માગે તો આપણું કામ તેઓ નહીં કરી શકે? તમે શું માનો છો? હું તો માનું છું કે આપણુંય બધું કામ કરવું પડે અને એમનું ઘર પણ સાફ રાખે, એવી તમે આશા રાખો એ ફોગટ છે. તમે ભણ્યાંગણ્યાં; ભણીગણીને ઘરકામ પણ કરો અને સાથે સાર્વજનિક કામ પણ કરો, એટલે સુધી તમે નહીં પહોંચી શકો. ઘરના કામમાં બધું ધ્યાન આપો તો એ ભણતરનો વધારે લાભ મળે એવું નથી. ભણીગણીને બહારનું કામ કરો તો ઘર પ્રત્યે થોડી બેદરકારી આવી જ જવાની. મજૂર પાસે આપણે બંને જાતની આશા રાખીએ છીએ: તે આપણું કામ પણ કરે અને પોતાનું ઘર પણ સારું રાખે. તેઓ તમારે ઘેર ૮–૧૦ કલાક આપે છે, પછી ભલે તે કામ ગમે તેટલું કરે. ઘેર સવારે ઊઠે ત્યારે એને નાસ્તા માટે કંઈ ને કંઈ તૈયાર રાખવું પડે છે, રાતે ઘેર જઈને પાછો ચૂલો સળગાવીને રોટલા કરવા પડે છે. ગામડાંમાં તમે જોશો તો ક્યાંક ક્યાંક રાતે દસ દસ બાર બાર વાગ્યા સુધી બહેનોને રસોઈનું કામ પહોંચે છે. રાજેન્દ્રબાબુએ પોતાની આત્મકથામાં લખ્યું છે કે બિહારમાં તો રાતના બે વાગ્યા સુધી સ્ત્રીઓને સૂવાનું મળતું નથી. ગુજરાતમાં પણ ખેડૂતોના ઘરમાં બાર વાગ્યા પહેલાં સ્ત્રીઓને સૂવાનું મળતું નથી અને સવારે તો વહેલા ઊઠવું જ પડે છે. બીજું કાંઈ કામ ન ઠરે તોપણ ખેતરમાં ભાથું લઈને તો જવું જ પડે છે. આ પરિસ્થિતિમાં આપણે તેમનું જીવન સ્વચ્છ અને ઉન્નત બનાવવું હોય તો આપણે તેમનો વખત કેવી રીતે બચાવી શકીએ એ વિચાર[illegible] જોઈએ. ઘણા લોકો ફરિયાદ કરે છે [illegible] તમે કહો છો કે કાંતવું જોઈએ, ને લો[illegible] પણ હાથનો દળેલો વાપરવો જોઈએ પુરુષો માને છે કે રેંટિયો ચલાવવો [illegible] સ્ત્રીનું કામ છે. ગાંધીવાદી લોકો તો કાંત[illegible] છૂટે છે પણ ગામડાંમાં એવું નથી. ત્ય[illegible] તો સ્ત્રીઓની હાલત શૂદ્ર જેવી કરી મૂક[illegible] છે. ઘંટીએ દળવાનું હોય તો તે સ્ત્રી-ઓએ જ દળવું પડશે, ઘરનું [illegible]ણ બધું કામ સ્ત્રીઓએ જ કરવું પડશે. આવું જોઈએ છીએ ત્યારે મનમાં થાય છે કે એમને સારું જીવન ગાળવા[illegible]

સ્વચ્છ થવાનું કહેવું એ ક્રૂરતા છે, એ દાઝ્યા પર ડામ દેવા જેવું છે. છતાં આપણે એ કરવું છે. ગ્રામ જીવનને એ માટે આપણે તૈયાર કરવું હોય તો એ કઈ રીતે કરવાથી થઈ શકે એમ છે એનો અભ્યાસ કરીને ખૂબ વિચાર કરવો જોઈએ. એના દરેક કામમાં જેટલો વખત જાય તે કેવી રીતે ઓછો કરી શકાય એ શોધી કાઢવું જોઈએ. ઝાડુ કાઢવામાં, પાણી ભરવામાં વખતનો બચાવ કેમ થાય એનો અભ્યાસ કરી એમને શીખવવું જોઈએ. પુરુષો અને બાળકોમાં કામ કરવાની તક પણ તમને મળે છે. તમારે માત્ર સ્ત્રીઓનું જ કામ કરવાનું છે એવું નથી. સ્ત્રીઓનું કામ કરો તોપણ તમારે પુરુષોના પરિચયમાં તો આવવું જ પડે છે. પુરુષે સમજવું જોઈએ કે બધો બોજો સ્ત્રીઓ પર લાદવામાં આવે એ ઠીક નથી. પુરુષ 'ગૃહસ્થ' કહેવાય છે; જો એ ખેતરમા જ રહે તો એને 'ક્ષેત્રસ્થ' કહેવો જોઈએ. જો એ ગૃહસ્થ — ઘરમાં રહેનાર — હોય તો એણે ઘરકામ પણ કરવું જોઈએ. સ્મૃતિકારોએ ઘરને પણ 'ગૃહસ્થાશ્રમ' એટલે કે આશ્રમ નામ આપ્યુ છે. ઘર એ દંપતીનો આશ્રમ છે, સાધનાનું સ્થાન છે, એ વાત પુરુષોના હૃદયમાં પણ દૃઢ કરવી જોઈએ. પુરુષોને આદતો બદલવી અઘરી પડશે, પણ બાળકો ઉપર તો એમણે આ સંસ્કાર પાડવા જોઈએ. અમુક કામ સવર્ણોનું છે, અમુક હલકું છે, એવી ભાવના એમના મનમાંથી કાઢી નાખવી જોઈએ. આ આપણી ધર્મની નવી દૃષ્ટિ છે.

## અધર્મથી ધર્મની રક્ષા થાય?

એક પ્રૌઢવર્ગમાં અવારનવાર 'હરિજનબંધુ'માંથી વાંચવા જેવું વાંચીને સમજાવવામાં આવતું હતું. એક દિવસ 'જૈન બહેનો રોડાં ફેંકે?' વાળો લેખ વાંચીને તે વિષે વાત કરવામાં આવી. તે સાંભળીને એક ભાઈએ પૂછ્યું: હરિજનોને આવી મારપીટ તો ઘણીય થાય છે. ત્યારે આ થોડાં રોડાં ફેંકાયાં એને વિષે આટલું બધું કેમ લખ્યું છે?

જ૦ — આને વિષે ખાસ લખવાનું કારણ એ જણાય છે કે જૈનો અહિંસામાં

આવડતી નથી; એ ભાષા પણ બરોબર વપરાતી નહીં હોવાથી બધાં કામોમાં ચાલે એવી ખીલી નથી. વળી અંગ્રેજી જાણનારા લોકો પણ એમને મળેલો લાભ ઝટ જતો કરવા માગતા નથી. તેથી અંગ્રેજી ઝટ જશે નહિ. ૧૫ વરસ તો રહી શકશે, એમ બંધારણસભાએ જણાવ્યું છે. દરમિયાન આપણે હિંદી તૈયાર કરી દેવી જોઈએ. એટલે દેશમાં સૌએ આ ભાષા હવે શીખવા માંડવી જોઈએ.

૨૩-૧૧-'૪૯ મગનભાઈ દેસાઈ

# બળદને ખસી ન કરાવવી એ વહેમ છે

આપણે રહ્યા ખેતી કરનારા ખેડૂતો. બળદ વિના આપણને એક દિવસ પણ ન ચાલે, પણ આપણામાંથી કેટલાક માને છે કે વાછડાને ખસી ન કરાવાય. ખસી કરાવીએ તો પાપ લાગે.

આપણી એ માન્યતાનો જરા વિચાર કરીએ. વાછડાને ખસી કરવાથી સાંઢ બનીને મરજી પડે ત્યાં મહાલવાની એની છૂટ ઝૂંટવાઈ જાય છે. પણ હું એમ પૂછું કે બધા વાછડા સાંઢ થઈને ફર્યા કરે તો આપણે એ નભાવી શકીએ? વળી બધા જ વાછડા સાંઢ થાય તો આપણી ખેતી શી રીતે થાય?

ખેતી વિના તો ચાલે નહીં. એટલે ખેડ કરનારા બળદ પણ જોઈએ એ આપણે માની લીધું. પછી આપણે રસ્તો ખોળી કાઢ્યો કે ખસી આપણી જાણ બહાર થાય તો વાંધો નહીં. એટલે સિંધી અને પઠાણ, વાઘરી અને ખાટકી જેવા લોકોએ ખસી કરવાનું કામ ઉપાડ્યું અને આપણે એ ખસી કરેલા બળદ વાપરવાનું કામ શરૂ કર્યું. એથી ખસી કરવાને પાપ ગણતા હોઈએ તો એ પાપ તો થયું જ. આપણે જાતે ન કર્યું પણ,આપણે બીજા પાસે કરાવ્યું. બીજો શો ફેર પડયો? જો આપણે બળદ વાપરવાનું જ બંધ કરી દઈએ તો જુદી વાત થઈ; પણ એ તો પોસાય એમ નથી.

ખરું જોતાં ખસી કરવી એમાં પાપ છે જ નહીં. ખસી ન કરવી એમાં પાપ છે કેમ કે ખસી ન કરો તો જેમ આજકાલ આપણે ત્યાં પાડાને

લોકો જીવવા દેતા નથી એમ બહુ સાંઢો થાય તો એને પણ જીવવા ન દે. એને બળદ બનાવીને આપણે એને કામમાં લઈએ છીએ અને એ કામમાં આવે છે એટલે આપણે જિવાડી શકીએ છીએ. આ રીતે ખસી કરવી એ તો પુણ્ય થયું.

એક બીજી વાત પણ વિચારવા જેવી છે. આજ સુધી વાછડાની ખસી અણઘડ લોકો કરતા આવ્યા છે. એમાં વાછડો વધારે પીડાય છે કે ઓછો એની નથી એણે દરકાર કરી કે નથી આપણે દરકાર કરી કેમ કે એ પૈસા પાછળ પડ્યો હતો અને આપણે ખસીથી સુગાયેલા હતા. આજ સુધી ખસી કરતી વખતે વાછડાને આડો પાડીને પથ્થર વતી એની એક નસ છૂંદી નાખવામાં આવતી. એમાં એને બહુ પીડા થતી અને કેટલીક વખત તો પાકતું પણ ખરું. હવે તો એક એવો ચીપિયો બનાવવામાં આવ્યો છે કે એના બે પાંખા વચ્ચે નસ ગોઠવીને ચીપિયો દબાવે એટલે લોહીનું ટીપું પણ નીકળ્યા વિના વાછડાની નસ દબાઈ જાય છે. અને એ બળદ બની જાય છે. એક મચ્છર કરડે અને આપણને જેવો ચટકો લાગે એવું ચટકા જેટલું દુઃખ એને એ વખતે લાગે છે.

બોલો ત્યારે અણઘડ લોકો વાછડાને પજવીને ખસી કરે એ સારું, કે વાછડાને ઓછામાં ઓછું દુઃખ પડે એ રીતે આપણી દેખરેખ નીચે શાસ્ત્રીય ઢબે ખસી થાય એ સારું?

વળી આજ સુધી આપણે આપણા ઘરની ગાયના સારી રીતે ઉછેરેલા વાછડા વેચી દેવા પડતા અને ગમે તેવી ઓલાદના વાછડા ખરીદવા પડતા. આપણે ખસી કરાવી લઈએ તો આપણા ઘરના વાછડા આપણાં આંગણાં શોભાવતા રહે.

આવો ખસી કરવાનો ચીપિયો નજીકના ઢોરના દવાખાનામાં હોય છે. વાછડાને ત્યાં લઈ જવાથી સહેલાઈથી એ કામ પતી જાય છે. ત્યાં જતાં અગાઉ આપણે ત્યાં ક્યારે જવું એનો એક પોસ્ટકાર્ડ લખીને જવાબ મંગાવી લેવો, જેથી આપણો ફેરો ફોગટ ન જાય.

બબલભાઈ મહેતા

**અહંકારનું બીજ શૂન્યતા અનુભવવાથી જ જાય.**

# પૂરું થતું પખવાડિયું

આપણા વડા પ્રધાન પંડિત જવાહરલાલ નેહરુ તેમની અમેરિકા અને કૅનેડાની મુલાકાતેથી ગઈ તારીખ ૧૪મીએ પાછા આવી ગયા છે.

કારોબારી સમિતિએ તાજેતરમાં મળેલી તેની બેઠકમાં આંધ્રને મદ્રાસ ઇલાકામાંથી છૂટો પાડી તેનો અલગ પ્રાન્ત રચવાની સરકારને ભલામણ કરી છે. હિંદી સરકારે આ ભલામણ માન્ય રાખી આંધ્રને અલગ પ્રાન્ત બનાવવાનો નિર્ણય કર્યાના ખબર છે.

હૈદરાબાદમાં હવે લશ્કરી વહીવટનો અંત આવશે. હાલના લશ્કરી ગવર્નર મેજર જનરલ ચૌધરીની જગ્યાએ રિયાસતી ખાતાના મંત્રી શ્રી. વેલોડીની નિમણૂક કરવામાં આવી છે. શ્રી વેલોડી ૧૫મી ડિસેમ્બરે પોતાના નવા હોદ્દાનો ચાર્જ સંભાળી લેશે.

પ્રજાસત્તાક હિંદના બંધારણને ત્રીજા વાચનમાં પસાર કરીને તેને આખરી સ્વરૂપ આપવાને મળેલી બંધારણસભાની બેઠકમાં ગઈ તા. ૨૬મીએ બંધારણને બહાલી આપી હતી. આ બંધારણ આવતી જાન્યુઆરીની ૨૬મી તારીખે અમલમાં આવશે.

હૈદરાબાદના નિઝામે એક ફરમાન બહાર પાડી હિંદની લોકસભા બંધારણ તૈયાર કરે તે જ બંધારણ હૈદરાબાદ રાજ્યને પણ લાગુ પાડવાનો કામચલાઉ નિર્ણય કર્યો છે.

હૈદરાબાદ રાજ્યની ટૂંક સમયમાં મળનારી બંધારણસભા એ નિર્ણયને મંજૂર કરે ત્યાર પછીથી તે કાયમી બનશે.

મ૦

**વિષયસૂચિ** — પૃષ્ઠ



મુદ્રક અને પ્રકાશક : જીવણજી ડાહ્યાભાઈ દેસાઈ, નવજીવન મુદ્રણાલય, કાળુપુર, અમદાવાદ

બે આના

# લોકજીવન

યથા પ્રજા તથા રાજા

વર્ષ ૨ અંક ૯

વાર્ષિક લવાજમ: દેશમાં રૂ. ૩
છમાસિક " " રૂ. ૨

અમદાવાદ, ૧૫મી ડિસેમ્બર, ૧૯૪૯

વાર્ષિક લવાજમ: પરદેશમાં
શિ. ૫; પિ. ૮

સંપાદકમંડળ

મગનભાઈ દેસાઈ — ગોપાળદાસ પટેલ
વિઠ્ઠલદાસ કોઠારી — મણિભાઈ દેસાઈ (તંત્રી)
બબલભાઈ મહેતા — જીવણજી દેસાઈ (વ્યવસ્થાપક)

## "હે નમ્રતાના સાગર"

હે નમ્રતાના સાગર, દીન-ભંગીની તુટી ઘોલકીમાં વસનાર, ગંગા, બ્રહ્મપુત્રા, યમુનાનાં જળોએ સિંચિત આ સુંદર દેશમાં સઘળે તને શોધવામાં અમને મદદ કર.

અમને ગ્રહણશીલતા આપ, નિખાલસ દિલ આપ, તારી પોતાની નમ્રતા (નિરહંકારિતા) આપ.

હિંદુસ્તાનની જનતા સાથે એકરૂપ થઈ જવાની શક્તિ અને તત્પરતા આપ.

હે ભગવાન, તું ત્યારે જ વહારે આવે છે જ્યારે માણસ અત્યંત નમ્ર બની તારું શરણ લે છે. અમને વર આપ કે સેવક અને મિત્રરૂપે જે પ્રજાની સેવા કરવા અમે ઇચ્છીએ છીએ તેનાથી અમે વેગળા ન પડી જઈએ. અમને આત્મસમર્પણ અને સદ્ગુણોનાં ભાજન બનાવ, અને નમ્રતાની સાક્ષાત્ મૂર્તિ કર, જેથી આ દેશને અમે વધારે ઓળખીએ અને વધારે ચાહીએ.

વર્ધા, ૧૨-૧-'૩૪ મોહનદાસ કરમચંદ ગાંધી
('હરિજનબંધુ'માંથી)

# બદબો અને અસ્વચ્છતા

બાહ્ય જીવનમાં આપણે બદબો કે અસ્વચ્છતાને સહન કરી શકતા નથી. જરાયે ખરાબ ગંધ આવે કે તરત જ આપણે નાક પર હાથ મૂકી દઈ એ જગ્યાએથી દૂર નાસીએ છીએ. સ્વચ્છ વાતાવરણમાં રહેવાની ટેવ હોય તો જરાયે અસ્વચ્છતા જણાય કે આપણે અકળાઈ ઊઠીએ છીએ. પણ આ તો થઈ બહારના જીવનની વાત. આપણી એક આંતરિક સૃષ્ટિ પણ રહેલી છે. એની વ્યાખ્યા પણ જુદી જ હોય છે. બદબો અને અસ્વચ્છતા એની કલ્પના પણ આપણા આંતરિક જગતમાં જુદી જ હોય છે. આ વિષે મને એક વાત યાદ આવે છે:

એક ફકીર હતો અને એક સાધુ હતો. બંને જણ ગામેગામ સાથે જ ફરે, ભજન ગાય, ખુદાનું નામ લે અને બધાંને સારો ઉપદેશ આપે. આ બંનેનાં ભક્તિપરાયણ જીવનની અસર બધા ગામલોકો પર પડી અને બધે એમનાં ગુણગાન થવા લાગ્યાં.

એક દિવસે એ બંને જણ ફરતા ફરતા એક નાનકડા શહેરમાં આવ્યા. ત્યાંના એક મોટા વેપારીને એમના આગમનની ખબર પડી. તે દોડતો દોડતો એમની પાસે ગયો અને અરજ કરવા લાગ્યો:

"ફકીરબાબા, તમે મારે ઘેર ઉતારો કરો."

ફકીર કહે, "ના ભાઈ, તારે ત્યાં તો બધે બદબો છે. મારાથી ત્યાં ન રહેવાય."

વેપારી વિચાર કરવા લાગ્યો કે હું મારા ઘરને એટલું ચોખ્ખું

રાખું છું કે ત્યાં બદબો હોય જ ક્યાંથી! પછી તેણે સાધુને અરજ કરી.

સાધુ બોલ્યા, "ના ભાઈ, તારે ત્યાં તો બધે અસ્વચ્છતા છે. મારાથી ત્યાં પગ પણ ન મુકાય."

વેપારી તો હેબતાઈ જ ગયો! પણ તેણે તો જ્યાં આ બંને જણ જાય ત્યાં જવાનો નિશ્ચય કર્યો.

સાધુ અને ફકીર તો ચાલતા ચાલતા એક કસાઈની દુકાને આવીને ઊભા રહ્યા. કસાઈ આ બે સંતોને પોતાને બારણે આવેલા જોઈને ભક્તિઘેલો બની ગયો અને તેમના પગમાં ઢળી પડયો. પછી તેણે બહુ ભાવથી એમનું સ્વાગત કર્યું.

વેપારી તો આસપાસ માંસ પડેલું જોઈ એની બદબોથી અકળાઈ ગયો અને નાકે રૂમાલ ધરવા લાગ્યો.

થોડી વારમાં તો પેલા કસાઈએ દુકાન બંધ કરી. પોતાને બારણે આવા સંતપુરુષ આવ્યા હોય પછી એને કામ કરવાનું ક્યાંથી મન થાય! એ બંનેને લઈ પોતાને ઘેર ગયો. વેપારી પણ સાથે જ ગયો. ત્યાં પણ કાપેલાં પશુનાં હાડકાંચામડાં પડેલાં હતાં અને બધું અસ્વચ્છ દેખાતું હતું.

વેપારી તો વિચારમાં જ પડી ગયો!

ત્યાં થોડી વાર બેઠા પછી સાધુ અને ફકીર એ ભાવિક કસાઈની રજા લઈ જવા ઊઠયા. વેપારી તો વિચારમાં ડૂબ્યો હતો. સાધુ અને ફકીર શહેરનો દરવાજો ઓળંગી બીજે ગામ જવા લાગ્યા. વેપારી તરત જ

એમને પગે પડયો અને કરગરીને બોલ્યો: "સાધુજન, મને સમજાવો કે તમે મારે ત્યાં શા માટે ન આવ્યા?"

ફકીર બોલ્યો: "તારે ત્યાં બદબો આવે છે. તું અપ્રામાણિકપણે વેપાર કરે છે, ખોટી રીતે પૈસા ભેગા કરે છે. તેથી તારે ત્યાં પ્રભુના પ્રેમની સુવાસ નથી, સેતાનની બદબો છે. તેથી અમે તારે ત્યાં આવીએ તો, જેમ તેં કસાઈની દુકાને નાકે રૂમાલ ધર્યો હતો તેમ અમને નાક બંધ કરવું પડે. પેલો કસાઈ ભલે કેવો પણ ધંધો કરે છે તોયે તે પોતાના ધંધામાં પ્રામાણિક છે. તે ખુદાની બંદગી કરે છે. તેથી ત્યાં બધે ખુદાની સુવાસ ફેલાયેલી છે."

પછી સાધુ બોલ્યો: "તારે ત્યાં બધે અસ્વચ્છતા છે. કારણ કે તું કેટલાયે લોકોનું લોહી ચૂસીને ધન કમાયો છે. કેટલાયે ગરીબ લોકોના મોંમાંથી રોટલો ઝૂંટવી લઈને તું મોજ માણે છે. તેથી અમને તો ત્યાં બધે લોહી, ગરીબની હાય અને તેઓનાં છૂપાં રુદન જ દેખાય. એ બધું તારા ઘરના વાતાવરણને મલિન કરી દે છે. પેલા કસાઈને ત્યાં ભલે જેવું તેવું પડયું હોય તોયે ત્યાં મહેનતની વિમળતા નજરે પડે છે. બધે પ્રભુનું ગીત સંભળાય છે. બધે આનંદ નજરે પડે છે. તેથી જો અમે તારે ત્યાં આવીએ તો જેમ તું કસાઈને ઘેર અકળાઈ ગયો હતો તેમ તારે ત્યાં અમે અકળાઈ મરીએ."

મુકુલભાઈ

**અજ્ઞાન એ સર્વ પાપોનું અને દુઃખોનું મૂળ છે.**

# વાંચતાં આવડે નહીં તેથી

એક ભાઈ કોઈ દુકાન શોધતા હતા. તે દુકાનવાળાની દુકાને જઈને પૂછ્યું કે અમુક નામની દુકાન ક્યાં છે? દુકાનવાળાએ નામનું પાટિયું બતાવ્યું. પણ તે વાંચે શી રીતે?

તે ભાઈને ઉત્તર દિશા તરફ જવાનું હતું એટલે ઉત્તર તરફ જતી મોટરમાં બેસી ગયા. બેઠા પછી જાણ્યું કે એ મોટરનો નંબર તો જુદો છે. તે પછી સ્ટેશને ગયા. તેમની સાથે એક નાનો છોકરો હતો. તેમણે વિજાપુરની દોઢ ટિકિટ માગી. ટિકિટ માસ્તરે એક ટિકિટ વિજાપુરની આપી અને અડધી કલોલની આપી. ત્યારે પૈસા બન્નેના પૂરા લીધા. કલોલ ગયા પછી ગાડીમાં ટિકિટ તપાસનારે ટિકિટો જોઈ તો અડધી કલોલની હોવાથી ટિકિટનો વધારાનો ચાર્જ અને દંડ લીધો. પેલા અભણ ભાઈએ કહ્યું કે 'મેં તો પૂરા પૈસા આપ્યા છે. માસ્તરે શાની ટિકિટ આપી તે એ જાણે ને એનો ભગવાન જાણે.'

એ ભાઈ ડબાનું પાટિયું જોયા વગર ગમે તે ડબામાં બેસી ગયા હતા એટલે બીજે સ્ટેશને તેમને ડબો બદલીને બીજા ડબામાં બેસવું પડ્યું.

આમ આખો દિવસ તેમનો હેરાનગતિમાં ગયો. આમ શાથી થયું? તેમને ગુજરાતી પણ વાંચતાં આવડતું નહોતું તેથી.

તમને આટલું વાંચતાં આવડતું હોય તો તમારી આજુબાજુ જે કોઈ અભણ હોય તેને આટલું શીખવજો જેથી

તેને આવી મુશ્કેલી ન પડે, જેથી તે પોતાનો સાદો હિસાબ રાખી શકે અને પોતાને જરૂરી વાચન કરી શકે. આજના જમાનામાં કોઈ પણ અભણ રહે તે આપણા પ્રજાતંત્રને નડતરરૂપ છે. હવે તો પુખ્ત મતાધિકારના ધોરણે નવી ચૂંટણીઓ થશે એટલે કોઈ મતદાર અભણ રહેવો ન જોઈએ.

વિઠ્ઠલદાસ કોઠારી

## સાકરડાનો રોગ

એક ગામમાં ઢોરોનો કાંઈક રોગચાળો થયો. એટલે હરિજનોને ગામલોકોએ બોલાવ્યા; અને ઢોરનો રોગચાળો અટકાવવા હુકમ કર્યો. હરિજનોએ પોતાની લાચારી બતાવી. ગામલોકોએ ભૂવાને બોલાવ્યો. ભૂવાએ ધૂણીને જાહેરાત કરી કે રોગચાળો હરિજનોએ કર્યો છે. એની સાબિતી તરીકે ગામની ભાગોળે કાંઈ ટુચકો કર્યો છે એવો આરોપ મૂકયો. આ આરોપમાં કાંઈ તથ્ય છે એમ માનીને ગામલોકોએ હરિજનોને રંજાડવા માંડયા; અને એક આગેવાન હરિજનને શિક્ષા કરી. ઢોરનાં દર્દના નિષ્ણાતો કહે છે કે ચોમાસામાં અમુક જાતનું લીલું ઘાસ અને તેના પરની જીવાત ઢોરના ખાવામાં આવે તો સાકરડાનો રોગ થાય અને ઢોર મરી જાય એ કુદરતી છે. ગામડાંના વહેમી અને અજ્ઞાન લોકોને આ બાબત કોણ સમજાવે ?

પરીક્ષિતલાલ

**અગવડ સહન કરે છતાં તૂટે નહીં તે જ અડગ નિશ્ચય ગણાય.**

# પાંચ યમોનું પાલન

સત્ય, બ્રહ્મચર્ય, અહિંસા, અસ્તેય અને અપરિગ્રહ એમ પાંચ યમ પાળવાનું બધા મુમુક્ષુને ફરજિયાત છે. મુમુક્ષુ બધાએ રહેવું જ જોઈએ. એટલે મનુષ્યના ચારિત્ર્યનો પાયો ઉપરના યમ પાળવા ઉપર રહ્યો છે. એ યમ સંસારી બધા જીવને પાળવાના છે, એ વિષે શંકા નથી. વેપારી હોય છતાં જૂઠ ન જ બોલે કે આચરે. પરણેલો હોય છતાં બ્રહ્મચર્ય પાળે. જીવતાં છતાં મનુષ્ય અહિંસા પાળી શકે શકે છે. ચોરી ન કરવી (અસ્તેય પાળવું) ને ધન કે વસ્તુનો પરિગ્રહ સંસારમાં રહી ન કરવો એ મુશ્કેલ છે. છતાં તે આદર્શ ધ્યાનમાં રાખી હદ તો બાંધવી જોઈએ ને જ્યારે વૈરાગ્ય ઉત્પન્ન થાય ત્યારે મહાત્યાગ પણ કરી શકાય.

ઉપરનાં વ્રત જે કોઈ પાળે છે તેને બધી ગૂંચવણોમાંથી નીકળવાના રસ્તા મળી આવે છે.

૭-૨-'૧૫ ગાંધીજી

## ઠક્કરબાપા

સને ૧૮૬૯ના નવેંબર માસની તારીખ ૨૯મીએ શ્રી અમૃતલાલ ઠક્કરનો જન્મ ભાવનગરમાં થયો. માસિક ૨૫ (પચીસ)ની કમાણી કરતા ગરીબ વિઠ્ઠલદાસે પોતાના બીજા પુત્ર અમૃતલાલને ઘરેણાં વેચીને ભણાવ્યા અને ઇજનેર બનાવ્યા. અમૃતલાલના પિતા ભારે કરકસરિયા પણ વ્યવસ્થિત, અને પોતાના વખતનો ભોગ આપીને જ્ઞાતિનું સાર્વજનિક કામ કરે. અમૃતલાલ સેવાનો આ પાઠ પોતાના પિતા પાસે શીખ્યા તેથી તેમણે તેમને પહેલા ગુરુ માન્યા. વખત જતાં ઇજનેર અમૃતલાલને મુંબઈમાં મ્યુનિસિપાલિટીમાં

નોકરી મળી. આ નોકરીને અંગે તેઓ રોજ ગરીબ હરિજન મજૂરો જે ઝાડુવાળાનું કામ કરે તેમના સંપર્કમાં આવે અને તેમના રહેઠાણની દુર્દશા, તેમની ગરીબાઈ અને તેમનાં અભણ બાળકોને જોઈને તેમનું હૃદય પીગળી જાય. ફુરસદના વખતમાં રોજ ડિપ્રેસ્ડ ક્લાસ મિશનવાળા વિઠ્ઠલ રામજી શિંદેને મળે અને તેઓ 'અહલ્યાશ્રમ' ચલાવી ગરીબ હરિજનોની સેવા કરે તેનાથી તેઓ આકર્ષાયા. અમૃતલાલના આ બીજા ગુરુ.

આ દિવસોમાં પૂ. ગાંધીજી જેમને માન આપતા તે શ્રી ગોખલેજીએ ભારત સેવક સમાજ સ્થાપીને આજીવન દેશસેવાનું વ્રત લેનારનું મંડળ બનાવ્યું. એ મંડળના એક સભ્ય શ્રી ગોપાલ કૃષ્ણ દેવધર બહેનોની સંસ્થા ચલાવે અને બહુ પ્રમાણિક અને ચોકસ માણસ. અમૃતલાલ ઠક્કર તેમની પાસે જાય અને મનમાં તેમને ત્રીજા ગુરુ ગણે.

પૂનામાં વિધવાઓનો પ્રશ્ન ઉપાડનાર ધોંડો કેશવ કર્વેના પરિચયમાં આવ્યા. અનેક વિધવાઓનું આશ્રયસ્થાન બનેલા એ કર્વે દાદા અમૃતલાલના ચોથા ગુરુ. આવી ત્યાગમૂર્તિઓને જોઈને અને તેમના સંપર્કમાં આવીને દેશસેવા સારુ ઠક્કરે પોતાની નોકરીનું રાજીનામું આપવાનો વિચાર કર્યો અને પોતાના પિતાને આ વિચાર જણાવ્યો. દરમ્યાન બધા નાના ભાઈઓને ઠેકાણે પાડવામાં મદદ કરી ચૂકેલા. પણ વૃદ્ધ પિતાએ પોતાની હયાતી દરમ્યાન નોકરી છોડવાની ના પાડી. એટલે અમૃતલાલ ઢીલા પડયા. પણ સુધારક બંડખોર વૃત્તિ ચાલુ રહી. દરમ્યાન તેમણે મુંબઈમાં થયેલા એક પ્રીતિભોજનમાં હરિજનો સાથે જમવામાં ભાગ લીધો તેથી જ્ઞાતિના ભાઈઓએ તેમને ન્યાત બહાર મૂકવાનો વિચાર કર્યો. પિતા મુંબઈમાં લકવાના દર્દથી ગંભીર સ્થિતિમાં હતા. અમૃતલાલે પિતાના દિલને નહીં દૂભવવા ખાતર નમતું આપ્યું, પણ પિતાના અવસાન પછી તરત જ મુંબઈની મોટી નોકરી અને બીજી લાલચોને ફગાવી દીધી.—તેમનાં પત્ની અને પુત્ર તો તેમનો માર્ગ ખુલ્લો કરવા આગળથી જ વિદાય થયેલાં. અમૃતલાલ ઠક્કર શ્રી ગોખલેજી સ્થાપિત ભારત સેવક

સમાજમાં જોડાયા અને તેમણે દીન-દુખિયાંની સેવાને પોતાનો ધર્મ ગણ્યો. ઓરિસ્સામાં હાડપિંજર જેવા માણસોની સેવા કરતાં કરતાં પૂ. ગાંધીજીના વધારે નિકટના પરિચયમાં આવ્યા અને આખરે નજીકના મિત્રોએ આપેલું 'બાપા'નું બિરુદ પૂ. ગાંધીજીએ સ્વીકારીને તેમને 'બાપા' બનાવ્યા. આ રીતે અમૃતલાલ વિ૦ ઠક્કર ઠક્કરબાપા તરીકે જાણીતા થયા. સને ૧૯૨૧માં તેમણે દાહોદમાં (ગુજરાતમાં) ભીલ સેવા મંડળની સ્થાપના કરી. આજીવન સભ્યોનું મંડળ બનાવ્યું અને બીજે વર્ષે ગુજરાતમાં હરિજન સેવા માટે પણ એવું જ મંડળ આજીવન સભ્યોનું બનાવ્યું. પૂ. ગાંધીજીએ અને રાષ્ટ્રીય મહાસભાએ શરૂ કરેલા અસહકારના આંદોલનને પ્રતાપે સેવકોનું નૂર મળ્યું અને બાપાની પ્રવૃત્તિ વધી ગઈ. સને ૧૯૨૯માં ગુજરાતમાં મોટું રેલ-સંકટ આવ્યું તે વખતે તેઓ સરદાર વલ્લભભાઈના ખાસ મદદનીશ બન્યા અને ખેડા જિલ્લામાં થાણું નાખ્યું. સને ૧૯૩૨માં પૂ. ગાંધીજીએ કોમી ચુકાદાની સામે યરવડા જેલમાં ઉપવાસ કરી, સ્નેહ મેળવીને હિંદના છ કરોડ હરિજનો માટે હિંદુ સમાજમાં માનભર્યું સ્થાન મેળવ્યું. ત્યારે પૂ. ગાંધીજીની ઇચ્છા પ્રમાણે આખા હિંદુસ્તાનમાં હરિજન સેવક સંઘની શાખા રચવાનું મહાભારત કામ તેમણે આખા હિંદમાં ઘૂમીને શરૂ કર્યું અને નમૂનેદાર કામ કરી બતાવ્યું એટલે બાપા આખા હિંદમાં બાપા તરીકે ઓળખાવા લાગ્યા.

આજે બાપા ૮૧ વર્ષના છે. આંખે મોતિયા હોવાને કારણે વાંચવા-લખવા માટે અશક્ત છે, છતાં હજુ પૂરી શક્તિ રેડીને સખત કામ કરે છે. હિંદની બંધારણસભામાં પછાત ગણાતી તમામ કોમોના એક મુખ્ય રખવાળ તરીકે નમાયા હોઈ બનતી ઝીણવટ રાખી રહ્યા છે. ગરીબોના આવા બેલી શ્રી ઠક્કરબાપા ચિરાયુ થાઓ અને તેમના કામની પ્રેરણા બીજામાં ઊતરો એવી પ્રાર્થના છે.

પરીક્ષિતલાલ

**અડગ નિશ્ચય વિના માણસ ઉત્તરોત્તર ચડી જ ન શકે.**

# તકરારનો છેડો

તકરાર હંમેશાં બંને પક્ષ વડે મંડાય છે; ભલે પછી શરૂઆત બેમાંથી એક કરી હોય. પરંતુ તકરાર બંને પક્ષ તરફથી મંડાયા બાદ તો બંનેને સામસામેથી પૂરતાં કારણ મળ્યાનું જણાય છે, અને તેથી તકરાર લંબાયા કરે છે. પરંતુ તે તકરારનો છેડો ત્યારે જ આવે કે જ્યારે બેમાંથી એક પક્ષ પણ પોતે તે તકરાર ઊભી થવામાં આપેલો ફાળો જોઈ શકે, અને તેટલા પૂરતો પસ્તાવો કરી, તેમાંથી ખસી જાય.

બુદ્ધ ભગવાનના સમયની વાત છે. વિશાખા એટલે બુદ્ધ ભગવાનની પરમ ભક્ત એવી પરમ ધનિક શિષ્યા. બુદ્ધ ભગવાનના શિષ્યોને તેના ઘરમાં નિરંતર અન્નપાન જ્યારે જોઈએ ત્યારે મળે. એક વખત એક વૃદ્ધ ભિક્ષુ પોતાની સંભાળ હેઠળના એક જુવાનિયા ભિક્ષુ સાથે વહેલી સવારે વિશાખાને ઘેર ભિક્ષા માગવા ગયો. વિશાખાને ત્યાં કાંજી પીધા બાદ, પેલા જુવાન ભિક્ષુને ત્યાં બેસાડી, તે પોતે બીજાને ઘેર ગયો. તે વખતે વિશાખાના પુત્રની દીકરી પોતાની દાદી વતી ભિક્ષુઓના સત્કારનું કામ સંભાળતી હતી. તે પેલા જુવાન ભિક્ષુ માટે વાસણમાં પાણી ગાળતી હતી તે વખતે તે વાસણમાં હાલતા પાણીમાં પોતાના મોંનું હાલતું પ્રતિબિંબ જોઈને તે હસી પડી. પેલો જુવાન પણ તે જોઈ હસ્યો. એને હસતો જોઈ તે બોલી, 'માથું-કટ્ટો હસે છે વળી!' તેના જવાબમાં પેલો બોલ્યો: 'તું માથું-કટ્ટી, અને તારો બાપ તેમ જ મા પણ માથું-કટ્ટાં!'

તે રડતી રડતી રસોડામાં પોતાની દાદી વિશાખા પાસે દોડી ગઈ. દાદીએ તેને રડવાનું કારણ પૂછ્યું. તેણે દાદીને બધી વાત કહી સંભળાવી. વિશાખા તરત પેલા ભિક્ષુ પાસે આવી અને તેને કહ્યું: 'ભદંત! આપ ગુસ્સે ન થશો. માથાના વાળ અને નખ કટાવી, ફાટેલાં વસ્ત્રોમાં કટકા ઠીબ લઈને ભિક્ષા માટે ફરનાર ભિક્ષુને એમાં ખોટું લગાડવા જેવું શું છે?'

જુવાન ભિક્ષુએ જવાબ આપ્યો:

'બાઈ, તમે મારા માથાના વાળ અને નખ વગેરે કટાવ્યાનું તો બરાબર સમજતાં લાગો છો, પણ આણે મને 'માથું-કટો' કહી ગાળ દીધી એ શું બરાબર છે?'

વિશાખા એ જુવાનને કે પોતાની પૌત્રીને સમજાવીને શાંત ન પાડી શકી.

એટલામાં એ જુવાન ભિક્ષુને સંભાળનારો પેલો વૃદ્ધ ભિક્ષુ ત્યાં આવી પહોંચ્યો. તેણે બધી તકરાર જાણ્યા બાદ પેલા જુવાનિયાને ઠપકો આપતાં કહ્યું: 'વાળ, નખ, અને કપડાં કટાવી, કટકો ઠીબ લઈને ભિક્ષા માટે ફરનાર ભિક્ષુને 'માથું-કટો' શબ્દમાં ખોટું લગાડવા જેવું શું છે?'

એ સાંભળી પેલો જુવાનિયો બોલ્યો: 'વાહ! તમે પોતાની આ ઉપાસિકાને કશો ઠપકો આપવાને બદલે મને શા માટે આ બધું સંભળાવો છો? ભિક્ષુને 'માથું-કટો' કહી સંબોધવો એ શું યોગ્ય છે?'

એટલામાં બુદ્ધ ભગવાન ત્યાં આવી પહોંચ્યા. તેમણે આ બધી તકરારનું કારણ પૂછ્યું. વિશાખાએ શરૂઆતથી માંડીને બધું કહી સંભળાવ્યું. ભગવાને વિશાખાને કહ્યું: 'મારા શિષ્યો માથાના વાળ અને નખ વગેરે કપાવીને વિચરે છે, તેટલા માટે જ તારી પૌત્રી તેમને 'માથું-કટા' કહી સંબોધે એ શું યોગ્ય છે વારુ?'

આ સાંભળી તરત પેલો જુવાન ભિક્ષુ ઊભો થઈ, હાથ જોડી બોલી ઊઠયો: 'ભગવન! આ સવાલ તમને જ બરાબર સમજાયો, મારા આ ઉપાધ્યાય કે આ ઉપાસિકા એ સવાલ સમજી જ ન શકયાં.'

પછી ભગવાને તેને પણ સંભળાવતાં કહ્યું: 'અસંયમીપણે ગમે તેમ હસ્યા કરવું એ પણ હીન ધર્મ છે; અને હીન ધર્મ કે પ્રમાદ કદી ન સેવવાં.'

આ સાંભળી પેલા જુવાન ભિક્ષુને પોતાની ભૂલ પણ સમજાઈ. તેણે કબૂલ કર્યું કે, 'પેલી છોકરીના હસવાથી હું શરૂઆતમાં હસી પડયો ન હોત, તો મને પેલી ગાળ સાંભળવી ન પડત. હું મારા ભિક્ષુધર્મને સંભાળી ન રહ્યો એટલે તે એવા શબ્દો બોલી; પરંતુ તે શબ્દો બોલવા તેને માટે યોગ્ય હતા કે નહીં તેની તકરાર માંડવા બેસવાને

બદલે, હું મારી ભૂલ સમજીને શાંત રહ્યો હોત, તો આ કશી તકરાર ન થાત.'

સાથે ઊભેલા સૌએ તેની આ સમજને વખાણી. પછી ભગવાન ભિક્ષુઓ સાથે પોતાના ઉતારા તરફ વિદાય થયા.

ગોપાલદાસ પટેલ

# અનુભવ એ જ મોટો ગુરુ

એક વખત મેં ભૂલથી લખ્યું કે, "વાળ સ્વચ્છ રાખવા હોય તો સાબુ કે સોડા વાપરો."

તરત જ એક બહેને એનો અનુભવ મોકલીને મારી આંખ ખોલી કે સાબુ કે સોડા વાપરવાથી વાળ સ્વચ્છ થતા હશે પણ એ બરછટ થઈ જાય છે અને ખરવા લાગે છે. પરંતુ જો ચીકાખાઈ વાપરવામાં આવે તો વાળ સ્વચ્છ અને સુંવાળા બન્ને બને છે. વાળને જરાય નુકસાન નથી પહોંચતું. એ બહેન મારા ગુરુ બન્યાં.

એક બીજાં બહેને કહ્યું કે અમે અરીઠાંનું પાણી વાપરીએ છીએ એથી પણ અમારા વાળ સારા રહે છે.

એક ભાઈએ કહ્યું કે વાળ સુંવાળા અને સ્વચ્છ રાખવામાં આંબળાં પણ સારું કામ આપે છે.

કાલે એક બીજા ભાઈએ કહ્યું કે લીંબુ અથવા છાશ અને કાળી સુંવાળી માટી વાપરવાથી પણ વાળ સ્વચ્છ અને સુંવાળા રહે છે.

એક મિત્રે કહ્યું કે માથાનો ખોડો કાઢવો હોય તો છાશ, મીઠું અને કાળી માટી એ ત્રણેયને ઉકાળીને વાપરી શકાય છે. લીંબુનો રસ અને મીઠું વાપરવાથી પણ ખોડો દૂર કરી શકાય છે.

એક આનંદી અને શોખીન સાધુ મળ્યા હતા એ કહેતા હતા કે વર્ષોથી મારા લાંબા વાળને સ્વચ્છ અને સુંવાળા રાખવા માટે હું કાળી, સ્વચ્છ અને સુંવાળી માટી જ વાપરું છું. શરીર સાફ રાખવામાં પણ એ ગુણકારી નીવડી છે.

બબલભાઈ મહેતા

# મલેરિયાનો પ્રતિકાર

ડામરની સફેદ જંતુનાશક ગોળીઓ જાળીવાળી નાની થેલીઓમાં ભરીને તે થેલીઓ કૂવામાં પાણીની સપાટીથી એક વાર કે વધારે ઊંચે લટકાવી જોવી. એ ગોળીઓની વાસથી મચ્છર ત્રાસે છે; અને એ વાસ તે ગંધ વિનાની હવાના કરતાં સહેજ વધારે વજનદાર હોય છે એટલે એ પાણીની સપાટી પર ધાબળાની જેમ પથરાઈ રહે છે, અને મચ્છરને પાણીમાં ઈંડાં મૂકતાં અટકાવે છે, અને છતાં પાણીને કશું નુકસાન થતું નથી કે મચ્છરો મરી જતા નથી. એ વાસ પાણીમાં ઊતરતી નથી. આમ મલેરિયાનાં જંતુ પેદા થવાનું એક સ્થાન તો ઓછે ખરચે, સહેલાઈથી અને કશું નુકસાન વેઠયા વિના બાતલ કરી શકાય એમ છે. અહીં [અમેરિકામાં] મારા બગીચામાં લોખંડની એક નાની પુલ્લી ટાંકીમાં મેં આ રીત અજમાવી તે અસરકારક નીવડી છે. મને યાદ છે કે આવી સફેદ ગોળીઓ મેં અમદાવાદના બજારમાં વેચાતી જોયેલી, એટલે તે મળી શકે છે એમ હું માની લઉં છું. ન મળતી હોય તો વાસવાળી વનસ્પતિઓમાંની કોઈક પણ મચ્છરને અકારી હોવાનું જણાઈ આવશે, ને ગોળીઓને બદલે એનો પણ ઉપયોગ કરી શકાય. આ ગોળીઓ થોડા વખતમાં ઓગળીને હવારૂપે ઊડી જાય છે, એટલે એ તરફ જોતા રહીને અવારનવાર નવી ગોળીઓ મૂકતા રહેવું પડશે.

બીજો પ્રયોગ એ છે કે ગામડાંનાં તળાવ ને નદીઓને કાંઠે પાણીની સપાટીની નજીક અમુક જળપ્રિય એવી વાસવાળી વનસ્પતિ વાવવી. મચ્છરો છીછરા પાણીમાં ઈંડાં મૂકવાનું પસંદ કરે છે, જેથી એ ઈંડાં નાની માછલીઓનું ભક્ષ થવા ન પામે. જેની વાસ મચ્છરોને અકારી હોય એવા યોગ્ય પ્રકારની વનસ્પતિઓ જો આ રીતે વાવવામાં આવે ને તેને જીવતી ને વધતી રાખવામાં આવે તો એ રીતે મલેરિયા અટકાવવાનું સંભવિત લાગે છે. મને આ બે અખતરા કરી જોવા જેવા લાગે છે. 'મિંટ' [ફુદીનો] પ્રકારની વનસ્પતિ મચ્છરોને અપ્રિય છે એ જાણીતું છે.

(રિચર્ડ ગ્રેગના એક લેખમાંથી)

# ઝાકળ અને હિમ

હવામાં ઓછોવત્તો ભેજ સદાય રહે જ છે. ઊંચા ઉષ્મામાને હવા વધારે ભેજ સંઘરી શકે છે. નીચા ઉષ્માનાને હવા ઓછો ભેજ સંઘરી શકે છે. ચોમાસામાં હવામાં ભેજનું પ્રમાણ ઘણું વધી જાય છે. શિયાળામાં સામાન્ય રીતે હવા સૂકી હોય છે. દરિયાકિનારાની હવા ભેજવાળી રહે છે. જ્યારે દરિયાથી દૂર આવેલા પ્રદેશોમાં હવા એકંદરે સૂકી હોય છે.

ઉનાળામાં ગરમીથી નદી, તળાવ, કૂવા ઇ૦ નું પાણી ગરમ થઈ ઊડી જાય છે. આ ઊડી જવું એનો અર્થ એટલો જ કે એ પાણી હવામાં સમાઈ ગયું છે. જેમ જેમ ઉષ્મામાન વધતું જાય તેમ તેમ હવા વધારે ને વધારે પાણી સમાવી શકે. રાત્રે સૂરજ આથમ્યા બાદ હવામાન ઊતરતું જાય છે. દિવસે ઉષ્મામાનને લીધે હવાએ ખૂબ ભેજ પચાવેલો. પણ રાતના ઊતરતા જતા ઉષ્મામાને હવા એ ભેજ સમાવવાની તાકાત ગુમાવી બેસે છે. તેને એ ભેજ ઓકી કાઢવો પડે છે. હવામાંથી ફેંકાઈ જતું પાણી ઘાસ ઉપર અગર ઝાડના પાંદડે પાંદડે વળગેલું સવારના જોવા મળી શકે. આ પાણીને આપણે ઝાકળ કહીએ છીએ. ઉનાળામાં વહેલી સવારે એ જોવા મળે છે. પરંતુ દિવસ ઊગ્યા બાદ ઉષ્મામાન વધતાં થોડા જ સમયમાં એ મોતીના દાણા જેવા ઝાકળબિંદુઓ ઊડી જઈ હવામાં તેનું સ્થાન મેળવી લે છે.

ઝાકળ સ્વરૂપે જમીન, ઘાસ કે પાંદડા ઉપર જમા થયેલું પાણી સવારના પહોરમાં જોવા મળે છે. પરંતુ ઠંડા પ્રદેશોમાં ઉષ્મામાન ખૂબ નીચું જતાં ઘાસ પાન અને જમીન ઉપર જમા થયેલું પાણી ઠરી જઈ તેના બરફના ચળકતા પાસા બંધાઈ રહે છે. સવારના પહોરમાં જમીન ઉપર બરફની ચાદર પાથરી હોય એવો દેખાવ થઈ રહે છે. હિમનો આ એક પ્રકાર છે. હિમ પણ એ રીતે જ પડે છે, અને વનસ્પતિમાત્રમાં ફરતો રસ થિજાવી નાખી તેમને ચિમળાવી નાખે છે. ઊંચું ઉષ્મામાન રાખી શકાય અગર તો કૃત્રિમ ઉપાયે વનસ્પતિના રસનું થિજાવાનું અટકાવી શકાય તો હિમની અસર ઓછી લાગે.

બંસીલાલ ગાંધી

# આમળાંનું શરબત

'લોકજીવન'ના વાચકોને આ અતિ ઉપયોગી સૂચના વખતસર પહોંચાડી શકાઈ હોત તો સારું થાત. છતાં આવતા વર્ષની તૈયારી રૂપે પ્રયોગ ખાતર બચેલી ઋતુનો ફાયદો ઉઠાવી લેવાની ભલામણ છે. હવે લીલાં આમળાં થોડા દિવસ જ મળી શકશે. ઘરનાં નાનાં મોટાં સૌને રોજ આમળાંના રસનું શરબત આપવું. આમળાંને ચટણીના પાટા પર વાટીને તેમાં પાણી છાંટી રસ નિચોવી લેવો ને પછી તેમાં થોડું મીઠું નાખી તેનું શરબત બનાવી પીવું.

આમળાંના ઉપયોગ તરફ જોઈએ તેવું પ્રજાનું ધ્યાન ગયું નથી. ક્યાંક ક્યાંક આમળાંનો મુરબ્બો કરવામાં આવે છે અને બહુ થોડે અંશે ચટણીમાં તે ખવાય છે. બાકી ત્રિફળારૂપે તે પેટમાં જાય છે. પણ એકંદરે તેનો ઉપયોગ જૂજ છે. તંદુરસ્તીની દૃષ્ટિએ તેનો ઉપયોગ બહોળા પ્રમાણમાં થવો જરૂરી છે. એ રીતે પૂરતા પ્રમાણમાં આમળાં ખાવાં હોય તો તેનું શરબત બનાવવું એ જ એક ધોરી માર્ગ છે. બીજી રીતે જ્યારે એક બે આમળાં રોજ ખાઈ શકાય ત્યારે શરબત મારફત ૨૦–૨૫ સહેજે ખાઈ શકાય.

વિટામિન 'સી'ની ખાણ તરીકે આમળાં સુપ્રસિદ્ધ જ છે. એ બાબતમાં એક આમળું ત્રણ નારંગીની તોલે આવે છે. પત્તીભાજી અને લીલાં શાકમાં વિટામિન 'સી' હોય છે. પણ રાંધવામાં તે નાશ પામે છે. લીંબુનો કે ફળનો રોજ કેટલા ઉપયોગ કરે છે? આમ સામાન્ય રીતે વિટામિન 'સી'ની ખોટ કાયમ રહ્યા જ કરે છે. વજન ઘટવું, ભૂખ ન લાગવી, પાંડુરોગ, ચર્મરોગ, દાંતના રોગ વગેરે અનેક રોગોના મૂળમાં વિટામિન 'સી'ની ઊણપ હોય છે. આમળાંનું શરબત એ આમજનતા માટે આ ઊણપ ભરી કાઢવાનો રામબાણ ઉપાય છે. આખી ઋતુ દરમિયાન આ શરબત રોજ પીધું હોય તો વર્ષનું ભાથું બંધાઈ ગયું સમજવું. પછી મુરબ્બાની ખટપટમાં પડવાની જરૂર નથી.

ઝવેરભાઈ પટેલ

આહાર અને પોષણ
ઝવેરભાઈ પટેલ
કિં. રૂ. ૦-૧૦-૦ ટપાલરવાનગી ૦-૨-૦

# પૂરું થતું પખવાડિયું

આવતા જાન્યુઆરી માસમાં સિલોનમાં કોલંબો ખાતે મળનારી રાષ્ટ્રસમૂહના વિદેશ મંત્રીઓની પરિષદમાં જનારા પ્રતિનિધિ મંડળની આગેવાની આપણા વડા પ્રધાન અને વિદેશમંત્રી પંડિત જવાહરલાલ નેહરુ લેશે.

મુંબઈ સરકારના મજૂર પ્રધાન શ્રી. ગુલઝારીલાલ નંદા જણાવે છે કે, મુંબઈ પ્રાંતમાં જુદાં જુદાં કારણોસર બંધ પડેલી મિલો ફરીથી ચાલુ કરાવવા માટે સરકાર જરૂરી સત્તાઓ ધારણ કરશે.

આપણા વડા પ્રધાન પંડિત જવાહરલાલ નેહરુએ ગઈ તા. ૭મીએ રાષ્ટ્રજોગું વાયુ પ્રવચન કરતાં સરકારનાં જુદાં જુદાં ખાતાંના નોકરોને કાર્યક્ષમ સેવાનો તથા કોમવાદ અને પ્રાંતવાદથી સંપૂર્ણપણે મુક્ત એવી ઉચ્ચ પ્રકારની પ્રમાણિકતાનો દાખલો બીજાઓ પર બેસાડવાની હાકલ કરી હતી.

આવતા જાન્યુઆરીની ૨૬મી તારીખથી નવી નોટો ચલણમાં મૂકવામાં આવશે. એમાં રાજાના ચિહ્નની જગ્યાએ અશોકસ્તંભનું ચિત્ર હશે.

અલગ કર્ણાટક પ્રાન્તની રચના કરવામાં કોંગ્રેસની કારોબારી સમિતિની નિષ્ફળતા સામે વિરોધ તરીકે મધ્યસ્થ તેમ જ પ્રાંતિક ધારાસભાઓમાંથી કર્ણાટકના ધારાસભ્યોએ રાજીનામાં આપ્યાં હોવાની ખબર છે.

મ૦

---

## ગાંધીજી

જુગતરામ દવે

કિં. રૂ. ૦–૭–૦ ટપાલરવાનગી ખર્ચ ૦–૨–૦

---



મુદ્રક અને પ્રકાશક : જીવણજી ડાહ્યાભાઈ દેસાઈ, નવજીવન મુદ્રણાલય, કાળુપુર, અમદાવાદ

રજિ૦ નં. બી ૫૩૬૩

# લોકજીવન

બે આના

યથા પ્રજા તથા રાજા

વર્ષ ૨ અંક ૧૦

વાર્ષિક લવાજમ: દેશમાં રૂ. ૩
છમાસિક „ „ રૂ. ૨

અમદાવાદ, ૧લી જાન્યુઆરી, ૧૯૫૦

વાર્ષિક લવાજમ: પરદેશમાં
રૂ. ૫, શિ. ૮

સંપાદકમંડળ

| | |
|---|---|
| મગનભાઈ દેસાઈ | ગોપાલદાસ પટેલ |
| વિઠ્ઠલદાસ કોઠારી | મણિભાઈ દેસાઈ (તંત્રી) |
| બબલભાઈ મહેતા | જીવણજી દેસાઈ (વ્યવસ્થાપક) |

## મારો સંદેશો

હું ક્યાં લગી તમને લખીબોલીને સમજાવ્યા કરીશ? મારા આચારમાંથી જે તમને નહીં મળે તે મારા વાચનમાંથી કદી નહીં મળે. એક અધોળ આચારની—અમલની—કિંમત એક મણ વિચારદર્શનના કરતાં ઘણી વધારે છે.

મારે કહેવાનું તો એક જ છે ના? ખાદી પહેરજો, રોજ ખંતથી કાંતજો, હરિજનને અપનાવજો, ભિન્ન ધર્મીઓના પ્રત્યે સમભાવ રાખી ઐક્ય સાધજો, દેહ-ઘરબાર જેવા દેજો પણ આત્મા જેની ના પાડે તે કદી ન કરજો. [રચનાત્મક] કાર્ય તપાસી જઈ આમાં નથી કહ્યું તે ઉમેરી તેને અનુસરશો તો તો . . . સહેજે સ્વ-રાજરૂપી ગંગા ઘેર બેઠાં આવી મળશે એ ખાતરી રાખજો.

ગાંધીજી

# બીજાની દશા જોઈને

મહાન પુરુષ નાના પ્રસંગને પણ ઊંડાણથી જુએ છે અને તેમાંથી જીવનને ઘડે એવો બોધ-પાઠ તારવે છે. આપણે સામાન્ય લોકો આપણી આસપાસ એવું કેટલુંયે જોતા હોઈએ છીએ, સાંભળતા હોઈએ છીએ, પણ એમાંથી ધડો લેવા જેવું કંઈક તારવવાની શક્તિ આપણે ગુમાવી બેઠા હોઈએ છીએ અથવા તો એને વાપરવા તરફ ઉદાસીન રહીએ છીએ. ઘણી વાર આપણને એમાંનો અર્થ સમજાય છે પણ તેને આચરણમાં મૂકી શકતા નથી.

હિમાલયના એક ઊંચા શિખર ઉપર એક સંન્યાસી રહેતા હતા. આસપાસ બધે શાંતિ હતી અને માણસોની અવરજવર પણ ત્યાં નહીં એટલે આવી શીતળ અને એકાંત જગ્યાએ તપસ્યા કરવાને એ સંન્યાસી ત્યાં રહેતા હતા.

સંન્યાસીજી દરરોજ સ્નાન કરવા ગંગાતીરે જતા. એક દિવસે તે સ્નાન કરતા હતા ત્યારે એમણે જોયું કે એક કંગાલ માતા પોતાના મૃત બાળકના શબને ગંગામાં વહેવડાવવા આવેલી હતી. તેણે દુઃખી દિલે બાળકને ગંગાના વહેણમાં તરતો મૂક્યો. પણ એ કંગાલ માતાએ એ બાળકના શરીર પર ઓઢાડેલું વસ્ત્ર કાઢી લીધું અને શબને નવસ્ત્રું જ વહેતું મૂક્યું. પછી તે રડતી-રડતી પાછી વળી.

સંન્યાસી આ જોઈને બહુ દુઃખી થયા અને વિચારવા લાગ્યા કે જે દેશમાં માતાને પોતાના વહાલા બાળકના દેહને આખરી મજલે પહોંચાડતી વખતે એના

શરીર પરનું એક કપડું પણ ખેંચી લેવું પડે એવી ભીષણ ગરીબી છે ત્યાં કેવળ પોતાના જ આત્માની ઉન્નતિ માટે હિમાલયના એક ખૂણે બેસી રહેવું એ ખરેખર નર્યો સ્વાર્થ જ છે.

ત્યાર પછી એ સંન્યાસીએ ચાર દાયકામાં ધર્મ અને સમાજની કાયાપલટ કરી નાખી. એ સંન્યાસી હતા સ્વામી દયાનંદ સરસ્વતી.

મુકુલભાઈ

## આંબાના થડ કે મૂળને ઊધઈ લાગતી હોય તો નીચેનો ઈલાજ અજમાવો

૨૦ ભાગ સોનાગેરુ
૨૦ ભાગ સાબુનું પાણી
૧ ભાગ મોરથૂથુ
૧ ભાગ દિકામાળી
૧ ભાગ એળિયો

આ ચીજોને વાટીને એનું મિશ્રણ બનાવવું. આ મિશ્રણનું પોતું જમીનથી ાા થી ૧ ફૂટ સુધી થડ ઉપર લગાવવું.

થડની આજુબાજુ ચાર છ ઇંચ ખોતરીને જમીનમાં દિવેલીનો ખોળ તથા સાબુનું પાણી રેડવાથી પણ ફાયદો થાય છે.

બબલભાઈ મહેતા

## વિવેક એટલે જ ડહાપણ

ક્યારે શું બોલવું કે શું કરવું એટલું નક્કી કરવાનો વિવેક જેનામાં આવી ગયો, તેનામાં ડહાપણનો ભંડાર આવી ગયો એમ કહીએ તો ખોટું નહીં કહેવાય.

પણ એટલો વિવેક મેળવવા માટે માણસને બહુ સાધના કરવી પડે છે.

વૃક્ષ રોપ્યા વિના કાંઈ ફળ ઓછું પાકે છે?

બબલભાઈ મહેતા

## શરમાવા જેવું

એક હરિજન પોતાના બાળકને કાંઈ ઝેરી જાનવર કરડયું છે એવો વહેમ પડવાથી બાળકને લઈને એક વહેલી સવારે આવાં ઝેર ઉતારનારને ત્યાં લઈ ગયો. છોકરાનો હાથ લઈને ઉતારનાર ભાઈએ સૂંઘ્યો. ત્યાર પછી તેમણે હરિજનને સવાલ પૂછયો કે "તું કોણ છે?" હરિજને માની લીધેલું કે ગામના જ હોઈ તેને તેઓ ઓળખતા જ હશે એટલે તેણે જવાબ આપ્યો–"હું તમારાં ખેતરે ઘણી વાર મજૂરીએ જાઉં છું તે જ . . . વણકર છું." લાગલો જ પેલા ભાઈએ છોકરાનો હાથ છોડીને આવેશમાં કહ્યું, "અલ્યા, આટલી વહેલી સવારે તેં મને નાહવાની ફરજ પાડી?" પેલો માણસ છોકરાને લઈને ચાલતો થયો. ખેડા જિલ્લામાં આગેવાન ગણાતાં ગામો પૈકી એક ગામે બનેલો આ પ્રસંગ છે.

પરીક્ષિતલાલ

## ઈશ્વર આગળ ગુનેગાર

બાલ્ટીમોર પ્રદેશમાં સીટીયાર્ડનું શહેર છે. બીજી ઑક્ટોબરે ત્યાં ગોરા અને હબસી યુવાનો વચ્ચે ભયંકર તકરાર થઈ. તકરારમાં શસ્ત્રનો પણ ઉપયોગ થયો. આખરે ૧૯ વર્ષના હબસી યુવાનનું તકરારમાં ખૂન થયું — એ તકરાર અને એ ખૂન રંગદ્વેષનું પરિણામ હતું.

બાલ્ટીમોરના ૧૦૦થી વધુ ધર્મપ્રચારકો અને નેતાઓનું અંતર આથી કકળી ઊઠયું – એ બધાએ આ ખૂન અંગે સંયુક્ત નિવેદન બહાર પાડયું:

"રંગદ્વેષની આ ભયાનક ખૂનકથા આપણા ધર્મનું મોઢું

કલંક છે. ઈશ્વર આગળ અમે બધા આ ભીષણ કૃત્ય માટે ગુનેગાર છીએ. અમે એ શહેરના વતની છીએ કે જેમાં આવા નિર્દોષ યુવકનું આ કારણે આવું કરપીણ ખૂન થઈ શકે છે. આમાં અમારી જવાબદારી રહી છે એટલા માટે અમે આ એકરાર પ્રગટ કરીએ છીએ.

"અમે આશા રાખીએ છીએ કે અમારા જેવા બીજાઓના અંતરમાં પણ આ 'ગુનો' સાલતો હશે."

હરિજનો પ્રતિ હજી પણ આવા અનેક નાનામોટા ગુના આપણે સવર્ણો કરતા જ હોઈએ છીએ. આપણી જવાબદારી આપણે સમજીશું?

દિલખુશ બ૦ દીવાનજી

## ભેજમાન

હવામાં કેટલો ભેજ રહેલો છે તેનું માપ આપણને આપણી ઇંદ્રિયો દ્વારા કંઈક અંશે મળી રહે છે. ભેજવાળી હવા અને સૂકી હવા આપણે શ્વાસ લેતામાં જ પારખી શકીએ છીએ. પણ કેટલાક ઉદ્યોગો હવામાં ચોક્કસ પ્રમાણમાં ભેજ હોય તો જ ચાલી શકે છે. આવા ઉદ્યોગોને કાયમ ચલાવવા હોય તો તેના સ્થળનું ભેજમાન સદાય એકસરખું રાખવું પડે. હવામાં કેટલો ભેજ છે તેનું ચોક્કસ માપ બતાવવા નીચેના ગુણોત્તરનો ઉપયોગ કરવામાં આવે છે. એ ગુણોત્તરનું મૂલ્ય તે ભેજમાન કહેવાય છે.

$$\text{ભેજમાન} = \frac{\text{હવામાં રહેલો ભેજ}}{\text{તેટલા જ ઉષ્મામાને વધારેમાં વધારે કેટલો ભેજ હવા સંઘરી શકે.}}$$

જુદા જુદા ઉષ્મામાને આ ગુણોત્તરનું મૂલ્ય જુદું જુદું આવશે એ સ્પષ્ટ છે હવાનો ભેજ જોવા એક સાદું સાધન નીચે પ્રમાણે બનાવી શકાય છે. એક જ જાતનાં બે ઉષ્મામાપક કે થર્મોમિટર લેવાં. તેમાંના એક થર્મોમિટરના તળિયા ફરતું ભીનું કપડું

વીંટી રાખવું. કપડું જરા લાંબું રહી પાણીમાં ઝબકોળાયેલું રહે તેમ રાખવું. તેથી તે થર્મોમિટરનું તળિયું સદાય ભીનું રહેશે.

હવામાં ભેજ ઓછો હશે ત્યારે ભીના કપડામાંથી પાણી જલદી ઊડતું જશે અને થર્મોમિટરનું તળિયું ઠંડું થતું જશે. પરિણામે તેમાં પારો નીચે આવતો જશે. સૂકા તળિયાવાળા થર્મોમિટરમાં પારો સામાન્ય ઉષ્મામાન જેટલો જ રહેવાનો. એ બે થર્મોમિટરના ઉષ્મામાનનો તફાવત તે ઉષ્મામાને કેટલો ભેજ છે તે બતાવી શકે. જેમ તફાવત વધારે તેમ હવા સૂકી. જેમ તફાવત ઓછો તેમ હવા ભેજવાળી. જુદા જુદા ઉષ્મામાને જુદા જુદા તફાવત ભેજમાન કેટલું હોય તે બતાવનારા કોઠા તૈયાર કરવામાં આવ્યા છે. એટલે તે ઉપરથી ભેજમાન નક્કી થઈ શકે. આવા ભીનાસૂકા ઉષ્મામાપક સિવાય પણ હવામાંનો ભેજ બીજી રીતે માપી શકાય છે. પણ તે રીતો બહુ સરળ નથી.

કોઈ પણ કારખાનામાં અનુકૂળ ભેજમાન ઉત્પન્ન કરવા ક્વચિત્ પાણી અને હવાના ફુવારા છોડવાની જરૂર પડે છે. સૂકી હવામાં તેમ કરવું પડે. ભેજવાળી હવામાં તેથી ઊલટું પણ કરવું પડે. કારખાનામાંની હવાનો ભેજ ચૂસી લે તેવા પદાર્થો પણ મૂકવા પડે.

બંસીલાલ ગાંધી

# મહામોંઘો વારસો

બાપુને આ અનાથ સૃષ્ટિની સેવા કરવી હતી. તેમને સમજાયું કે એવી સેવા શરીરબળથી કે શસ્ત્રબળથી ન થઈ શકે; તેને માટે આધ્યાત્મિક બળ જ કામ આવે. દાખલા તરીકે એક વૃદ્ધને, એક અબળા સ્ત્રીને, એક દરિદ્ર ભંગીને કે એક નાના બાળકને પોતાના હકની રક્ષા કરવી હોય તો તે શું હથિયારથી કરી શકે! આથી તેઓ અહિંસા પર આવ્યા ને તેમણે પ્રજાના હાથમાં સત્યાગ્રહનું એવું શસ્ત્ર આપ્યું જે કોઈ તેની પાસેથી ઝૂંટવી શકે એમ નથી. તેમનો આ સત્યાગ્રહ કોઈ ગૂઢ કે અભાવાત્મક વસ્તુ નથી. પરંતુ ભૌતિક દુનિયાની કોલસો કે વીજળી જેવી કાયાપલટ કરવાની શક્તિવાળી વસ્તુ છે.

હોલસાથી આપણે રોશની કરી શકીએ, રેલગાડી અને જહાજો ચલાવી શકીએ, ધાતુઓ ગાળીએ. તેમણે સિદ્ધ કરી બતાવ્યું કે આવાં કે આથીયે મોટાં પરિણામો જગતમાં અહિંસાની શક્તિથી નિપજાવી શકાય. આ એક મહામોંઘો વારસો ગાંધીજી આપણને આપી ગયા છે. આ શક્તિથી આપણે દોઢસો વર્ષથી ચાલતી આવેલી ગુલામીમાંથી મુક્તિ મેળવી, અને એવું કામ કરી બતાવ્યું જે તોપબંદૂકથી ન થઈ શકત.

આપણું યુદ્ધ અહિંસાત્મક હતું તેથી તેમાં સ્ત્રીઓ ને બાળકોએ પૂરેપૂરો ભાગ લીધો. પરિણામ એ આવ્યું કે વિલાયતમાં સ્ત્રીઓ પચાસ વર્ષ સુધી ચળવળ ચલાવી મતાધિકાર પ્રાપ્ત કરી શકી તે અહીંની સ્ત્રીઓએ જોતજોતામાં મેળવ્યો. હિંદુસ્તાનની હજારો વર્ષની પુરાણી અસ્પૃશ્યતાની રૂઢિ આજે ગેરકાયદે ગણાઈ છે એ અહિંસાનો ચમત્કાર. એ જ ચમત્કાર વડે ચાર કરોડ મુસલમાનો હિંદુસ્તાનમાં સમાન હકથી જરાયે ડર વિના સુખશાંતિથી રહી શક્યા.

આપણે આ શક્તિને વિસારી દઈશું તો સમજી લઈએ કે જગતમાં આપણે આપણી વિશેષતા પણ ખોઈ બેસીશું અને જે વસ્તુ વડે હિંદુસ્તાનનું નામ ઉજ્જ્વળ બન્યું તેને બગાડી મૂકીશું. ખાંડ પોતાનું ગળપણ જ છોડી દે તો પછી તે કામની શું?

વળી, આપણને ગાંધીજીએ આપેલી આ સંપત્તિના અધિકારી બનવું હોય તો તેના અસલ પાયાને આપણે વળગી રહેવું જોઈએ. એ પાયો તેમનો બતાવેલો વીસસૂત્રી રચનાત્મક કાર્યક્રમ છે; ખાદી, ગ્રામોદ્યોગ વગેરે છે. આ નાની નાની વસ્તુઓ એક ભંગીની ઝૂંપડીમાં ને એક અબળા સ્ત્રીના પાલવમાં સમાઈ શકે એવી છે. તેને તે સમજી શકે એવી છે; હસ્તગત કરી શકે એવી છે. મોટાં મોટાં યંત્રો, કારખાનાં, ગૂઢ ફિલસૂફીની વાતો એ બધી વાતો તેમની શક્તિ બહારની છે.

('હરિજનબંધુ'માંથી) પ્યારેલાલ

**મનના ગુલામ થવા જેવું અધમ પાપ નથી.**

# સૌની ફરજ

[અમદાવાદ મિલમજૂર મહાજનના તા. ૪–૧૨–'૪૯ને રોજ ૩૨મા વાર્ષિકોત્સવ પ્રસંગે મોકલેલા સંદેશામાંથી.]

મજૂરે પોતાની મહેનતનું મહત્ત્વ સમજવાનું છે અને તેને પોતાના કારખાનામાં પૂરેપૂરી રેડવાની છે, તથા એમ કરીને કાયદાથી ગણાતા માલિકને કેવળ મિલકતના વહીવટદાર ટ્રસ્ટી બનાવવાના છે.

આમાં વહીવટદાર ટ્રસ્ટી પ્રત્યે દ્વેષની વાત નથી. એમાં એનું અહિત પણ નથી. કારણ કે છેવટે તો મજૂરો પણ કારખાનાના ટ્રસ્ટીઓ જ છે. સાચો માલિક તો આખરે ભગવાન જ છે. કારણ કે આ સર્વ જગત તેનું છે. એમાં જે કાંઈ પણ નાનીમોટી વસ્તુ છે તે એની જ છે. એ સૌએ સંભાળથી વાપરી, વધારી તેનો લાભ જગતને આપવાનો છે. કોઈને તેને બગાડવા, નાશ કરવા, વેડફી નાખવાનો હક નથી. એમાંથી વાજબી કરતાં વધારે લેવાનો હક નથી. જેને એની જરૂર છે, એના વિના હેરાન થાય છે, તેને એ પહોંચાડવાની સૌની ફરજ છે. જે એમ નથી કરતો, જે મહેનત વિના એમાંથી લેવા માગે છે, વાજબી કરતાં વધારે લેવા માગે છે, બીજાને પહોંચાડવામાં ગેરવાજબી લાભો લે છે, અને દમલો ઊભી કરે છે તે ચોર છે. ભલે દેશના કાયદામાં એ ચોર ગણાય કે ન ગણાય.

આવી ચોરી પૈસાદારને હાથે જ થાય છે, ગરીબ નથી કરતા એમ પણ નહીં. ભગવાનના ચોરીના કાયદામાંથી આપણામાંથી ઘણા થોડા છૂટી શકીએ એવી આજે તો સ્થિતિ છે. એમાંથી આપણે છૂટવાનો પ્રયત્ન કરવાનો છે. આળસ છોડી શ્રમ વધારવો એ અસ્તેય — અચોરીનું પહેલું પગથિયું છે.

માટે આજે તો દરેક સમજુ માણસની ફરજ છે કે મજૂર હોય કે વચલો વેપારી હોય સૌ દેશનું ધન વધારી તેને પ્રજાના ઉપયોગ માટે પ્રામાણિકપણે પહોંચાડવામાં ફાળો આપે, વાજબી મહેનતાણાથી જ સંતોષ માને, અને વધારાનો લાભ દેશને અર્પણ કરે.

કિશોરલાલ મશરૂવાળા

# હિંદનો મૂળભૂત સવાલ

['હરિજનબંધુ'માં પ્રગટ થયેલા શ્રી વિનોબાના એક વ્યાખ્યાનમાંથી.]

હિંદુસ્તાનમાં આખરે કોઈ સવાલ હોય તો તે ગરીબીનો છે એ વાત આપણે બરાબર સમજી લેવી જોઈએ. અને આ દેશની પેદાશ વધ્યા વિના એનો ઉકેલ નથી એ પણ આપણે જાણી લેવું જોઈએ. હું તો એક એથીયે એક ડગલું આગળ વધીને કહું છું કે માત્ર પેદાશ વધારવાથીયે આ સવાલનો ઉકેલ નીકળવાનો નથી; એ પેદાશ કેવી રીતે મેળવવામાં આવે છે તે વાત પર આ સવાલના ઉકેલનો બધો આધાર છે. મતલબ કે આજે સમાજમાં જે બે ભાગ પડી ગયા છે તે કાયમ રહેશે તો પેદાશમાં ગમે તેટલો વધારો થવા છતાં આપણા (ગરીબીના) સવાલનો ઉકેલ આવવાનો નથી અને દુખિયાંનું દુઃખ દૂર થવાનું નથી. હજી તો આ દેશમાં બે જ ભાગલા પડયા છે. કેટલાક લોકો વધારે કામ કરે છે, એમને એ લાચારીથી કરવું પડે છે અને છતાં એમને ખાવાપીવાનું પૂરતું મળતું નથી. એથી ઊલટું, બીજા લોકો થોડીઘણી સેવા કરતા હશે ખરા તોયે જેને પેદાશનું કામ કહેવાય તેવા કામમાં તે લોકો પડેલા ન કહેવાય. વાત એટલી જ નથી; એ લોકોને નવી પેદાશનું કામ કરવાનો તિરસ્કાર છે. જાતમહેનત અને મહેનત-મજૂરીના કામને એ લોકો હલકું કામ માને છે, અને તે એટલે સુધી કે સમાજમાં જે કામો કર્યા વિના ચાલે નહીં એવાં સારામાં સારાં કામો કરનારને આપણે નીચ ગણીએ છીએ. આ જ કારણે હિંદુસ્તાન નીચે પડયું છે. કારીગરોને આપણે નીચા ગણ્યા, મજૂરોને આપણે હલકા ગણ્યા, ખેડૂતોને આપણે નીચા માન્યા અને જે કામ કરતા નથી, મહેનતમજૂરી કરતા નથી તેમને આપણે ઊંચા માન્યા!

આમ હિંદુસ્તાનમાં સમાજમાં બે વર્ગ પડી ગયા. ખાવાને તો બન્ને વર્ગને જોઈએ છે પણ ખાવાનું પેદા કરવાનું કામ કરવાનો બોજો નીચલા દરજ્જાના લોકો પર પડે છે. એથી બન્ને વર્ગનું જીવન ક્ષીણ થતું જાય છે. એકને ખાવાનું મળતું નથી ને બીજાને ભૂખ જ લાગતી નથી. આમ બન્ને વર્ગો નકામા બનતા જાય છે. પરંતુ ઈશ્વરની યોજનામાં

નહોતું. તેણે બધાયને હાથપગ આપ્યા; દરેકને મગજ અથવા બુદ્ધિ આપી. ઈશ્વરનો ઇરાદો એવો હોત કે કેટલાક લોકો માત્ર કામ કરે અને કેટલાક માત્ર મગજથી વિચારવાનું કામ કરે તો તે એ થોડા લોકોને રાહુની જેમ માત્ર માથું આપત અને બાકીનાને કેતુની જેમ માત્ર ધડ આપત. પણ તેણે એમ નથી કર્યું. તેણે દરેકને મગજ આપ્યું ને દરેકને હાથપગ આપ્યા. તેણે હરેકને પેટ આપ્યું ને હરેકને ભૂખ આપી. એનો અર્થ એટલો જ થાય કે દરેક જણને મગજનું કામ પણ મળવું જોઈએ અને હરેક જણના શરીરને કસરત પણ મળવી જોઈએ; પેદાશનું કામ હરેક જણે કરવું જોઈએ.

જુવાનોને મારું કહેવું છે કે તમારે ઇન્કિલાબ એટલે કે ક્રાન્તિ જોઈતી હોય તો ઊઠો ને કામ કરવામાં લાગી જાઓ અને સૌ કોઈને બતાવી આપો કે કામ કરવું એ ભગવાનની પૂજા છે, કામ કરવું એ દેશની સેવા છે અને કામ કર્યા વગર ખાવું એ પાપ છે. ગીતામાં ભગવાને દર્શાવ્યું છે કે જે શરીર વડે મજૂરી કર્યા વગર ખાય છે તે ચોરીનું અન્ન ખાય છે. એમણે એ રીતે આપણને ભારી શાપ આપ્યો છે અને એ શાપની અસર તળે આવેલું આપણું જીવન હોવાથી આપણે દુઃખી છીએ. આથી આ ભેદ મટાડવો જ જોઈએ. પણ પ્રોફેસર અને વિદ્યાર્થી, ન્યાયાધીશ અને વકીલ, વેપારીઓ અને ભણેલાગણેલા સૌ જુઓ બધી વાતો સમજે અને પોતાના દેશનું કલ્યાણ કરવા ઇચ્છે છે તે પોતાને હાથે કંઈ ને કંઈ કામ કરે. પોતાનાં ઘરોમાં દળવાને ઘંટી ફેરવે, સૂતર કાંતે અને કંઈ ને કંઈ પેદાશ કરે તો જ આ ભેદ મટી શકે.

આપણામાંનો એકએક માણસ દેશના કોઈ ને કોઈ કામમાં લાગી જાય ને કોઈ પણ પ્રકારની મજૂરી કરવા મંડે તો આપણાં મગજ પણ ચોખ્ખાં થશે. આ વાત હું મારા પોતાના અનુભવ પરથી કહું છું. કલાકો સુધી મેં હાથ વડે કામ કર્યું છે. પરંતુ એથી મારું મગજ હમેશ તાજું રહ્યું છે; મારી વિચાર કરવાની શક્તિ ઘટી નથી પણ ઊલટી વધી છે. વધારામાં હું ચોક્કસ માનું છું કે હાથ વડે મેં જે કામ કરેલું તે ન કર્યું હોત અને ખાલી વિચાર જ કર્યા હોત તો મને વિચાર કરવાની સાચી રીત ન

. સુઝત અને આજે જેવા ચોખ્ખા તેમ જ સ્પષ્ટ વિચાર હું કરી શકું છું તે ન કરી શકત. ન્યાયાધીશ રોજ કલાક દોઢ કલાક કંઈ ને કંઈ પેદાશનું કામ કરશે, કોદાળીથી જમીન ખોદશે, લાકડાં ફાડશે, ઘંટી પર દળશે અથવા રેંટિયાથી સૂતર કાંતશે અને પછી બાકીના વખતમાં ચુકાદા આપશે તો તેના ચુકાદા સાચા નીવડશે. પછી પોતાના કામમાં તેનું મગજ બરાબર ચાલશે. આ રીતે ચાલવાથી આપણા મગજને કદી થાક લાગતો નથી. અને જે આરામ મળવો જોઈએ તે મજૂરીના કામમાંથી મળી રહે છે. અને આ અનુભવની વાત છે.

## આપણી ભાષાઓ

આપણા દેશમાં અનેક ભાષાઓ છે. તેમાં મુખ્ય નીચેની છે —

૧. આસામી — આસામ પ્રાંતમાં તે બોલાય છે.

૨. બંગાળી — પૂર્વ પશ્ચિમ બેઉ બંગાળ પ્રાંતમાં તે બોલાય છે.

૩. કન્નડ કે કાનડી — કર્ણાટક તથા મૈસૂર રાજ્યમાં તે બોલાય છે.

૪. ગુજરાતી — આપણી ભાષા.

૫. હિંદી — મુખ્યત્વે યુક્ત પ્રાંતમાં બોલાય છે.

૬. કાશ્મીરી — કાશ્મીરમાં તે બોલાય છે.

૭. મલયાલમ — છેક દક્ષિણમાં કન્યાકુમારી સુધીના કોચીન ત્રાવણકોર કે કેરળ કહેવાતા પ્રાંતમાં તે બોલાય છે.

૮. મરાઠી — મહારાષ્ટ્ર, વરાડ અને નાગપુર સુધી તે ભાષા બોલાય છે.

૯. ઊડિયા — જગન્નાથપુરીના ઓરિસા પ્રાંતની ભાષા.

૧૦. પંજાબી — પૂર્વ પશ્ચિમ બેઉ પંજાબમાં બોલાતી ભાષા.

૧૧. તામિલ — મદ્રાસથી કન્યાકુમારી કે રામેશ્વર સુધી બોલાતી દક્ષિણની એક ભાષા.

૧૨. તેલુગુ — આંધ્ર દેશની ભાષા.

૧૩. ઉર્દૂ — યુક્ત પ્રાંત, દિલ્હી તથા પંજાબના પ્રદેશમાં બોલાતી હિંદી ભાષાને મળતી ભાષા.

૧૪. સિંધી — સિંધ પ્રાંતની ભાષા. આ પ્રાંત હવે પાકિસ્તાનમાં ગયો છે. છતાં સિંધી બો

લાખો લોકો મુંબઈ પ્રાંતમાં આવ્યા છે.

આ બધી ભાષાઓ કરોડો લોકો બોલે છે. સેંકડો વરસોથી તે ચાલે છે. દરેકમાં અનેક ગ્રંથો લખાયા છે. તે ભાષા બોલનારા લોકોમાંથી અનેક દેશસેવકો, સાધુસંતો, અને વિદ્વાનો પાક્યા છે. કોઈ પણ પ્રજા તેમને માટે મગરૂરી ધરાવે, એવી જબરી ભાષાઓ એ છે.

પણ, અંગ્રેજોના રાજ્યમાં એ ભાષાઓની દુર્દશા થઈ હતી. તે બધી ઉપર અંગ્રેજી ભાષા મોટી રાણી થઈને બેસી ગઈ. તેથી કરીને એ ભાષાઓ કુદરતી ખીલી ન શકી. છતાં, આપણે લોકો પ્રાચીન પ્રજા છીએ; તેથી અંગ્રેજીમાંથી પણ ભાથું ભરીને આપણી ભાષાઓને ખીલવવા બને તેટલી કોશિશ કરી. એથી કરીને આડકતરો થોડો લાભ થયો એની ના ન કહેવાય. પણ એકંદરે જોતાં અંગ્રેજી ભાષાનું ભારણ આપણી ભાષાઓને દાબનારું ખરું.

આ તો એક વાત. પણ એનાથી ખરાબ વાત બીજી થઈ. આપણા ઉપર બરોબર રાજ્ય કરવાને માટે અંગ્રેજોએ આપણી ભાષાઓ, ધર્મો, રીતરિવાજો, બધું તપાસ્યું. એ બધાનો એમણે ખૂબ અભ્યાસ કર્યો. આ એક સારી વાત થઈ. પણ એમનો મૂળ હેતુ ચોખ્ખો નહીં હોવાથી, દૂધમાં ટીપું ઝેર પડવા જેવું થયું. તેઓ આપણા ઉપરનું તેમનું રાજ્ય અમર તપે એની જોગવાઈ કરવા માટે આ અભ્યાસનો ખપ લેવા લાગ્યા. એટલે એમણે એવું કહેવાનું શરૂ કર્યું કે, હિંદી લોકો તો એક પ્રજા નથી; જુઓ તેમની ભાષાઓ કેટલી! ધર્મો કેટલા! રિવાજો કેવા! અને આમ વારંવાર તેઓ કહેવા લાગ્યા; અને જે તે રીતે તેઓ આમ જ ઠસાવવા મંડયા. પરિણામે, બ્રાહ્મણ અને પેલા ત્રણ ઠગો જેવા આપણા ઘાટ થયા. આપણે પણ એમ માનતા થઈ ગયા!

પરંતુ, એ બધું પેલી વાતના જેવી ઠગવિદ્યા જ હતી. આપણી ભાષાઓ એકમેકમાં ખૂબ મળતી આવે છે. સંસ્કૃત ભાષા એ બધી ભાષાની માળામાં સૂત્ર જેવી છે. બધી ભાષાઓ પોતાનો ભંડાર ભર્યો રાખવા માટે સંસ્કૃત, ફારસી, અરબી, અંગ્રેજી વગેરે પાસેથી જોઈએ તેટલું ધન લે છે અને પોતામાં પચાવી લઈને પુષ્ટ થાય છે. આ બધું

આપણે એ ભાષાઓ ભણીએ તો તરત જણાય. પણ અંગ્રેજી શિક્ષણ એ ભાષાઓના ભણતરને માટે જગા રાખતું નહીં. હવે સ્વરાજ આવ્યું છે, એટલે આ અભ્યાસ શરૂ થશે. બધા પ્રાંતોના લોકો એકબીજાને ત્યાં જશે આવશે ને અરસપરસ ભાષાઓમાં વાત કરશે. ભાષાઓનું શિક્ષણ વિદ્યાપીઠોમાં પણ ચાલશે. તેથી એકબીજાના વિચારો, સાહિત્ય વગેરે જાણીશું. આમ થશે એટલે આપણે સૌ એક પ્રજા છીએ અને આપણું વતન એક જ છે, એ ભાવ ચોખ્ખો દેખાશે. બોલી તો બાર ગાઉએ બદલાય, એમ આપણે કહીએ છીએ. પણ તેથી કાંઈ આપણે લોકો નથી બદલાઈ જતા. આપણે એક દેશના છીએ, એ અનુભવવા માટે આપણી ભાષાઓ જાણવી જોઈએ.

૨૬-૧૨-'૪૯ મગનભાઈ દેસાઈ

## મશીનની સગવડ કે અગવડ?

હાલમાં થોડી જમીનવાળા ખેડૂતો પણ પોતાના કૂવા ઉપર એંજિન મુકાવવાનો પ્રયત્ન કરે છે. મશીનમાં પૈસા રોકે છે અને છેવટે થાકીને મશીન અડધી કિંમતે વેચી મારે છે. વધારે જલદીથી કામ કરવાના મોહમાં તણાઈને મશીન પાછળ ઘસડાય છે પણ તેનો ગેરલાભ થોડા જ વખતમાં તેને જણાઈ આવે છે. અનુભવે તેને મશીનમાં સગવડ કરતાં અગવડ વધુ જણાય છે કારણ કે—

૧. છેલ્લાં થોડાં વરસ કાઠાં આવવાથી કૂવાઓમાં પૂરતું પાણી હોતું નથી એટલે એંજિનથી પાણી ખેંચવાથી તરત તળિયું દેખાવા માંડે છે.

૨. થોડો વખત એંજિન ચલાવીને પાણીના અભાવે બંધ કરવું પડે તો એ જ પાણી કોસથી ખેંચીને પાવાથી વિશેષ લાભ આપે છે. મશીનથી ખેંચેલું પાણી વરસાદના ઝાપટાની માફક થોડા વખતમાં જમીનને તરબોળ કરી મૂકે છે ત્યારે કોસનું પાણી ધીમે ધીમે જમીનમાં પચે છે.

૩. એંજિનનું તેલ ગામમાં પાકતું નથી એટલે તે મેળવવા સરકારી ઑફિસોમાં ધક્કા ખાવા પડે છે અને

તે ક્યારે મળતું અટકી જશે તેનો વિશ્વાસ પડતો નથી.

૪. એંજિનનો કોઈ ભાગ બગડે એટલે ગામનો સુથાર લુહાર સુધારી શકતો નથી એટલે તેને સુધરાવવા શહેરમાં દોડવું પડે છે અને નાના ભાગ માટે પણ મનમાન્યા પૈસા આપવા પડે છે.

૫. એંજિન આવતાં છતાં બળદનું ખર્ચ તો ઊભું જ રહે છે અને બળદને બદલામાં બીજું કામ આપી શકાતું નથી.

આવાં વિવિધ કારણોને લીધે નાના ખેડૂતને માટે એંજિન ખરીદવું એ ધોળો હાથી બાંધવા બરાબર છે. જેની પાસે ભરપટ્ટે વિશાળ જમીન હોય, પાતાળ ફોડીને ખૂબ પાણી મેળવ્યું હોય અને જે કામને બળદ પહોંચી શકે તેમ ન હોય તેઓ એંજિન વસાવે તો જુદી વાત છે. પણ એક બળદજોડથી ખેતી કરનાર ખેડૂત મર્યાદિત પાણીના કૂવા ઉપર એંજિન મૂકે તેથી તેને કાંઈ લાભ થતો નથી. ઊલટો ખોટા નુકસાનમાં ઊતરે છે. તેના કોસ અને બળદ એ જ તેને માટે અનુકૂળ છે. વધુ જમીનોવાળા અને વધુ પાણીની સગવડવાળા પણ ઝડપનો ખ્યાલ ઓછો કરીને વધુ કૂવા અને વધુ બળદજોડા અને વધુ માણસો રાખીને કામ કરાવે તો વધુ લોકોને રોજી મળે અને એંજિનની કડાકૂટ અને અસ્થિરતામાંથી બચે. બળદના છાણ-મૂતરમાંથી જમીનને વધારે ખાતર મળે અને તેલ-એંજિનના પૈસા પરદેશ મોકલવાના ઓછા થાય.

વિઠ્ઠલદાસ કોઠારી

## ભાઈભાઈનો ઝઘડો

શાક્યવંશી ક્ષત્રિયો અને કોલિયવંશી ક્ષત્રિયો ભાઈ ભાઈ થાય. તેઓ રોહિણી નદીને સામસામે કાંઠે આવેલાં બે ગામમાં રહે. શાક્યો કપિલવસ્તુ ગામમાં, અને કોલિયો કોલિયગામમાં.

બંનેએ મળીને રોહિણી નદીના નાના પ્રવાહને બંધ વડે બાંધી લીધો હતો; અને પછી તે પાણી વડે તે લોકો પોતપોતાનાં ખેતરોમાં ડાંગરની ખેતી કરતા.

જેઠ મહિનો આવ્યો, તે વખતે રોપ કરમાવા માંડયા. એટલે બંને

ગામનાં ખેતરોમાં કામ કરતા મજૂરો ભેગા થયા. કોલિયગામવાળા બોલ્યા: "આ પાણી જો બંને બાજુનાં ખેતરોમાં વાળીશું તો નહીં તમને પૂરતું થાય; અને નહીં અમને પૂરતું થાય. અમારો પાક તો એક પાણીથી જ તયાર થઈ જાય તેવો છે; એટલે પાણી અમને વાળી લેવા દો."

જવાબમાં સામાવાળા બોલ્યા: "તમે તમારા કોઠાર ભરી લો, એટલે પછી અમે અમારાં ઘરેણાંગાંઠાં, અને પૈસાટકા લઈ, હાથમાં થેલા-ટોપલા સાથે તમારે ઘરબારણે રઝળતા થઈએ કેમ! અમારો પાક પણ એક જ પાણીથી તૈયાર થાય તેવો છે, એટલે આ પાણી અમને જ લેવા દો!"

"ના, એ નહીં બને! અમે નહીં લેવા દઈએ!"

"અમે પણ નહીં લેવા દઈએ!"

એવી બોલાબોલમાંથી એક ઊઠી સામાને તમાચો લગાવી દીધો. પેલાએ પણ સામો દીધો. એમાંથી વાત વધી, અને પછી તો એકબીજાના કુળના ગોટાળાઓનો ગંદવાડ સામસામો ફેંકતા તેઓ ઝઘડવા લાગ્યા.

એમ થોડું વઢી-ઝઘડી તેઓ પોતપોતાના માલિકો પાસે ફરિયાદ કરતા દોડ્યા. માલિકો પણ તે સાંભળી હથિયાર લઈ નીકળી આવ્યા અને નદી આગળ ભેગા થયા.

"આવી જાઓ, જોઈએ તો ખરા તમો આવાઆવાનું જોર!"

"આવી જાઓ, અમે પણ જોઈએ તમો પણ તેવા-તેવાનું જોર!"

થોડી વારમાં તલવારો ખેંચાઈ હોત અને સામસામી લોહી રેડાયું હોત. પરંતુ તેવામાં તેઓની વચ્ચે પડીને એક જણ બોલ્યો:

"ભાઈઓ જરા સાંભળો! આ પાણીની કિંમત શી ગણો છો?"

"પાણીની વળી શી કિંમત! બહુ તો આ ફસલ જેટલી બગડે તેટલી!"

"હવે, એક ક્ષત્રિયવંશી માણસની કિંમત શી ગણો છો?"

"ક્ષત્રિયની તે વળી કિંમત ગણાય! તે તો અમૂલ્ય કહેવાય."

"તો પછી, ભાઈઓ, થોડીક ડાંગર જેટલી કિંમતના પાણી માટે તમે ક્ષત્રિય ભાઈ-ભાઈ સેંકડો સંખ્યામાં

કપાઈ મરવા તૈયાર થયા છો, એમાં શું ડહાપણ છે?"

કોઈ પક્ષવાળા આ સવાલનો જવાબ આપી શકયા નહીં. પછી ઠંડા પડી, ઝઘડાનો સમજપૂર્વક નિવેડો લાવી, સૌ એકબીજાને ભેટી, પોતપોતાને ઘેર ગયા.

આ ઝઘડો અટકાવવા વચ્ચે પડનાર તે પુરુષ હતા, જેમને આપણે બુદ્ધ ભગવાનના નામથી ઓળખીએ છીએ.

ગોપાલદાસ પટેલ

# પૂરું થતું પખવાડિયું

ન્યૂઝીલૅન્ડ તથા ઑસ્ટ્રેલિયામાં તાજેતરમાં થયેલી સામાન્ય ચૂંટણીમાં મજૂર પક્ષનો પરાજય થયો છે. બંને દેશોમાં આ અગાઉ મજૂરપક્ષ સત્તા પર હતો.

ઇન્ડોનેશિયાના પ્રજાસત્તાકના પહેલા પ્રમુખ તરીકે ડૉ. સોકાર્નોને ચૂંટી કાઢવામાં આવ્યા છે.

હિંદના પ્રજાસત્તકના પ્રથમ પ્રમુખની ચૂંટણી બંધારણ સભા જાન્યુઆરીની ૨૪મી તારીખે કરશે.

ગઈ તા. ૨૪મીએ કલકત્તા ખાતે ડૉ. ખરેને પ્રમુખપદે હિંદુ મહાસભાનું અધિવેશન મળ્યું હતું.

પાકિસ્તાને હિંદના નાગરિકોએ ખરીદેલા શણનો મોટો જથો, તેનાં નાણાં ચૂકવી દેવામાં આવ્યાં હોવા છતાં જાણીબૂઝીને અટકાવી રાખ્યો હોવાથી હિંદે પાકિસ્તાન ખાતે કોલસા મોકલવાનું અત્યારપૂરતું મોકૂફ રાખ્યું છે.

મ૦

---

વિષયસૂચિ પૃષ્ઠ



મુદ્રક અને પ્રકાશક: જીવણજી ડાહ્યાભાઈ દેસાઈ, નવજીવન મુદ્રણાલય, કાળુપુર, અમદાવાદ




# લોકજીવન

યથા પ્રજા તથા રાજા


વર્ષ ૨

વાર્ષિક લવાજમ: દેશમાં રૂ. ૩
છમાસિક ,, ,, રૂ. ૨
અમદાવાદ, ૧૫મી જાન્યુઆરી, ૧૯૫૦
વાર્ષિક લવાજમ: પરદેશમાં રૂ. ૫, શિ. ૮



સંપાદકમંડળ

મગનભાઈ દેસાઈ — ગોપાળદાસ પટેલ
વિઠ્ઠલદાસ કોઠારી — મણિભાઈ દેસાઈ (તંત્રી)
બબલભાઈ મહેતા — જીવણજી દેસાઈ (વ્યવસ્થાપક)


## સ્વતંત્ર ભારત

હું જે બંધારણને માટે પ્રયત્ન કરીશ તે હિંદુસ્તાનને ગુલામી અને આશ્રિત દશામાત્રમાંથી છોડવનારું, અને તેને જરૂર પડયે પાપ કરવાનો હક આપનારું હશે. મારો પ્રયત્ન એવા ભારતવર્ષને માટે હશે, જે ભારતવર્ષમાં પ્રજાના વર્ગોમાં ઊંચાનીચાનો ભેદ નહીં હોય, જે ભારતવર્ષમાં તમામ કોમો હળીમળીને રહેતી હશે. એવા ભારતવર્ષમાં અસ્પૃશ્યતાના પાપને અથવા કેફી પીણાં અને પદાર્થોને સ્થાન હોઈ જ નહીં શકે. સ્ત્રીઓ પુરુષોના જેટલા જ હક ભોગવશે. આપણે બાકીની આખી દુનિયા સાથે શાંતિથી રહેતા હોઈશું અને કોઈને લૂંટતા કે કોઈથી લૂંટાતા નહીં હોઈએ એટલે આપણે નાનામાં નાનું લશ્કર રાખવું પડશે. મૂંગાં કરોડોના હિતના વિરોધી નહીં હોય એવા તમામ દેશી કે વિદેશી હિત-

સંબંધો ચીવટપૂર્વક જાળવવામાં આવશે. આ મારા સ્વપ્નનું ભારતવર્ષ છે. . . . હું આથી જરાયે ઓછાથી સંતોષ નહીં પામું.

ગાંધીજી

# આપણી વિદ્યાપીઠોનું કાર્ય

ડૉક્ટર જોન ટાઈજરે અને ડૉક્ટર મોરેગોન અમેરિકાના પ્રસિદ્ધ કેળવણીકારો છે. થોડા વખત પહેલાં તેઓ હિંદુસ્તાનની શિક્ષણપ્રવૃત્તિઓના અભ્યાસ માટે અને રાધાકૃષ્ણન યુનિવર્સિટી કમિશનને મદદ કરવા આવેલા. અમેરિકા જઈ એમણે પોતાના કાર્યનું નિવેદન કર્યું :

"અમે ૨૨ વિદ્યાપીઠોની મુલાકાત લીધી. અમને જણાયું કે આ બધી જ વિદ્યાપીઠો બ્રિટિશ (હવે સ્વાધીન ભારતના) રાજ્યતંત્રના અમલદારોને તૈયાર કરવામાં મુખ્યતઃ રોકાયેલી રહે છે. આ બરાબર નથી. અમારી ભલામણ છે કે આમાં ભારે પરિવર્તન થવાની જરૂર છે. હિંદની વિદ્યાપીઠોનું કામ હિન્દના યુવકોને એમના દેશમાં પડેલી જમીન અને બીજી સુષુપ્ત શક્તિઓને સમૃદ્ધ કરવાની તાલીમ આપવાનું હોવું જોઈએ. સ્વદેશના ઉદ્યોગોની ખિલવણી મુખ્ય વસ્તુ છે.

૧૫૦૦ વર્ષ પહેલાંની ભારતની વિદ્યાપીઠો આજની વિદ્યાપીઠો કરતાં ઘણી બાબતમાં ચડિયાતી હતી. પાંચમા સૈકામાં તત્ત્વજ્ઞાનીઓ અને વિદ્વાનો એ વિદ્યાપીઠોમાં અધ્યાપનનું કામ કરવા વહેંચાતા હતા. તે સૈકામાં બુદ્ધ ધર્મ પ્રવર્તકોની નાલંદા વિદ્યાપીઠ હતી. એમાં ૮૫૦૦ વિદ્યાર્થીઓ અને ૧૫૦૦ અધ્યાપકો હતા. અમેરિકાની આજની વિદ્યાપીઠો કરતાં પણ અધ્યાપક વિદ્યાર્થીનું આ પ્રમાણ વધુ સારું હતું."

દિલખુશ બ૦ દીવાનજી

# સ્વમાન સાચવો

ઉનાળાના દિવસો હતા. એક હરિજન વિદ્યાર્થી શાળામાં રજા પડવાથી શહેર છોડી ગામડામાં પોતાને વતન ગયો. ગામમાં ફરતાં કોઈ એક ગૃહસ્થે તેને પડકાર્યો અને તેનો જૂનો જોડો લઈ તેના (છોકરાના) બાપ પાસે સંધાવવા હુકમ કર્યો. છોકરાએ ઠંડે પેટે જવાબ આપ્યો કે જો જોડો સંધાવવો હોય તો તેણે ઘેર મોકલી આપવો જોઈએ. પેલા ગૃહસ્થને આ જવાબ નવી જાતનો લાગ્યો અને ક્રોધથી એ છોકરાને મારવા માંડ્યો અને મારતા મારતા એ છોકરાને તેના વાસ સુધી તેને ઘેર લઈ ગયા. પછાત ગણાતી પ્રજાના બાળકો ભણે અને તેમનામાં સ્વમાન જાગ્રત થાય તો તેને સાથ આપવાની આપણી ફરજ છે.

પરીક્ષિતલાલ મજમુદાર

# સો અઠવાડિયાં

ગઈ ડિસેમ્બરની ૩૦મી તારીખે શુક્રવાર હતો. એટલે ગાંધીજીની નિર્વાણ તારીખ તેમ જ વારનો મેળ હતો. સેવાગ્રામમાં સામૂહિક કતાઈ રાખેલી હતી. કાંતતાં કાંતતાં મારા ધ્યાનમાં આવ્યું કે તે દિવસે ૨૩ મહિના તો પૂરા થયા જ, પણ બરાબર ૧૦૦ અઠવાડિયાં અથવા સાતસો દિવસ ગાંધીજીને ગયે પૂરા થયા. એ પણ જોયું કે આમ મેળ બેસવાનું કારણ એ કે ૧૯૪૮નો ફેબ્રુઆરી માસ ૨૯ દિવસનો હતો.

વર્ધા, ૫-૧-'૫૦ કિ૦ ઘ૦ મ૦

# ગરીબના હૈયાની વાત !

બિચારાં ગરીબોનું જીવન દુઃખથી જ ભરેલું હોય છે. તેઓનાં મોમાંથી રોટલો છીનવી લઈને પોતાનાં સુખ અને એશ-આરામમાં મસ્ત બનેલા લોકો ઉજાણી કરે છે. તેઓને અર્ધનગ્ન દશામાં રવડતાં મૂકી ઘરમાં કપડાંનો ઢગ સીંચે છે. તેઓનાં ઓઢણાં-પાથરણાં છીનવી લઈ એ લોકોને ટાઢે થથરવા દે છે. આવા વિચાર મને આવે છે ત્યારે મને જાપાનની એક વાર્તા યાદ આવે છે. મનમાં થાય છે કે એ વાર્તાની રજાઈની પેઠે ગરીબોની છીનવી લેવાયેલી બધી વસ્તુઓ ગરીબોની આંતરડીનો ઉકળાટ કહેતી હોય તો પેલા લોકો સુખેથી આનંદમાં રહી શકે ખરા?

હવે તમને એ વાત જ કહું: જાપાનના એક શહેરમાં એક નવી જ વીશી ઊઘડી હતી. એમાં પહેલો મુસાફર રહેવા આવ્યો. રાતે વાળુ કરી સૂવા માટે પથારીમાં પડયો. ઠંડી સખત હતી. એ તો રજાઈ ઓઢીને સૂતો. ત્યાં તો એણે બે છોકરાને પોતાની ઓરડીમાં વાતો કરતા સાંભળ્યા:

'મોટાભાઈ, તમને ટાઢ વાય છે ને?'

'ભાઈ, તનેય ટાઢ વાય છે ને?'

મુસાફર કહે: 'અલ્યા, મારી ઓરડીમાં છોકરાઓ ક્યાંથી દાખલ થઈ ગયા?' એ તો બેઠો થઈને છોકરાઓને નસાડવા ઊઠે છે. પણ ઓરડીમાં કોઈ હતું જ નહીં. એ તો વિચારમાં પડયો અને પાછો રજાઈ ઓઢીને સૂતો. ફરીને તેણે છોકરાઓને બોલતા સાંભળ્યા. તેણે કાન સરવા કર્યા. એને તો ભારે નવાઈ લાગી

કે એ અવાજ રજાઈમાંથી જ નીકળતો હતો !

તે તરત જ વીશીવાળા પાસે ગયો અને બધી વાત કહી. વીશીવાળાએ એ વાતને હસી કાઢી.

ત્યાર પછી બીજા બે ત્રણ મુસાફરો આવ્યા અને એ જ વાત બની. એટલે વીશીવાળાએ ખરી વાત શી છે એ જાણવા સારુ રજાઈ ઓઢી અને તેને ખાતરી થઈ. એ તો ગભરાયો અને પેલી રજાઈ દુકાનદારને પાછી આપવા ગયો. દુકાનદાર પણ એ વાત સાંભળીને નવાઈ પામ્યો અને એણે કહ્યું કે એ રજાઈ તો મેં પેલી ચાલીના માલિક પાસેથી ખરીદેલી છે. તેથી તેઓ બંને જણ તેની પાસે ગયા અને બધી વાત કહી. વાત સાંભળીને પેલા માલિકની આંખ ઊઘડી ગઈ. એને ભાન આવ્યું.

* * *

એ રજાઈની કથા કરુણ છે. એક ગરીબ કુટુંબ હતું. એમાં માબાપ અને બે નાના છોકરા હતા. મા અને બાપ બંને રોગચાળામાં મરણ પામ્યાં. નબાપાં નમાયાં એ બાળકોનું આ ભર્યા જગતમાં કોઈ મદદ કરનાર ન હતું, બેલી ન હતું. ગરીબી તેઓને વધારે ને વધારે પજવતી હતી. ઘરમાંથી વેચીવેચીને તેઓ જીવન ટકાવવા લાગ્યા. ફક્ત એક રજાઈ સિવાય કાંઈ રહ્યું નહીં. આકરો શિયાળો હતો. કારમા કાળ જેવી એ ટાઢ હતી. બિચારા બંને છોકરાઓ ઠૂંઠવાઈને એક રજાઈ ઓઢી રાતે સૂતા હતા. નાનો ભાઈ મોટા ભાઈને કહે :

'મોટાભાઈ, તમને ટાઢ વાય છે ને?'

મોટાભાઈ પણ કહે : 'ભાઈ, તનેય ટાઢ વાય છે ને?'

પણ એક સવારે ઓરડીનો માલિક આવ્યો અને ભાડું માગવા લાગ્યો. બિચારા છોકરા પાસે આપવા જેવું બાકી શું હતું! પેલા માલિકની નજર રજાઈ પર પડી. તેણે એ લઈ લીધી અને છોકરાઓને રડતાં કકળતાં ઓરડી બહાર કાઢી મૂક્યા!

રાત પડી અને એ નોધારા નાના છોકરાઓ રસ્તા પર ઠંડીમાં થીજી ગયા અને પોતાનાં માબાપ પાસે ચાલ્યા ગયા!

* * *

પેલા માલિકે એ રજાઈ દયાની દેવીના મંદિરના પૂજારીને સોંપી અને રડતાં રડતાં બધી વાત કહી. પૂજારીની પણ આંખ ભીની થઈ ગઈ. અને દયાની દેવીની મૂર્તિની આંખમાંથી કોઈ ન જુએ એમ આંસુ સરી પડયાં!

મુકુલભાઈ

## ઘેટાં અને વરુ

[ ઈસપની એક વાત ]

વરુઓની સભાએ એક વાર વિચાર કર્યો, 'આપણે અને ઘેટાં માંહોમાંહે સદાનાં લડીએ એ સારું કહેવાય? બે વચ્ચે કોલકરાર કરી આપણે શાંતિ સ્થાપવી જોઈએ.'

આમ વિચારી વરુઓએ ઘેટાંને ત્યાં પોતાનો એક એલચી મોકલ્યો.

એલચીએ ઘેટાંની સભામાં જઈ પોતાની વિષ્ટિ શરૂ કરી, "હું વરુઓ તરફથી આવું છું. એક ગંભીર વાત કરવા માટે તેમણે મને તમારી પાસે મોકલ્યો છે. વરુઓને લાગે છે કે, ઘેટાં જોડે પોતે લડયા જ કરે એ કેવું કહેવાય? તે ક્યાંનો ન્યાય? શું આપણી વચ્ચે શાંતિ ન થઈ શકે? ધારીએ તો જરૂર થઈ શકે. એટલે આ બાબત

-વિચાર કરો એમ કહેવા માટે મને તમારી પાસે મોકલ્યો છે."

ઘેટાં — ઓહો! એમ થાય તો તો કેવું સારું! અમને વરુ મારે ને લઈ જાય, એ બંધ થઈ શકે?

એલચી — કેમ ન થઈ શકે? ધારીએ તો આ જગતમાં શું બની ન શકે? વરુઓ એમ કહે છે કે, "આપણી બેની વચ્ચે ઝઘડાનું કારણ તમારી જોડે ફરતા રહેતા પેલા નકારા કૂતરાઓ છે. તેઓ શું કરે છે? તમે બધાં શાંતિથી આવતાં જતાં હો છો; અમારું વરુઓનું દળ પણ શાંત હોય છે. ત્યાં તો પેલા હરામખોર કૂતરાઓ અમને જોઈને ભસાભસ ને દોડાદોડ કરી મૂકે છે. તે જોઈને કોને ગુસ્સો ન થાય? તેથી અમને વરુઓને થાય છે કે, 'શું તમે અમારી જોડે લડવા માગો છો? લો ત્યારે આવી જાઓ!'— આમ અમે વરુઓ લડવા ઉશ્કેરાઈ જઈએ છીએ. એટલે આપણા બે વચ્ચેના બખેડાનું મૂળ છે આ વચલા કૂતરાઓ. તેમને દૂર કરવામાં આવે તો પછી નિરાંત થાય."

એલચીની આવી સુફિયાણી વાત સાંભળી ભોળાં ઘેટાં બિચારાં ભોળવાઈ ગયાં, અને તેમણે પોતાના રક્ષક કૂતરાઓને દૂર કર્યા. પછી શું બને તે કહેવાની જરૂર છે? કોઈની રુકાવટ વગર, શાંતિથી વરુઓ ઘેટાં પર તૂટી પડવા લાગ્યાં.

જે લોકો પોતાનો મિત્ર કોણ છે ને પોતાનો શત્રુ કોણ છે, એ જ ન જાણે, તેમના આવા જ હાલ થાય ને? મિત્ર સામેની ટીકા સાંભળી કે લાગલી જ તે માનીને વર્તનાર લોકો વાતનાં ઘેટાં જેવા જ ગણાય.

મગનભાઈ દેસાઈ

## સત્યનિષ્ઠા

ત્રીસ વરસ પહેલાંની વાત છે. એ વખતે હું કાશીમાં હતો. હું એક દુકાન પર તાળું ખરીદવા ગયો હતો. મારી એવી ટેવ હતી કે ચીજ લેવી ન હોય તોયે એનો ભાવ પૂછી રાખતો. એથી હું તાળાની કિંમત જાણતો હતો. દુકાનવાળાએ તાળાની કિંમત દશ આના બતાવી. હું જાણતો હતો કે એની કિંમત ત્રણ આના છે. મેં દુકાનવાળાને કહ્યું કે આ તાળાની કિંમત ત્રણ આના છે એ હું જાણું છું પરંતુ તમે દશ આના કહો છો તો હું દશ આના આપું છું. દશ આના આપીને હું તાળું લાવ્યો. એ દુકાન પાસે થઈને મારો જવાનો રસ્તો હતો એટલે મારે ત્યાંથી હમેશાં નીકળવાનું રહેતું. બેત્રણ અઠવાડિયાં પછી એક વખત હું દુકાન પાસેથી જતો હતો ત્યારે દુકાન પર કોઈ ન હતું તે વખતે દુકાનદારે મને બોલાવ્યો. શી ખબર એના મનમાં શું થઈ આવ્યું કે એણે મને કહ્યું, "તાળાની કિંમત ત્રણ આના હતી, આ સાત આના પાછા લો." મારી આંખમાં આંસુ આવ્યાં. મને એવી કોઈ અપેક્ષા નહોતી. મેં માન્યું કે ઈશ્વરે મને સત્યનિષ્ઠાનો પાઠ આપ્યો. પરંતુ એમ બને કે પરમેશ્વર હમેશાં એવું નયે કરે. ભગવાન ભક્તની વળી વધુ કસોટી કરે છે. એથી લોકોના દિલ પર આપણી સત્યનિષ્ઠાની કશી અસર ન જણાય તોપણ આપણે સત્યનિષ્ઠ રહેવું જોઈએ.

('હરિજનબંધુ'માંથી) વિનોબા

**માણસ એક નિયમ તોડે એટલે તેના બીજા નિયમો આપોઆપ તૂટે છે.**

# અપૂર્વ અવસર

આવતી ૨૬મી તારીખે હિંદ વિધિપૂર્વક, સંપૂર્ણપણે સ્વાધીન પ્રજાસત્તાક રાજ્ય બનશે. આમ આજથી વીસ વરસ પર રાવી નદીને કાંઠે લાહોરમાં હિંદની જનતાની વતી રાષ્ટ્રીય કોંગ્રેસે એક જ દિવસે કરેલો સંકલ્પ સંપૂર્ણપણે પાર પડશે.

આ પ્રાચીન દેશ તેમ જ તેની પુરાણી સંસ્કૃતિના ગૌરવશાળી ઇતિહાસમાં આ અવસર અપૂર્વ છે. એ દિવસે કોઈ એક વ્યક્તિ નહીં, કોઈ એક કોમ નહીં, કોઈ એક વર્ગ નહીં પણ સમગ્ર પ્રજા આસેતુહિમાચળ ભારતની ભાગ્યવિધાતા બનશે.

ભારતની સંપૂર્ણ આઝાદીના ઉમદા ધ્યેયને વરેલા અને તેને કાજે પારાવાર યાતનાઓ સહેનાર અને પોતાના સર્વસ્વનું બલિદાન આપનાર અનેક શહીદોની એકનિષ્ઠ તપશ્ચર્યાનું એ ફળ છે. આ મંગળ દિવસે આભારવશ હૃદયે આપણે એ સઘળા પુણ્યાત્માઓનું સ્મરણ કરીએ.

અને રાષ્ટ્રને સંપૂર્ણ સ્વતંત્રતાની દીક્ષા આપનાર, તથા પોતાના અનુપમ શાણપણથી આપણને દોરવણી આપી આઝાદીની અંતિમ મજલે પહોંચાડનાર આપણા પુણ્યશ્લોક રાષ્ટ્રપિતાને એ પ્રસંગે આપણે કેવી રીતે ભૂલી શકીએ!

પોતાની કલ્પનાના સ્વતંત્ર ભારતનું ચિત્ર તેમણે આપણી સમક્ષ રજૂ કર્યું હતું. એ ચિત્રને કલ્પનાની ભૂમિકા પરથી વહેવારની ભૂમિકા પર ઉતારવાને તે જીવ્યા અને મરણને ભેટ્યા.

એ શુભ દિવસે તેમની કલ્પનાના આઝાદ ભારતનું સર્જન કરવાના ભગીરથ કાર્યમાં આપણાથી બનતું બધું કરવાનો આપણે સંકલ્પ કરીએ. વંદેમાતરમ્.

મણિભાઈ દેસાઈ

**પૈસો જ્યાં પરમેશ્વર છે ત્યાં ખરા પરમેશ્વરને કોઈ પૂજતું નથી.**

# ભૂખ્યાને અન્નદાન

જૂના વખતથી ભારત દેશમાં ભૂખ્યાને ખવરાવવાની ફરજને મોટી માનવામાં આવી છે. માણસનો દેહ મોંઘી વસ્તુ ગણાય છે; કારણ કે તે દેહ વડે કલ્યાણ સાધી શકાય છે. પરંતુ તે દેહ જો ભૂખ્યો હોય તો કશો વિચાર-આચાર કરી ન શકે. તેથી અતિથિને કે ભૂખ્યાને જમાડીને જમવાના નિયમને યજ્ઞ જેટલો મોટો માનવામાં આવ્યો છે.

એક વખત બુદ્ધ ભગવાન પોતાના શિષ્યપરિવાર સાથે આળવી ગામે આવી પહોંચ્યા. ગામલોકો રાજી થતા સામે ગયા, અને તેમનો સત્કાર કરી, તેમને માટે ભોજનની તૈયારીમાં વળગ્યા. તે જ ગામમાં એક ગરીબ માણસ રહેતો હતો. તેણે ભગવાન આવ્યાની વાત જાણી. તેણે પણ ભગવાનનાં દર્શને તથા ઉપદેશ સાંભળવા જવાનું નક્કી કર્યું. પણ બન્યું એવું કે, તે દિવસે તેનો બળદ ખોવાયો હતો. પાસેના વગડામાં તેને શોધવા તે જવાનો હતો.

ભગવાનનો ઉપદેશ સાંભળવાનું ગમે તેટલું મન હોય, તોપણ બળદ તો તેની આજીવિકાનું એક જ સાધન; એટલે તે ઉતાવળો ઉતાવળો વગડા તરફ ચાલ્યો. બળદ શોધતાં બપોર થઈ ગયા. પછી પાછલે પહોરે જ્યારે બળદ હાથ આવ્યો ત્યારે તે ગરીબ માણસ બળદને લઈ ઘેર આવ્યો. તે થાક્યો હતો અને ખૂબ ભૂખ્યો થયો હતો. પરંતુ ભગવાનનો ઉપદેશ તો ભલે ખોયો, પણ તેમનાં દર્શન તો કરી લઉં, એમ માની તે દોડતો ભગવાનને ઉતારે આવ્યો. તે વખતે ભગવાન જમી પરવાર્યા હતા; પણ ભોજન બાદ ઉપદેશ આપવાનો નિયમ હોવા છતાં, આજ કંઈક કારણસર ઉપદેશ શરૂ થયો ન હતો. લોકો આજુબાજુ ટોળે વળીને બેઠા હતા.

તેવામાં પેલો ગરીબ માણસ ઉતાવળો ત્યાં આવ્યો અને ભગવાનને પગે લાગીને એક બાજુ બેઠો. ભગવાન તેના મોં ઉપરથી સમજી ગયા કે આ માણસ હજુ ખાવા પામ્યો નથી. તેને પૂછપરછ કરીને ભગવાને તેની વાત જાણી લીધી. પછી ઉપદેશ આપવાનું શરૂ કરવાને બદલે તેમણે તરત ગામલોકોને પૂછ્યું

કે, કાંઈ ખાવાપીવાનું વધ્યું છે?

ગામલોકોએ હા પાડી. એટલે ભગવાને તેમને કહ્યું કે, આ માણસને જમાડો.

એ માણસ જમીને શાંત થયો, ત્યાર બાદ ભગવાને ઉપદેશ શરૂ કર્યો. પેલો માણસ ભગવાને બતાવેલી કાળજીથી તેમના પ્રત્યે ભાવભરેલો થયો જ હતો; તેને એ ઉપદેશ સૌથી વધુ મનમાં ઠસ્યો અને કહે છે કે, એ સભામાં તેને જ જ્ઞાન થયું.

ગામલોક વેરાયા પછી ભગવાનના શિષ્યો વાતો કરતા બેઠા હતા. ભગવાને પેલા માણસને જમાડી લીધા બાદ ઉપદેશ શરૂ કર્યો, તે વાતની તેમને ભારે નવાઈ લાગી હતી. તેથી તે બાબતની જ વાત ચાલતી હતી. તેવામાં ભગવાન ત્યાં થઈને જતા હતા. તેમણે તેમને પૂછ્યું કે, શી વાત ચાલે છે? પેલાઓએ કહ્યું કે, ભગવન! આજે પેલા ભૂખ્યા માણસને જમાડવા માટે તમે ઉપદેશ આપવાનું પણ મોકૂફ રાખ્યું, તેની અમને નવાઈ લાગી છે.

ભગવાને કહ્યું : એમાં નવાઈ પામવા જેવું શું છે? ભૂખ સમાન પરમ રોગ નથી; અને વાસના સમાન મોટું દુઃખ નથી. માણસને ભૂખની પીડામાંથી છોડાવવો એ જ તેને મુખ્યમાં મુખ્ય મદદ છે.

કબીરે પણ કહ્યું છે કે :

કહે કબીર યહ પહલા જ્ઞાન :
પરથમ ભોજન, પીછે ધ્યાન.

શીખગુરુ પણ કહી ગયા છે કે, સત્પુરુષની સોબત કરો, અને (ભૂખ્યાને અન્નનું) દાન કરો, એ જ પરમ સાધન છે.

કેટલાક આળસુ લોકો ભીખને ધંધો કરી મૂકે છે, તથા ગરીબને એકાદ ટંક ખાવા જેટલી મદદ કરવી તેના કરતાં તેને રોજી મળે અને તેની કાયમની ભૂખ ટળે એમ કરવું જોઈએ, તેમ જ તેની રોજી ઉપર તરાપ વાગે તેવા વેપારધંધા છોડવા જોઈએ — એ બધી બાબતો વિચારવી જોઈએ એ ખરું; પણ તે 'લાંબા ગાળાના' વિચારો છે; તે કારણે ભૂખ્યાને તાત્કાલિક રાહત આપવામાંથી અટકી ન શકાય.

ગોપાળદાસ પટેલ

# વાદળાં, વરસાદ, કરા અને ધુમ્મસ

ઉનાળાની ગરમીથી અકળાઈને ઘણા માણસો હવા ખાવા આબુ, ડુમ્મસ અને મહાબળેશ્વર જાય છે. આબુ અને મહાબળેશ્વર એ પર્વત ઉપરનાં ઊંચાં સ્થળો છે. અમદાવાદનો ઉનાળો અને આબુનો ઉનાળો એ બેમાં બહુ ફેર હોય છે. આબુના ગુરુશિખર ઉપર ભરઉનાળે ગોદડાં ઓઢીને સૂઈ જવું પડે છે. અમદાવાદના ઉનાળામાં એક રાત પણ ઓઢીને ન સુવાય. ટાઢિયા તાવની તાઢ ચડે ને ઓઢવું પડે તો જુદી વાત!

દિવસે સૂરજના તાપથી જમીન બહુ જલદી તપે છે અને જમીનની પાસે નીચે આવેલી હવા જમીન પાસેથી ગરમી લઈ ગરમ બને છે. બધા પદાર્થો ગરમ થાય ત્યારે બળી ન જાય તો ફૂલે છે. ગરમ હવા પણ ફૂલીને હલકી થાય છે. એ હવા હલકી હોવાથી ઊંચે જાય છે અને ઉપરની ઠંડી હવા નીચે આવતી જાય છે. આમ કોઈ પણ વખતે જોઈએ તો જમીન પાસેની હવા કરતાં ઊંચેની હવા ઠંડી જ રહેવાની. પર્વત ઊંચા હોઈ ત્યાંની હવા વિશેષ ઠંડી રહે તેથી જ લોકો ઉનાળામાં હવા ખાવા ઊંચાં સ્થળો પસંદ કરે છે.

નીચે હવા ગરમ હોય છે અને ઊંચે હવા ઠંડી હોય છે તે આપણે જોયું.

કૂવા, તળાવ, નદી અને દરિયાનું પાણી ઉનાળામાં ગરમ થઈ ઊડી જાય છે. આ ઊડી ગયેલું પાણી હવામાં સમાઈ જાય છે. બહુ પાણી સમાયેલું હોય એવી હવા આપણને ભેજવાળી લાગે છે.

ઊડી ગયેલું પાણી હવામાં વરાળ સ્વરૂપે હોય છે. વરાળ ઠંડી થાય તો ધુમાડા જેવી દેખાય. પણ ઠંડી ન હોય તો તે આપણને દેખાય જ નહીં. ભેજવાળી હવાનો ભેજ આપણે આંખે જોઈ શકતા નથી.

વરાળ હવાથી હલકી છે. તેથી ભેજવાળી હવા સૂકી હવા કરતાં હલકી હોય છે. તેથી તે ઊંચે ચડે છે. ઊંચે ચડતાં ચડતાં તે ભેજવાળી હવા ઊંચેની ઠંડી હવાના સંસર્ગમાં આવે છે. ઠંડી હવા બહુ ભેજ સંઘરી શકતી નથી. તેથી હવામાંથી કેટલોક ભેજ પાણીના સૂક્ષ્મ કણરૂપે બહાર પડે છે. ઘણી વાર સ્વચ્છ

આકાશમાં આપણને ધોળાં વાદળાં ફૂટી નીકળતાં દેખાય છે. એનો અર્થ એટલો જ કે એ ઊંચાઈએ હવાએ વધારાનો ભેજ ઓકી નાખ્યો અને તેનું ધોળું વાદળું બંધાયું.

હવામાં ધૂળના કેટલાયે સૂક્ષ્મ કણો કાયમ હોય છે જ. પવનથી ઊડેલી ધૂળ ઘણી વાર ખૂબ ઊંચે ચડે છે. તેમાંથી વજનદાર ધૂળના કણો ધીમે ધીમે જમીન ઉપર બેસતાં જાય છે. જ્યારે બહુ હલકા કણો અધ્ધર જ તોળાઈ રહે છે.

હવા ઠંડી થઈને જેમ વધારાનો ભેજ ઝાકળ રૂપે ઘાસપાન ઉપર મૂકે છે તેમ ઊંચે રહેલી હવા પણ વધારાના ભેજને હવામાં ઊડતા ધૂળના રજકણો ઉપર મૂકે છે. તેથી હવામાં પાણીનાં ટીપાં બંધાય છે. હવામાં આપણને કાળાં વાદળાં દેખાય છે તે ધૂળ ઉપર જામી પડેલા ભેજને લઈને જ બને છે. કાળાં વાદળાં જમીનથી બહુ ઊંચે નથી હોતાં કારણ કે બહુ ઊંચે ધૂળના રજકણો બહુ ઓછા હોય છે.

રજકણો ઉપર ભેજ જામીને વાદળાં બને છે. એ રજકણો ઉપર ભેજ વધારે જમા થાય ત્યારે તે ટીપાં થઈને નીચે પડે છે. તેને આપણે વરસાદ કહીએ છીએ.

કેટલીક વાર વાદળામાંથી વરસાદ પડે છે, પણ તે જમીન સુધી પહોંચી શકતો જ નથી. વરસાદ જેમ જેમ નીચે ઊતરતો જાય તેમ તેમ તે નીચેની ગરમ હવાના સંસર્ગમાં આવે. ગરમ હવા વધારે ભેજ સંઘરી શકે છે. તેથી ગરમ હવામાં રજકણ ઉપર બાઝેલું પાણી ઊડી જઈ ફરી હવામાં સમાઈ જાય છે. ભેજ-વાળી હવા ઘણી ઊંચાઈએ જાય ત્યારે ત્યાંની અતિશય ઠંડીથી કેટલીક વાર તેમાં રહેલો ભેજ બરફ બનીને છૂટો પડે છે.

આ બરફ પણ વરસવા લાગે છે. પણ નીચે આવતાં ગરમ હવામાં તેનું પાણી બની જાય છે અને ઠંડા પાણીનો વરસાદ પડે છે. ઊંચી હવાએ રહેલો ભેજનો બરફ જો એકદમ બહુ જ ઝડપથી નીચે તૂટી પડે તો તે કરા સ્વરૂપે પડે છે. ઊંચે કરો જેટલો મોટો હોય તેટલો મોટો તે જમીન ઉપર પડતો નથી. નીચેની ગરમ હવાથી કરામાંનું કેટલુંક પાણી ઓગળી જાય છે. એટલે જમીન

લોકો આપણા છે, એમ પણ તેને કાંઈક ખબર પડે છે; પરંતુ તેમને એ એક નોખો રાજકર્તા વર્ગ જેવો જ માને છે. તે વર્ગ પ્રજાએ જ રચ્યો છે અને પ્રજા તેને રાખી કે કાઢી શકે છે, એ જે લોકશાહીનું રહસ્ય છે, તે લોકોને સમજાયું નથી. તે સમજ લોકોમાં ન જાગે તો હવે ચાલી નહીં શકે. પ્રૌઢશિક્ષણ કે લોકશિક્ષણ માટે જો મોટું એક કામ હોય તો હવે આ પણ છે.

૮-૧-'૫૦ મગનભાઈ દેસાઈ

# પૂરું થતું પખવાડિયું

હિંદ સરકારે વિંધ્ય પ્રદેશના સંઘને ૧૯૫૦ના જાન્યુઆરીની ૧લી તારીખથી પોતાને હસ્તક લઈ લેવાનો નિર્ણય કર્યો છે. એ જ તારીખથી વિંધ્ય પ્રદેશનો વહીવટ ચીફ કમિશનરનો પ્રાંત તરીકે થશે.

હિંદ સરકારે ગઈ ૩૦મી તારીખે ચીનની નવી સામ્યવાદી સરકારને પોતાની માન્યતા આપી છે.

કુચબિહારના રાજ્યને ગઈ ૧લી તારીખથી પશ્ચિમ બંગાળ સાથે જોડી દેવામાં આવ્યું છે. એ રાજ્યનો વહીવટ ગયા સપ્ટેમ્બર માસમાં હિંદ સરકારે સંભાળી લીધો હતો.

કોલંબોમાં મળનારી રાષ્ટ્રસમૂહના દેશોના વિદેશમંત્રીઓની પરિષદમાં ભાગ લેવાને માટે આપણા વડા પ્રધાન પંડિત જવાહરલાલ નેહરુ કોલંબો પહોંચી ગયા છે. ત્યાં આગળ સિલોન-વાસીઓ તેમ જ ત્યાં વસતા હિંદીઓએ તેમનું ઉમળકાભેર સ્વાગત કર્યું હતું.

હિંદ અને અફઘાનિસ્તાન વચ્ચે મૈત્રીના કરારો થયા છે. આ કરારો પર ગઈ તા. ૪થીએ હિંદ વતી વિદેશમંત્રી પંડિત જવાહરલાલ નેહરુ અને અફઘાનિસ્તાન વતી હિંદ ખાતેના અફઘાન એલચીએ સહી કરી હતી.

મ૦

વિષયસૂચિ



મુદ્રક અને પ્રકાશક: જીવણજી ડાહ્યાભાઈ દેસાઈ, નવજીવન મુદ્રણાલય, કાળુપુર, અમદાવાદ

રજિ. નં. બી ૫૨૪૪



# લોકજીવન

યથા પ્રજા તથા રાજા

વર્ષ ૨

વાર્ષિક લવાજમ: દેશમાં રૂ. ૩
છમાસિક ,, ,, રૂ. ૨

અમદાવાદ, ૧લી ફેબ્રુઆરી, ૧૯૫૦

વાર્ષિક લવાજમ: પરદેશમાં
રૂ. ૫; શિ. ૮

સંપાદકમંડળ

મગનભાઈ દેસાઈ — ગોપાળદાસ પટેલ
વિઠ્ઠલદાસ કોઠારી — મણિભાઈ દેસાઈ (તંત્રી)
બબલભાઈ મહેતા — જીવણજી દેસાઈ (વ્યવસ્થાપક)

## જીવનની ઉત્તમ પૂર્ણાહુતિ

મને લાગે છે કે બાપુજીના જીવનની પૂર્ણાહુતિ ઉત્તમ છે. સર્વોત્તમ વિચાર કરતાં કરતાં દેહ છોડવો એ સૌથી મોટું પુણ્ય છે એમ ધર્મમાં કહ્યું છે. જેમણે આખું જીવન હમેશ ધર્મનું પાલન કરવા પ્રયત્ન કર્યો તે પોતાનું આખા દિવસનું કામ પૂરું કરીને પ્રાર્થના માટે જાય છે. સાથે મિત્રો છે. બધાંને પ્રાર્થના માટે બોલાવે છે. અને તે જ વખતે તેમનો અંત આવે છે. આવું મરણ અત્યંત પવિત્ર છે. આનો પૂરો અર્થ આપણે સમજી લઈએ તો ધર્મની શુદ્ધિ થશે અને દેશનું કલ્યાણ થશે. વિનોબા

## બંધન — મુક્તિ

દેહના મરણથી આત્મા મરતો નથી. એ વાતની આજે આપણાં મન સાક્ષી પૂરે છે. જે વિચારો ગાંધીજીના હૃદયમાં રહ્યા

હતા, જેનો પ્રચાર દેહના બંધનને લીધે મર્યાદિત હતો, તે વિચારો હવે તમારા અને મારા હૃદયમાં પ્રવેશ પામે છે. હવેથી આપણે તે પ્રમાણે વર્તવાનો સતત પ્રયત્ન કરીએ.

વિનોબા

## મજૂરો માટે

એક દિવસ એક મિલની હોટલ બહાર અમે બેઠેલા હતા. મજૂર ભાઈબહેનોના જવા આવવાના રસ્તામાં કોકડીનું એક નવું બૉબિન પડેલું હતું. ઘણા મજૂર ભાઈઓ આવ્યા અને ચા પી પાનના ગલ્લા તરફ જતાં પડેલું બૉબિન જોતા. બૉબિનને ઠેસ પણ વાગતી પરંતુ કોઈ ભાઈ એ બૉબિન ઉઠાવતો નહોતો. એવામાં એક મજૂર હોટલમાં પેસતાં પેસતાં ખિસ્સામાંથી બીડી કાઢવા લાગ્યો. તો એકબે બીડી નીચે પડી. પેલા ભાઈએ એક પૈસાની બીડી ઉઠાવી લીધી પણ આઠ આનાનું બૉબિન ઉઠાવ્યું નહીં એટલે અમે સદર ભાઈને ટકોર કરી કે બીડી ઉઠાવી લીધી અને બૉબિન? મજૂરે રોફમાં કહ્યું: 'મિલવાળો ઘણોયે ઉપાડી લેશે.'

ભાઈઓ હવે તો આપણે મિલના ભાગીદારમાં ખપવા માગીએ છીએ.- મિલનો પગાર-વધારો લઈએ છીએ. મિલ બંધ ન રહે તેવી માગણી કરીએ છીએ. તો મિલની વસ્તુઓ અજાણતાં કોઈ ભાઈથી પડી ગઈ હોય તો તેને ઉઠાવી મુકરર જગ્યાએ કેમ ન મૂકવી?

('અંત્યજ પત્રિકા'માંથી)

સં. પરીક્ષિતલાલ

# સવાસો વરસ !

બાપુજીને તો સવાસો વરસ જીવવું હતું અને પોતાના દેશબાંધવોની સેવા કરવી હતી.

એક વખતે બાપુજીની જયંતી વખતે ભારતભૂષણ માલવીયજીએ તાર કર્યો: " સો શરદ જીવો."

એના જવાબમાં બાપુજીએ તાર કર્યો: " મેં તો સવાસો વરસ જીવવાનું નક્કી કર્યું છે. એમાંથી તમે પચીસ વરસ ઓછાં કેમ કર્યાં ? ઓછાં તો ભલે કર્યાં, પણ હવે એમ કરો કે એ પચીસ વરસ તમારા આયુષ્યમાં ઉમેરી દો."

પણ આઝાદી મળ્યા પહેલાં અને પછી આપણા દેશમાં કોમી વેરભાવ એવો તો ફેલાયો કે એનાથી બાપુ અકળાઈ ગયા. બધા ભાન ભૂલી ગયા હતા અને બાપુના પ્રેમના સંદેશને કોઈએ ગણકાર્યો નહીં. બાપુ ઊંડું દુઃખ અનુભવવા લાગ્યા અને એમના અવસાનના થોડા કલાક અગાઉ એક વિદેશી બહેને એમને પ્રશ્ન પૂછ્યો, " તમે હજી સવાસો વરસ જીવવાની ઇચ્છા કરતા જ હશો."

એના જવાબમાં બાપુજી બોલ્યા: " આજે બધે ભયંકર બનાવો બની રહ્યા છે, તેથી આવી અંધકારમય પરિસ્થિતિમાં હું જીવવા ઇચ્છતો નથી. મેં સવાસો વરસ જીવવાની આશા જ પડતી મેલી છે!"

અને છેવટે ૩૦મી જાનેવારી ૧૯૪૮ને દિવસે બાપુજી છેવટે ચાલ્યા ગયા! આજે જોતજોતામાં બે વરસ પૂરાં થઈ ગયાં અને કેટલાંયે વરસ વીતી જશે. પણ

આપણા મનમાં આ વાતનું દુઃખ રહ્યા જ કરશે કે બાપુજીને આપણે સાચવી ન જ શક્યા. હવે શું થઈ શકે એમ છે? હવે તો બાપુજીએ જે કહ્યું છે એ પરથી જ રસ્તો કાઢવો રહ્યોઃ

"મારી ઉપર શુદ્ધ પ્રેમ બતાવવાનો સરળ કાયદો તો એ જ છે કે મારું જે કાર્ય, મારી જે સેવા જેને પસંદ પડ્યાં હોય તે તેઓ કરતા થઈ જાય."

પ્રભુ આપણને આટલું કરવા શક્તિ આપે એવી પ્રાર્થના.

મુકુલભાઈ

## સુખ કે આળસ?

ધોળકા તાલુકામાં રેલવે સ્ટેશનના એક નાનકડા ગામે જવાની તક મળી. ત્યાં આગળ એક ગૃહસ્થે અનાજ દળવાની ઘંટી શરૂ કરીને આસપાસના વિસ્તારોમાં ચાલતી હાથઘંટી બંધ થવાના સંજોગો ઊભા કર્યા. વળી ત્યાંથી ચારેક માઈલ બીજા નાનકડા ગામે જવાનું થયું, એટલે ગામલોકોએ ખેતરમાં એક નવું તૈયાર થયેલું ઘર આંગળી ચીંધીને બતાવ્યું. અને (અજ્ઞાનથી પણ) હોંશથી કહ્યું કે અમુક માણસે નવી ચક્કી મૂકીને લોકોને 'સુખ' કરી આપ્યું છે. આમ નવા ઉત્સાહમાં તણાઈને જરા સગવડને લોભે ગામની સ્વાશ્રયી રહેવાની ટેવ પર અજાણતાં કુહાડો પડે છે અને અપંગ થવાય છે.

પરીક્ષિતલાલ

**થોડું વાંચો પણ જે વાંચો તે વિચારો ને તેનું રહસ્ય સમજી તે પ્રમાણે કરવા તૈયાર રહો.**

# બાપુના સ્વભાવની કેટલીક ખૂબી*

બાપુજીને હમેશાં કામનો બોજો અને ચિંતા ખૂબ રહેતાં. એમના જેટલું કામ કરનાર દુનિયાના પડ ઉપર બીજો કોઈક જ હશે. છતાં તેઓ મુક્તકંઠે ખડખડાટ હસતા. અમે બાજુના ઓરડામાં હોઈએ ત્યાં એમનું હાસ્ય સાંભળીએ તે વખતે હું આશ્ચર્યચકિત થઈ જતો, અને મને તેમના પ્રત્યે વધુ ને વધુ માન ઉત્પન્ન થતું. એક વાર મેં બાપુને પૂછ્યું, "તમારે આટલી જવાબદારી ભરેલા મહાન પ્રશ્નો ઉકેલવાના હોય છે છતાં તમે કેવી રીતે હસી શકો છો?" ત્યારે બાપુ કહે, "મારામાં એટલો હસવાનો ગુણ ન હોત તો હું ક્યારનો ગાંડો થઈ ગયો હોત."

બાપુજીની બીજી ખૂબી એ હતી કે આટલા બધા કામમાં હોવા છતાં તેઓ આશ્રમનું ઝીણામાં ઝીણું કામ —શાક સમારવું કે પીરસવું વગેરેમાં પણ નિયમિત ભાગ લેતા. મને થતું, શું અમેરિકાના પ્રમુખ રુઝવેલ્ટ કે ઇંગ્લંડના વડા પ્રધાન ચર્ચિલ આવી રીતે શાક સમારવા બેસે ખરા! આ જોઈને પણ મને બાપુ પ્રત્યે ખૂબ માન ઉત્પન્ન થયું.

બાપુજીની એક ત્રીજી ખૂબી મને યાદ આવે છે. તેમને ગમે તે કામ હોય છતાં દિવસમાં એક વખત તેઓ આશ્રમમાં બધે ફરી વળી બધાની મુલાકાત લેતા. તેમાં ખાસ કરીને માંદા માણસોની સારવાર કરવાનું ચૂકતા નહીં. બાપુના આ ગુણની પણ મારા ઉપર ખૂબ અસર થઈ.

વળી, તેમની બીજી એક ખૂબી બતાવું: એક વખત હું મારી પત્ની સાથે આશ્રમમાં ગયો હતો. તે વખતે અનેક કામો હોવા છતાં બાપુ અમારી ખાસ કાળજી રાખતા; ખાસ કરીને મારી પત્નીની. જમતી વખતે, નહાતી વખતે, કે સૂતી વખતે તેને યાદ કરી તેની સંભાળ રાખવાનું તેઓ ચૂકતા નહીં.

વળી બાપુની એક બીજી વિશેષતા યાદ આવે છે. એક વખત બાપુ સખત માંદગીમાંથી ઊઠ્યા હતા. અમદાવાદના

* શ્રી રિચર્ડ ગ્રેગે પોતાની વેડછીની મુલાકાત દરમિયાન મઢી કન્યાશ્રમમાં આપેલું એક ભાષણ.

શેઠ અંબાલાલ સારાભાઈ અને તેમનાં પત્ની શ્રી સરલાદેવીએ વિચાર્યું કે આશ્રમમાં તેઓ આરામ લઈ શકશે નહીં. તેઓ બંને આશ્રમમાં આવી બાપુજીને પોતાને બંગલે લઈ જવા બહુ આગ્રહ કરવા લાગ્યાં. બાપુએ અનેક મીઠાં અને કોમળ વચનોથી તેમનો આભાર માન્યો પણ આશ્રમ છોડી તેમને બંગલે રહેવા ન જ ગયા.

('હરિજનબંધુ'માંથી)

# પ્રમાણસર ખાવું

કોશલ દેશનો રાજા પ્રસેનજિત હાંડી ભરીને ભાત ખાતો, તથા સાથે તેટલી જ દાળ અને ચટણી. એક વખત પેટ ઠાંસીને ખાધા બાદ, ચેન ન પડવાથી, આંખોમાં ચઢેલા ઘારણ સાથે જ તે બુદ્ધ ભગવાનને ઉતારે આવ્યો. અને ત્યાં થાકયા જેવો આમતેમ આંટા મારવા લાગ્યો. પછી આંખમાં ઊંઘ ભરાઈ તો ખરી, પણ આડા પડી શકાય તેમ ન હોવાથી એક બાજુ બેસી રહ્યો. ભગવાને તેને પૂછયું: "મહારાજ! આજે આરામ કર્યા વિના જ આવ્યા છો કે શું?"

રાજાએ જવાબ આપ્યો: "ના, ભગવન્! ખાધા પછી મને હંમેશાં આમ તકલીફ જ રહે છે."

ભગવાને કહ્યું: "મહારાજ! વધારે પડતું ખાવાથી આવી તકલીફ થાય છે. કહ્યું છે કે, 'ગાફેલ બની, ખૂબ ખાઈને જે માણસ ડુક્કરની પેઠે ઊંઘ્યા કરે છે તથા આમતેમ આળોટયા કરે છે, તે મંદ માણસ ફરીફરીને ગર્ભવાસ પામે છે.'"

આ પ્રમાણે રાજાને જરા ચાનક આપી, ભગવાને આગળ કહ્યું: "મહારાજ! ભોજન તો પ્રમાણસર કરવું જોઈએ. પ્રમાણસર ભોજન કરનાર સુખી થાય છે. જુઓ, ગાથામાં કહ્યું છે કે, 'જે માણસ સાવધાન રહી, ભોજન લેવામાં પ્રમાણ જાળવે છે, તેની વેદના ઓછી થાય છે, તે ઘરડો જલદી થતો નથી, અને તેનું આયુષ્ય સુરક્ષિત રહે છે.'

રાજા પોતે આ ગાથા મોઢે કરવા ગયો, પણ તેનાથી કરી શકાઈ નહીં. પછી ભગવાને પાસે ઊભેલા તેના ભાણાને કહ્યું કે, તું આ ગાથા મોઢે કરી લે.' તે

ભાણાએ ભગવાનને પૂછ્યું : "હું આ ગાથા મોઢે કરીને પછી શું કરું?"

ભગવાને તેને કહ્યું : "રોજ રાજા જમવા બેસે ત્યારે છેલ્લા કોળિયા વખતે તું આ ગાથા બોલજે. રાજા તેનું પ્રયોજન સમજી, તે છેલ્લો કોળિયો પડતો મૂકશે. પછી બીજે દિવસે જ્યારે રાજા માટે ચોખા રાંધવાના થાય ત્યારે પેલા પડી મૂકેલા કોળિયા જેટલા ચોખા ઓછા રાંધજો."

ભાણાએ કહ્યું : "બહુ સારું, ભગવન્!"

પછી, રાજા જ્યારે બપોરે તથા સાંજે જમવા બેસતો, ત્યારે ભાણો છેલ્લા કોળિયા વખતે એ ગાથા સંભળાવતો. એટલે રાજા તે કોળિયો પડતો મૂકતો. બીજી વખત રાંધતી વેળા એ કોળિયા જેટલા ચોખા ઓછા રાંધવામાં આવતા. રાજા પણ તેની પાસે ગાથા સાંભળી, તેને હજાર સિક્કા બક્ષિસ આપતો. ધીમે ધીમે રાજા એક કાચલી ભરીને ભાત ખાતો થઈ ગયો.

પછી એક દિવસ રાજા ભગવાન પાસે જઈ, તેમને નમસ્કાર કરીને બોલ્યો : "ભગવન્, હવે મને ભારે સુખ થયું છે. શિકારનો પીછો પકડીને હવે મૃગ તેમ જ ઘોડાને પણ હું પકડી પાડી શકું છું. પહેલાં મને મારા ભાણા સાથે તકરાર જ રહેતી; હવે મેં તેને મારી પુત્રી વજ્રાકુમારી પરણાવી છે, તથા તેના સ્નાન–ખર્ચ પેટે એક ગામ મેં લખી આપ્યું છે. પરમ દિવસે મારે ઘેર મારું એક રત્ન ખોવાયું હતું, તે પણ મને આજે પાછું હાથ આવ્યું છે. આપના શ્રાવકો સાથે મારે નિકટ સંબંધ બાંધવો હતો, તે ઇચ્છા પણ હવે આપના જ્ઞાતિજનોની એક દીકરીનું મારા ઘરમાં લગ્ન થવાથી પૂરી થઈ છે. આમ અનેક પ્રકારે હવે હું સુખી થયો છું."

બુદ્ધ ભગવાને તેને કહ્યું : "મહારાજ, આરોગ્ય જેવો પરમ લાભ નથી; આપમેળે મળેલાથી સંતોષભાવ રાખવા જેવું પરમ ધન નથી; વિશ્વાસ જેવો પરમ નિકટ સંબંધ નથી; અને મોક્ષ – નિર્વાણ જેવું પરમ સુખ નથી."

ગોપાલદાસ પટેલ

**અહિંસા વિના સત્યનાં દર્શન ન થાય.**

# પુણ્યનો વારસો

'લોકજીવન'નો આ અંક વાચકોના હાથમાં આવશે તે પહેલાં ગાંધીજી આપણી વચ્ચેથી ગયાને બે વરસ પૂરાં થયાં હશે. આપણા લોકોમાં એવી દૃઢ માન્યતા પ્રચલિત છે કે મરતી વખતે માણસ બીજું બધું આ દુનિયામાં મૂકતો જાય છે પરંતુ તેનું પુણ્ય તેની સાથે જાય છે.

માણસે કરેલું પુણ્ય મરણ વખતે તેની સાથે જાય એ સમજી શકાય એવું છે. પરંતુ પુણ્યાત્મા કદી સ્વાર્થી કેવી રીતે હોઈ શકે? અને તેથી, પોતાની સાથે લઈ જવા છતાં પોતાના પુણ્ય-સંચયનો વારસો તે આ જગતમાં પણ મૂકતો જાય છે.

પોતાના સંત પુરુષોના પુણ્યનો આ સંચિત વારસો એ જ કોઈ પણ પ્રજાની સાચી મૂડી છે; એ જ, પ્રજાની સાચી સંસ્કૃતિ પણ છે. એ પવિત્ર અને અક્ષય વારસો જ ભાવિ પેઢીઓને સદાકાળ ધર્માચરણની અને પોતાનો ઉત્કર્ષ સાધવાની પ્રેરણા આપતો રહે છે. હવા અને પાણીની પેઠે એ વ્યક્તિ તેમ જ સમાજના જીવનનો આધાર છે અને વિશેષમાં તેમનો તરણોપાય પણ છે. હવા અને પાણીની જેમ જ ધર્મ, જાતિ, કોમ, વર્ગ કે ગરીબતવંગરના કશા ભેદભાવ વિના સૌને માટે એ સુલભ છે.

આર્થિક દૃષ્ટિએ આપણો દેશ દુનિયાનો ગરીબમાં ગરીબ દેશ ગણાય છે. પરંતુ સદ્ભાગ્યે તેનો પુણ્યનો વારસો અતિશય સમૃદ્ધ છે. છેક પ્રાચીન કાળથી આજ સુધી અનેક સંતપુરુષો એ વારસો ઉત્તરોત્તર સમૃદ્ધ કરતા જ ગયા છે.

આપણા જમાનામાં આપણી નજર આગળ જ ગાંધીજીએ એ વારસામાંથી પ્રેરણા મેળવીને પોતાના જીવન દ્વારા એની અસરકારકતાનું પ્રત્યક્ષ પારખું આપણને કરી બતાવ્યું અને એને વિષે આપણી ડગી ગયેલી શ્રદ્ધા પાછી કંઈક સ્થિર કરી. અને જતાં જતાં કેટકેટલાં પુણ્યનો વારસો તે આપણે માટે મૂકતા ગયા છે!

ગાંધીજી આજ આપણી વચ્ચે નથી. એક પાગલ આદમી તેમના

જીવનનો અણધાર્યો અંત લાવવામાં નિમિત્તરૂપ ન બન્યો હોત તો આપણી પ્રજાને માટે આજના વિષમ કાળમાં તેમના અનુપમ માર્ગદર્શનનો હજી કેટલાંક વરસ આપણને લાભ મળત એ ખરું; પણ જન્મ, જરા અને મૃત્યુ માણસ સાથે અનિવાર્ય રીતે વળગેલાં જ હોવાથી તે સદેહે આપણી વચ્ચે કાયમને માટે રહેવાના નહોતા એ નિર્વિવાદ છે. પરંતુ એમનાં પુણ્યનો અઢળક વારસો તો ચિરકાળ ટકશે.

આ અમૂલ્ય અને અખૂટ વારસો સૌને માટે ખુલ્લો છે. જેનાથી જેટલો લૂંટી શકાય તેટલો લૂંટી શકે છે.

એના વારસ બનવાને લાયક થવા આપણે યથાશકિત પ્રયત્ન કરીએ.

મણિભાઈ દેસાઈ

## બળિયા બાપજી !

નાના મેઘજીને બે દિવસથી તાવ આવતો હતો. ત્રીજે દિવસે ઝમકુ કાકીએ કહ્યું 'વહુ, આ તો બાપજી પધાર્યા લાગે છે. જોને એનું શરીર લાલચોળ થઈ ગયું છે અને આ ઝીણી ઝીણી ફોલ્લીઓએ દેખાડ દેવા માંડયો છે.'

વહુ—(ગભરાતાં ગભરાતાં) મને કાલનો વહેમ તો પડયો હતો કે આને કાંઈક નીકળવાનું થયું છે. પણ હવે હું શું કરું બા ?

ઝમકુકાકી—ગભરાઈશ નહીં વહુ, એ તો મટી જશે. હજુ તો આ ફોલ્લીઓ ભરાશે અને નવ ન્વાહા થશે પછી એ નમવા લાગશે. બળિયા બાપજીની બાધા રાખ કે 'મેધલો સાજોસમો ઊભો થઈ જશે તો સાત નાળિયેરનું તોરણ બાંધીશ અને ઘીનો દીવો કરીશ.' મહારાજ વાંકો વાળ નહીં થવા દે. પણ બાપજીને કોઈ નો પડછાયો ના પડવો જોઈએ હં ! આ ફૂલીમાશીના ઝવેરને બળિયા બાપજી નીકળેલા અને એણે કાંઈ સાચવ્યું નહીં એટલે સાતમે દિવસે બળિયા બાપજી દેહમાંજ સમાઈ ગયા. અને રતન જેવો છોકરો ફાટી પડયો.

આવી વાતો સાંભળીને વહુ વધારે ગભરાઈ. એણે ઝમકુકાકીના કહેવા પ્રમાણે બાધા રાખી. ઘરના બારણે લીમડાની ડાંખળીઓનાં ઝૂમખાં લટકાવ્યાં. ન એને રાંધવાનું સૂઝે કે ન એને ખાવાનું સૂઝે. છોકરાની આગળ ને

આગળ એ બેસી રહે. અને છતાં કાંઈ ઘરનું કામકાજ કર્યા વિના ચાલે છે! આડોશીપાડોશી જોવા આવે. સગાં-વહાલાં ખબર પૂછવા આવે એ બધામાં વહુ તો વધારે ગૂંચાઈ જાય. લોકો અલક મલકની એવી વાતો કાઢે કે વહુ ન ગભરાતી હોય તોય ગભરાઈ જાય.

દિવસ ગયા અને બળિયાના ફોલ્લા ભરાવા લાગ્યા અને મેઘજીનો દેહ તો ઓળખાય નહિ એવો થઈ ગયો. જીભ ઉપર, નાકમાં, આંખમાં કોઈ જગ્યા એવી નહોતી કે જ્યાં ફોલ્લા ન નીકળ્યા હોય. ખાવા પીવાનું તો ઠીક, પણ શ્વાસ લેવાનું પણ મુશ્કેલ બની ગયું. મા રડતી જાય અને છોકરાને લીમડાની પાંખડીઓ વડે વાયરો નાખતી જાય. છોકરા સાથે વહાલ કરવામાં એ એટલું પણ ના જુએ કે ફોલ્લાની રસી એના શરીર અને લૂગડે ચોંટે છે અને એ રીતે ખરડાયેલાં લૂગડાં જ્યાં ત્યાં ચેપ ફેલાવે છે.

નવ દિવસ થયા એટલે ફોલ્લા નરમ પડયા. પછી સુકાયા. અને છેવટે વળતાં પાણી થયાં. વહુએ ઝમકુ કાકીને સાથે લઈને બાપજીની બાધા પૂરી કરી પણ બળિયાને કારણે મેઘજીની આંખમાં ફુલ પડયું અને એણે એક આંખ ખોઈ.

બળિયાનો ચેપ બચુડીને લાગ્યો અને એને ત્રણ દિવસ પૂરા નહોતા થયા ત્યાં તો મેઘજીની બા પણ તાવથી પટકાઈ પડી. આમ આખા ઘરમાં બધાં બળિયાના ભોગ બન્યાં.

બળિયા કાંઈ એકલા હિંદુસ્તાન-માં જ નીકળે છે એવું નથી. બીજા દેશોમાં પણ બળિયાની બીમારી લાગુ પડે છે. પણ ત્યાં કોઈ એને બળિયા બાપજી આવ્યા છે એવું કહેતા નથી કે માનતા રાખતા નથી. એમ છતાં ત્યાં આ બીમારી પ્રમાણમાં બહુ ઓછી લાગુ પડે છે કેમ કે એ બધા સમજે છે કે આ એક ગરમીનો રોગ છે. એ ચેપી છે અને ભયંકર છે. એટલે એનો ચેપ બીજે કયાંય ફેલાય નહીં અને દરદીને ઓછામાં ઓછી પીડા થાય એ રીતે એની સારવાર કરે છે. પ્રથમ સાવચેતી રૂપે તો એ રોગ આવે જ નહીં એ રીતે એ લોકો રહેણીકરણી ગોઠવે છે અને કદાચ આવી ગયો તો બહુ સાવધાનીથી ઉપર જણાવ્યું એમ દરદીને ઝટ આરામ થાય અને બીજે કયાંય ચેપ ફેલાય નહીં એવી તકેદારી રાખે છે.

આપણે ત્યાં તો બળિયા જરાક નરમ પડયા એટલે દરદી જ્યાં ત્યાં ફરતો થઈ જાય છે. એના શરીર ઉપરના ભીંગડાં વલૂરતો વલૂરતો એ જ્યાં ત્યાં ચેપ ફેલાવતો રહે છે અને આખા સમાજને માથે આફત ઉતારે છે.

**બળિયાના દરદીએ ધ્યાનમાં રાખવા જેવી થોડી વાતો**

૧. દરદીનાં કપડાં ઉકાળીને ધોવાં.

૨. બીજાં બાળકોને એનાથી દૂર રાખવાં.

૩. શરીરની રસી કે ભીંગડાં કે એવો બીજો કચરો ખાડો ખોદીને જમીનમાં ઊંડે દાટી દેવો.

૪. ગમે તેવો ખોરાક ન ખવડાવવો.

૫. એમ છતાં શરીરમાં તાકાત રહે અને ઠંડક લાગે એવું ખાવાપીવાનું આપતા રહેવું.

— બબલભાઈ મહેતા

## સહકાર

રાષ્ટ્રીય સરકારનું આગમન થયું ત્યારથી સહકાર દ્વારા પુનરૂચનાનું કામ લોકપ્રિય બનાવવા સતત પ્રયાસો થઈ રહ્યા છે. સરકાર સહકારી પ્રવૃત્તિઓને સરકારી તંત્ર સાથે જોડેલા ખાસ ખાતા તરીકે ગણે છે અને તેથી એને કાયદાનો આધાર આપ્યો છે. પહેલાં સરકાર સહકારી મંડળીઓમાં શાખ પર નાણાં ધીરવાના હેતુસર વિશ્વાસ રાખતી હતી, પરંતુ એનાં પરિણામો સહકારી મંડળીઓ તેમ જ એના આશ્રયદાતાઓ માટે કડવાં આવ્યાં હતાં. આ બધી ગેરવ્યવસ્થા સહકાર વિષેના ખોટા ખ્યાલને લીધે ઊભી થાય છે. સહકાર એ માત્ર કોઈ ખાસ પ્રકારનું બંધારણ નથી તેમ જ એની પ્રવૃત્તિ ધારાસભાના કાયદાને આભારી નથી. સહકાર એટલે એક જ ધ્યેયથી સાથે મળીને કામ કરવું. આ એનો સાચો અર્થ. માટે આ રીતે ભેગાં મળીને કામ કરવું તે પરસ્પર લાભને માટે હોય, નહીં કે આશ્રયદાનની લાગણી સંતોષવા માટે. આજની સહકારી મંડળીઓના સંચાલનમાં આ દૃષ્ટિની ઊણપ છે. ઉદાહરણ આપીને સમજાવું તો સૂતરમાંથી કપડું બનાવવા માટે વણાટમાં તાણા અને વાણા બંનેએ સહકારમાં કામ કરવું પડે છે. એ જ રીતે આર્થિક જીવનમાં પેદા કરનાર

અને વાપરનાર બંનેએ કોઈક સાધ્ય વસ્તુ માટે સહકાર આપવો જોઈએ. આવો સહકાર આપણને ન મળે તો પુનર્રચનાનું કોઈ કાર્ય ફતેહમંદ થાય એવી આશા રાખવી નકામી છે.

મકાનના ચણતરમાં સિમેન્ટ અને ચૂનાની જેટલી જરૂર છે એટલી અર્થરચનાની ઇમારતમાં સહકારની છે. જેમ સિમેન્ટ કે ચૂના જેવી વસ્તુ ઈંટોને ભેગી રાખે છે અને એમ એક નક્કર ભીંત તૈયાર કરે છે તેમ સહકાર પણ સમાજવ્યવસ્થાને દૃઢ અને મજબૂત કરે.

આપણા દેહના જુદા જુદા અવયવો સમાન ધ્યેય માટે એકબીજાને સહકાર આપે છે. જો આંખો જુએ, પગ ચાલે તો આપણે જવાને સ્થળે પહોંચી શકીએ. પરંતુ જો એક અવયવ બીજા સાથે સહકાર કરવાની ના પાડે તો આપણે અટકી પડીએ. એવી જ રીતે સમાજ-રૂપી શરીરમાં તેમ જ એક ખાસ મંડળમાં દરેક પોતાનાં કર્તવ્યો અલગ-પણે નહીં પણ પોતાના સાથીઓ સાથે સહકારમાં કરવાનાં છે.

આમ, સહકારના ત્રણ પ્રકાર છે: તાણાવાણા જેવો, ઈંટચૂના જેવો, પગ-આંખ જેવો. એટલે કે ભેગા જોડાવાનો, એકબીજાને ટેકો આપવાનો અને એક બીજા સાથે કામ કરવાનો. આપણે ઘણી વાર જોઈએ છીએ કે આ ત્રણ પ્રકારનાં કાર્યો તંત્રપદ્ધતિમાં સહકારથી થતાં નથી. સરકારી સહકારી ખાતાએ વણકરને મદદરૂપ થવું હોય તો તેણે વણકરની વસ્તુઓ વાપરવી જોઈએ; કાગળ બનાવનારને મદદ કરવી હોય તો તેણે હાથકાગળ વાપરવો જોઈએ અને જ્યાં જ્યાં શક્ય હોય ત્યાં ત્યાં જેને એ મદદ કરવા ઇચ્છે તે કારીગરોએ પેદા કરેલી વસ્તુઓ જ વાપરવી જોઈએ. ગ્રામ-વિકાસ ખાતું જો વિદેશી બનાવટનાં બ્રશ વાપરે, મિલમાં બનેલાં મસોતાં વાપરે કે ચોડેલા (પ્લાઈવૂડના) લાકડાનું રાચરચીલું વાપરે તો એ ગ્રામવિકાસખાતું નહીં પણ ગ્રામવિનાશ ખાતું કહેવાય. કદાચ કેવળ અજ્ઞાનને કારણેયે હોય, પરંતુ ટાણેઅટાણે સહકારને ઉત્તેજન આપવા માટે ગળાફાટ રાડો પાડતાં છતાં આપણાં બધાં સરકારી ખાતાં આજે આ ઢબે કામ કરે છે. આપણે આશા રાખીએ કે

માત્ર સરકાર નહીં પણ સહકારમાં રસ લેતી બીજી જુદી જુદી સંસ્થાઓ અને વ્યક્તિઓ પણ સહકારની આ વિશાળ વિચારસરણી સમજે અને પોતે જેને પોષવા માગે એ ઉદ્દેશ આગળ વધે એ રીતે કામ કરે અને રહે. આપણે એક વસ્તુની હિમાયત કરીએ અને એથી વિરુદ્ધ આચરણ કરીએ એ ન ચાલે. આપણાં કાર્યોમાં આપણે અપનાવેલ જીવનની દષ્ટિ પ્રગટ થવી જોઈએ. સહકાર એ માત્ર એક જાતની તંત્ર-પદ્ધતિ નથી પણ એ મુખ્યપણે જીવનની ઢબ છે. એથી એ માટે ધર્મપ્રચારકના જેવા ઉત્સાહ અને હેતુની એકતાની જરૂર છે અને જીવનમાં એનો સંપૂર્ણપણે અમલ કરવાની જરૂર છે.

આપણે મોટી કે નાની જે ચીજ પેદા કરીએ એનું જ મહત્ત્વ નથી પણ એ ચીજ પેદા કરવા આપણે કઈ ઢબે જોડાઈએ છીએ એ વધારે અગત્યની બાબત છે. એથી આપણી એ ફરજ છે કે આપણે સાધનો પ્રત્યે ખૂબ જ સાવધાની રાખીએ કે જેથી ઉપર ઉપરથી સારાં પરિણામો દેખાડવાની ચિંતામાં, આપણે અસલ વસ્તુનો જ નાશ ન કરી બેસીએ.

આપણા દેશની સંસ્કૃતિ હરીફાઈ પર નહીં પણ સહકાર પર, વ્યક્તિગત કામ પર નહીં પણ સંયુક્ત પ્રયાસ પર રચાયેલી છે. દુર્ભાગ્યે, આપણે આજે અસ્તવ્યસ્ત થઈ ગયા છીએ. પશ્ચિમે આપણી પાસે એવી પદ્ધતિ મૂકી કે જેમાં વ્યક્તિગત રીતે કરવાની સાથે કાયદેસરની સહકારની સંસ્થાઓની સહાય હોય. આ વસ્તુ હરીફાઈની દુનિયામાં ઉપયોગી નીવડે પણ જ્યાં સહકારને જીવનનો પ્રાણ લેખવામાં આવે ત્યાં એ નિષ્ફળ જ જાય. હરીફાઈની પરિસ્થિતિ હેઠળ મૂઠીભર માણસોને જે જીવનધોરણ મળે એનાં કરતાં સહકાર તળે જીવનનું ધોરણ વધુ સાદું જ હોવાનું. પરંતુ એ તદ્દન નિશ્ચિત છે કે સહકારી જીવનમાં દેશની પેદાશમાં સરેરાશ દરેક વ્યક્તિને વાજબી હિસ્સો મળશે, જ્યારે હરીફાઈની અર્થરચનામાં બળિયાના બે ભાગ થાય છે. આપણે કહી શકીએ કે સહકાર સંસ્કાર અને સામાજિક જીવન પ્રત્યે લઈ જાય છે, જ્યારે હરીફાઈ આપણને જંગલી દશા પ્રત્યે ધકેલી દે છે, જ્યાં નબળાને ભોગે સબળો લીલાલહેર કરે છે.

('હરિજનબંધુ'માંથી) જૉ૦ કૉ૦ કુમારપ્પા

# ભાષાવાર પ્રાંતરચના

આપણા દેશમાં તેર ચૌદ મોટી ભાષાઓ છે; તે કઈ કઈ ને ક્યાં બોલાય છે, એ આપણે ગયા અંકમાં જોયું. તેમાંની એક એક ભાષા કેવડા મોટા પ્રદેશમાં બોલાય છે! અને કેટલા બધા લોકો તે બોલે છે! આપણી માતૃભાષા ગુજરાતીનો દાખલો લો. પશ્ચિમમાં દ્વારકાથી પૂર્વમાં પાવાગઢ અને દાહોદ ડુંગરપુર સુધી તથા ઉત્તરમાં આબુથી દક્ષિણમાં દમણગંગા સુધી આ ભાષા બોલાય છે. કચ્છ, સૌરાષ્ટ્રના વિશાળ ભાગ તેમાં આવી જાય છે. આપણા કવિ નર્મદે આ પ્રદેશને 'ગરવી ગુજરાત' કહીને તેની હદ એક કાવ્યમાં ગાઈ છે; તે મીઠી કડીઓ નીચે ઉતારું છું:

'ઉત્તરમાં અંબા માત,
પૂરવમાં કાળી માત,
છે દક્ષિણ દિશામાં કરંત રક્ષા
કુંતેશ્વર મહાદેવ
ને સોમનાથ ને દ્વારકેશ એ
પશ્ચિમ કેરા દેવ.
છે સહાયમાં સાક્ષાત્
જય! જય! ગરવી ગુજરાત!'

આ જ પ્રમાણે ભારતની દરેક મોટી ભાષાનો વિસ્તાર છે; અને આપણી પેઠે, તે તે ભાષા બોલનારાઓ પોતાના વહાલા પ્રદેશને ચાહે છે અને તેનાં કાવ્યો ગાય છે.

અને આ કુદરતી છે. પોતાની ભાષાને માતૃભાષા કહેવાય છે. જન્મ દેનારી માતા પેઠે જ ધનધાન્ય આપીને ધારણ કરનારી ધરતી અને વાચા અર્પનારી વૈખરી કે ભાષા — એ પણ મનુષ્યની માતા જ છે. તેથી જ આપણે માતૃભૂમિ, માતૃભાષા એવા શબ્દો તે માટે વાપરીએ છીએ; અને આપણી માતા પેઠે જ તે આપણને વહાલી હોય છે; એમાં કોઈ કોઈની માતાની અદેખાઈ કે સરસાઈ કરવાનું હોતું નથી, આપણને એ સૂઝતું જ નથી.

આથી કરીને આપણે ત્રીસ ઉપર વરસોથી નક્કી કરેલું કે, જ્યારે દેશમાં સ્વરાજ સ્થપાશે ત્યારે, અંગ્રેજોએ દેશના

જે પ્રાંતો પાડ્યા છે, તે સુધારી લઈશું અને દેશની ભાષાવાર પ્રાંતરચના કરીશું. આથી મોટો ફાયદો એ થશે કે, દરેક ભાષાવાળા લોકો પોતાના પ્રદેશનું કામકાજ પોતાની ભાષામાં કરી શકશે. તેથી બધા લોકો તેમાં સમજતા થશે અને ભાગ લઈ શકશે: તેથી સામાન્ય લોકને સરખી તક મળશે; તેમનો પણ દરજ્જો વધશે; તેઓ પોતાના મનના ભાવો નીડરપણે કહી શકશે; નહીં ભણ્યા હોય તો ભણવામાં એમને રસ પડશે. ટૂંકામાં, સ્વરાજના નાગરિક તરીકે તેઓને સહેજ તાલીમ મળશે. એટલે પુરું સ્વરાજ રચવામાં તેઓ પોતાનો ફાળો આપી શકશે. અને એ તો જરૂરી છે; નહીં તો સ્વરાજ આવ્યું એમ કેવી રીતે કહી શકાય?




આ મોટું કારણ છે; અને તેને સારુ અંગ્રેજી રાજ્યમાં પાડેલા પ્રાંતોની રચના ફેરવવી જોઈએ, એમ સૌને લાગે છે.

પરંતુ એમ કરવા જઈએ છીએ ત્યારે જણાય છે કે, એ જેવું સરળ સુગમ દેખાય છે તેવું નથી; તેમાં પાર વિનાની પંચાતો રહેલી છે. છતાં તે બધીને ઉકેલવા માટે તો સ્વરાજ છે; તે ઉકેલવી જોઈએ. તે તે વિષે વિચાર હવે પછી કરીશું.

૮-૧-૧૯૫૦ મગનભાઈ દેસાઈ

**સીધો રસ્તો જેટલો સરળ તેટલો જ કઠણ છે.**
**નહીં તો બધા જ સીધે રસ્તે ચાલત.**

# પૂરું થતું પખવાડિયું

ગઈ તા. ૧૮મીએ મળેલી સૌરાષ્ટ્ર કૉંગ્રેસ પાર્લમેન્ટરી પક્ષની સભાએ સૌરાષ્ટ્રના હાલના વડા પ્રધાન શ્રી ઢેબરભાઈને ફરીથી કૉંગ્રેસ પાર્લમેન્ટરી પક્ષના નેતા તરીકે ચૂંટી કાઢ્યા હતા.

સૌરાષ્ટ્રની બંધારણ સભા હવે પછી વચગાળાની ધારાસભા તરીકે કામ કરશે.

કૉંગ્રેસની કારોબારી સમિતિએ સઘળી પ્રાન્તિ સમિતિઓ અને તેમના અધિકાર નીચેની બીજી સમિતિઓને ગાંધીજીના નિર્વાણના દિવસ ૩૦મી જાન્યુઆરીને 'સર્વોદય દિન' તરીકે ઊજવવાની આજ્ઞા કરી છે.

કૉંગ્રેસના બંધારણમાં કેટલાક મહત્ત્વના ફેરફારોની વિચારણા કરવા ફેબ્રુઆરી માસની ૧૮મી તથા ૧૯મી તારીખે મહાસમિતિની ખાસ બેઠક દિલ્હી ખાતે મળશે. નવા બંધારણના અમલને કારણે આ ફેરફારો જરૂરી બન્યા છે.

મ૦


વાંચવા જેવાં પુસ્તકો

આંધળાનું ગાડું

જુગતરામ દવે

કિં. રૂ. ૦-૪-૦ ટપાલરવાનગી ૦-૨-૦

ખેડૂતનો શિકારી

જુગતરામ દવે

કિં. રૂ. ૦-૬-૦ ટપાલરવાનગી ૦-૨-૦

ગાંધીજી

જુગતરામ દવે

કિં. રૂ. ૦-૭-૦ ટપાલરવાનગી ૦-૨-૦


વિષયસૂચિ



મુદ્રક અને પ્રકાશક : જીવણજી ડાહ્યાભાઈ દેસાઈ, નવજીવન મુદ્રણાલય, કાળુપુર, અમદાવાદ

# લોકજીવન

યથા પ્રજા તથા રાજા

બે આના

વર્ષ ૨

વાર્ષિક લવાજમ: દેશમાં રૂ. ૩ | છમાસિક ,, ,, રૂ. ૨

અમદાવાદ, ૧૫મી ફેબ્રુઆરી, ૧૯૫૦

વાર્ષિક લવાજમ: પરદેશમાં રૂ. ૫; શિ. ૮



સંપાદકમંડળ

મગનભાઈ દેસાઈ — ગોપાળદાસ પટેલ
વિઠ્ઠલદાસ કોઠારી — મણિભાઈ દેસાઈ (તંત્રી)
બબલભાઈ મહેતા — જીવણજી દેસાઈ (વ્યવસ્થાપક)


## ખોટી શરમ

એક મોચીની દુકાને એક ડોસો અને તેનો છોકરો મોચીકામ કરતા હતા. છોકરો સરસ ચંપલો અને જોડા બનાવતો હતો. તેના હાથમાં કારીગરી હતી. તેનું સારું કામ જોઈને લોકો તેની પાસે પોતાનાં ચંપલ-જોડા સિવડાવતા હતા. ભણતાં ભણતાં વખત મળે ત્યારે તે ફાલતુ સમયમાં કામ કરતો હતો. નિશાળમાં ભણતો એટલે આવું મજૂરીનું કામ કરવામાં તેને સંકોચ થતો હતો, પણ ડોસાનો આગ્રહ અને પૈસાની તંગીને લીધે તે કામ કરતો હતો અને ડોસાની કમાણીમાં થોડી પૂરતી કરતો હતો. થોડા વખત પછી તે પસાર થયો એટલે નોકરીની શોધમાં પડ્યો અને માસ્તર થયો. પછી તેણે ઘરનું કામ કરવાનું છોડી દીધું.

પછી ડોસાને એકલા કામ કરતા જોઈને પૂછ્યું: 'તમારો છોકરો ક્યાં ગયો?'

જ૦ — એને હવે નોકરી મળી છે એટલે કામ નથી કરતો.

પ્ર૦ — પણ સવાર-સાંજ વખત મળે તેમાંય મદદ ન કરે?

જ૦ — કરી તો શકે પણ હવે માસ્તર થયો એટલે તેને આ કામ કરતાં શરમ લાગે છે.

પ્ર૦ — કેમ? માસ્તર થયો એટલે કામ ન થાય?

જ૦ — થાય તો ખરું પણ એની શાળાના વિદ્યાર્થીઓ અને માસ્તરો જતાં આવતાં તેને કામ કરતો જુએ છે તો હસે છે. એટલે તેને શરમ આવે છે.

પ્ર૦ — એ વિદ્યાર્થીઓને પદાર્થપાઠ આપવા માટે તો એણે ખાસ કામ કરી બતાવવું જોઈએ. માસ્તર થયો એટલે સારું લાગે તે તેણે પોતે ન કરવું જોઈએ?

જ૦ — હા, પણ આજુ-બાજુનું વાતાવરણ એવું છે અને તે પોતાની મેળે ન કરે તો હવે ક્યાં નાનો છે કે બળ-જબરીથી બેસાડું? તમે કંઈ બે શબ્દો કહો ને સમજે તો સારી વાત છે. પછી તે ભાઈને બોલાવીને તેની સાથે નવી કેળવણીની વાત કરી, નવા જમાનાની ઉદ્યોગની કેળવણીની વાત કરી અને પોતાનો ધંધો ચાલુ રાખવા સમજાવ્યો. શિક્ષકો પોતે જ જો ઉદ્યોગ ન કરે અને ઘરકામ ન કરે તો વિદ્યાર્થીઓને ઉદ્યોગનું મહત્વ કેવી રીતે સમજાવી શકે?

વિઠ્ઠલદાસ કોઠારી

**આજે જેની જરૂર નથી તેનો સંગ્રહ ન કરીએ**
**એનું નામ અપરિગ્રહ**

# સિંહ, શિયાળ અને ગધેડો

એક વનમાં સિંહ, શિયાળ અને ગધેડો દોસ્તી બાંધીને રહેતાં હતાં. સાથે શિકાર કરવા જાય; સાથે બેસીને ખાય.

એક દિવસ શિકાર કરીને તેઓ આવ્યાં. પછી તાપણાની આસપાસ બેસીને તેની મિજબાની માણવાની તૈયારી કરી, અને ત્રણે જણ જમવાને બેઠાં. એટલે સિંહે ગધેડાને કહ્યું,

"આ શિકાર તું હવે ત્રણેને વહેંચી આપ."

ભોળા ગધેડાએ તેના ત્રણ સરખા ભાગ કર્યા અને તેની ત્રણ અલગ ઢગલી કરીને પછી કહ્યું, "ચાલો, હવે દરેક પોતાનો ભાગ. આ ત્રણમાંથી પસંદ કરી લે; રહેશે તે મારો."

સિંહે શરૂઆત કરી. તે તો સરખા ભાગ જોઈને ગધેડા ઉપર તાડૂક્યો, "હું સિંહ, વનનો રાજા! તેનો ભાગ બીજાના જેટલો જ?" અને એમ કહીને તેણે ગધેડા પર છલંગ મારી અને મિજાજમાં આવી જઈ તેને પૂરો કરી નાખ્યો.

હવે શિયાળ રહી. સિંહે તેને કહ્યું, "તું હવે વહેંચી આપ." લુચ્ચી શિયાળ સમજી ગઈ હતી. હમણાં જ તેણે ગધેડાના કેવા હાલ થયા તે જોયું હતું. તેણે શિકારમાંથી એક મોટો ઢગલો કર્યો અને બીજી એક નાનીશીક ઢગલી કરી; અને ઢગલી પાસે બેસી સિંહને કહ્યું, "વનરાજ, આપનો ભાગ પેલો રહ્યો; આપ આરોગો. મારી ઢગલી આ રહી."

આવી માનભરી અને મીઠી વાણી સાંભળીને સિંહ રાજી

થયો અને હસીને કહેવા લાગ્યો, "તું ખરો મજેદાર મિત્ર છે; મારી સાથે તારા જેવા શોભે. તું કાલે પણ મારી જોડે શિકારે આવજે."

સત્તા આગળ શાણપણ ન ચાલે, તે આનું નામ. પણ સત્તાના મદથી છકેલા જોડે મૈત્રી બાંધવી હોય તો સ્વમાન અને સ્વહક જતાં કરીને વાત કરવી જોઈએ, એ પણ એટલું જ યાદ રાખવા જેવું છે.

'મોટા જોડે નાનો જાય તો મરે નહીં તોય માંદો તો પડે.' એ પણ આપણા શાણા લોકોએ જ શીખવ્યું છે!

૯-૨-'૫૦ મગનભાઈ દેસાઈ

## હરિજન પટાવાળો ન જોઈએ

હરિજનોનો સામાજિક દરજ્જો વધારવાના ઉદ્દેશથી અને દેશની બીજી કોમોની જેમ હરિજન ઉમેદવારોને હલકા દરજ્જાની નોકરીઓના લાભ મળે તે ઉદ્દેશથી સરકારે ઠરાવ્યું છે કે અમુક ટકા સુધી પટાવાળા, તલાટીઇત્યાદિની જગ્યાઓ પછાત ગણાતી કોમોના ઉમેદવારથી ન ભરાય ત્યાં સુધી બીજી ઊંચી ગણાતી કોમોના ઉમેદવારોથી આ જગ્યા ન ભરવી. પરંતુ સરકારી નોકરો પૈકી કેટલાય હજુ આ બાબતમાં વસવસો સેવતા હોવાથી રખેને હરિજન પટાવાળા સાથે કામ લેવું પડશે વચારે હરિજનને ટાળતા થયા છે. પટાવાળાનો ઉપયોગ ખાનગી કામે કરવાની વૃત્તિને કારણે આવી લાલચ થાય છે એ જૂની માન્યતા હવે છોડવા જેવી છે.

પરીક્ષિતલાલ

# મહાપુરુષનું સાચું પૂજન

બુદ્ધ ભગવાને જાહેર કર્યું હતું કે, હવે તે બહુ બહુ તો ચાર મહિના વધુ જીવવાના છે. તે સાંભળી તેમના ભિક્ષુઓ-માં ધમાલ મચી રહી. જેઓ તેમના સંઘમાં જોડાઈને કશો ખાસ પ્રયત્ન કરતા ન હતા, તે બધા ગભરાઈ જ ગયા; જેઓ સાધનાને માર્ગે સ્થિર થયા હતા તેઓમાં ધર્મસંવેગ ઉત્પન્ન થયો; અને જેઓ હજુ ઉમેદવાર જેવા હતા તેઓની આંખોમાં આંસુ સમાવા ન લાગ્યાં. બધા ભિક્ષુઓ ટોળે વળીવળીને આપસ આપસમાં એક જ વાત પૂછતા: હવે આપણું શું થશે? હવે આપણે શું કરીશું?

તે વખતે ભગવાનના સંઘમાં તિસ્સ નામનો એક ઘરડો ભિક્ષુ હતો. તેણે વિચાર કર્યો કે, ભગવાન ચાર જ માસ વધુ જીવવાના છે; પરંતુ હજુ મારા રાગ-દ્વેષ હું જીતી શક્યો નથી; માટે ભગવાન હજુ જીવંત છે ત્યાં સુધીમાં હું પ્રયત્ન કરી, મારા ચિત્તને શુદ્ધ તથા સ્થિર કરી લઉં.

આમ વિચારી, તેણે બધાની સોબત છોડીને એકાંતમાં બેસી ભગવાને બતાવેલે માર્ગે ધ્યાન કરવા માંડયું. તે કોઈની સાથે બોલતો ચાલતો નહીં; તથા બીજા ભિક્ષુઓ વલોપાત કરતા વારંવાર બુદ્ધ ભગવાનની આસપાસ ટોળે વળ્યા કરતા, તેમ પણ તે કરતો નહીં.

ભિક્ષુઓને તિસ્સની આ વર્તણૂક વિચિત્ર લાગી. તેઓ કહેવા લાગ્યા કે, ભગવાન હવે થોડો જ વખત આપણી વચ્ચે છે; ત્યાં સુધીમાં તેમનાં દર્શન, પૂજન થાય તેટલાં કરી લેવાને બદલે, આ બુઢ્ઢો હવે ઊલટો દૂર રહે છે! તેઓ તેને પણ પૂછતા; પરંતુ તે તેમને કશો જવાબ આપતો નહીં.

ધીમે ધીમે ભિક્ષુઓએ બુદ્ધ ભગવાનને કાને પણ આ વાત નાખી: "જુઓને, ભગવંત, આ તિસ્સને હવે આપના ઉપર જરા પણ ભક્તિભાવ રહ્યો નથી. હવે તે એકલો જ રહે છે, તથા અમારી કોઈની સાથે પણ કાંઈ બોલતો ચાલતો નથી!"

ભગવાને એક વખત તિસ્સને બોલાવીને આનું કારણ પૂછ્યું. તિસ્સે

તેમને ખરી વાત કહી. તે સાંભળી ભગવાન તેના વિચારને અનુમોદન આપતા બોલી ઊઠયા: "ભિક્ષુઓ, તિસ્સની પેઠે જેઓ વિચારે છે તેઓ જ મારા સાચા ભક્ત છે. મને હારતોરા કે સ્તુતિગાનથી પૂજનારા મારું ખરું પૂજન કરતા નથી. જેઓ ધર્મ તથા વિનયને બરાબર આચરે છે, તેઓ જ મારું સાચું પૂજન કરે છે."

ગોપાળદાસ પટેલ

## રાજા વિનાનું રાજ્ય

હિંદમાં કોણ રાજ્ય કરે છે?— એ સવાલ ગયે વખતે આપણે વિચાર્યો હતો. રાજ્ય તો રાજા કરે, એ આપણી સમજ છે. અને રાજા પરમેશ્વરનો પ્રતિનિધિ છે, એમ આપણે માનતાં શીખ્યા છીએ. એટલે રાજા વિનાનું રાજ્ય વળી કેવું હોય! એ આપણી સમજમાં આવી શકતું નથી. એટલે પછી જે કોઈ આપણી ઉપર સીધી સત્તા કે દોર ચલાવતો અમલદાર કે અધિકારી હોય, તેને જ રાજા કે રાજાનો માણસ આપણે માનીએ છીએ. અને પછી એ પ્રમાણે એની આગળ ગરીબ રૈયત જેવા રાંક બનીને વર્તીએ છીએ. આ આપણા લોકોને સહેજે આવડે છે. એ એમને શીખવવું પડે એવું નથી. આપણને એની ટેવ જ પડી ગઈ છે. એટલે સુધી કે, તેની કહેવત આપણે બનાવી કાઢી છે કે, 'સત્તા આગળ શાણપણ ન ચાલે'!

આવી ટેવ અને એવા સ્વભાવવાળા લોકને કહીએ કે, ૨૬મી જાનેવારીથી લોકનું જ રાજ દેશમાં શરૂ થાય છે તો એ એમાંથી શો અર્થ કાઢશે? આપણા ભારત દેશમાં તે દિવસથી પ્રજાસત્તાક રાજ્ય શરૂ થયું, એ તો ઉઘાડું છે. પણ તેથી શો ફરક પડયો, એની લોકોને ગમ પડશે ખરી?

સરકારે, એનો રાજવહીવટ ચલાવનાર અમલદાર કે નોકરવર્ગે, લોકની સેવા કરનારી સંસ્થાઓ તથા સેવકોએ, અને દરેક હિંદીએ પણ આ વિચાર કરવો જોઈએ. હિંદમાં પ્રજાસત્તાક રાજ્ય થયું એટલે રાજા વિનાનું રાજ્ય થયું. તો તે ચાલે શી રીતે? હવેથી પ્રજા પોતે રાજા બને છે, તો પ્રજા શી રીતે રાજ્ય કરતી હશે આ પાઠ આપણે હવે શીખવાનો છે. ગાંધીજી કહેતા કે, એ પાઠ શીખવાનો અધિકાર પ્રજાને મળે એનું નામ સ્વરાજ. ભૂલો કરી કરીને પણ એ હવે શીખવો છે એમ દરેક જણે નિશ્ચય કરવો જોઈએ.

૧૨–૧–'૫૦ મગનભાઈ દેસાઈ

# ઝાકળ અને ઝાકળબિંદુ

ઘણાં માણસો ઉનાળામાં બરફ નાખેલાં શરબત પીએ છે. એ શરબતવાળા ગ્લાસની બહારની બાજુ થોડા જ સમયમાં ભેજવાળી થઈ જાય છે. એ ભેજ ગ્લાસમાંથી તો બહાર જઈ શકે નહીં. માટે એ ભેજ બહારની હવામાંથી જ આવ્યો.

હવા હમેશાં ઓછાવત્તા ભેજવાળી રહે છે. ઠંડી હવા થોડો ભેજ સમાવી શકે. ગરમ હવા વધારે ભેજ શમાવી શકે.

ગ્લાસમાં ઠંડો બરફ હોવાથી ગ્લાસની આજુબાજુની હવા ઠંડી થઈ ગઈ. ઠંડી હવાથી બહુ ભેજ રખાય નહીં એટલે તેણે એ ભેજ ગ્લાસની બહારની બાજુ ઉપર જમા કર્યો.

શરબત પી રહ્યા બાદ એ ગ્લાસ બહારનો ભેજ થોડી જ વારમાં હવામાં ભળી જશે. હવા ઠંડી પડે તો જ ભેજ દેખા દે. ગરમ હવામાં રહેલો ભેજ પાણીના ટીપા જેમ દેખાય નહીં.

આ શરબતના ગ્લાસ જેમ કેટલીક વાર ઉનાળાની શરૂઆતમાં બને છે. નદી તળાવ કૂવા ઉપરથી ઉનાળાની ગરમીથી બહુ પાણી હવામાં સમાઈ જાય. પણ પછી રાત ઠંડી આવે. રાતના ત્રણ ચાર વાગતાં હવા પૂરતી ઠંડી થઈ જાય. આ ઠંડી હવા એટલો બધો ભેજ રાખી શકે નહીં. એટલે તે ખુલ્લી જમીન ઉપર, ઘાસ ઉપર અને ઝાડનાં પાંદડાં ઉપર તે ભેજ ઠાલવી દે. તેને આપણે ઝાકળ પડયું કહીએ છીએ.

હવામાં રહેલો ભેજ જે ઉષ્મામાને ઠરી પાણી બનવા લાગે તે ઉષ્મામાન ઝાકળબિંદુ કહેવાય. ઝાકળબિંદુ એટલે ઝાકળનું પાણીનું ટીપું એવો અર્થ અહીં નથી. ઝાકળબિંદુ એ ઉષ્મામાન છે અને થર્મોમિટરથી મપાય છે.

ઝાકળબિંદુની મદદથી હવામાં કેટલો ભેજ છે તે જાણી શકાય છે. કાપડમિલના કેટલાક ખાતામાં વધારે ભેજની જરૂર પડે છે. હવામાં કેટલો ભેજ છે તેની ગણતરીને આધારે કેટલો વધારે ભેજ હવામાં ઉમેરવો તે નક્કી કરી શકાય. તેથી મિલમાં વધારાનો ભેજ ઉત્પન્ન કરવા હવા અને પાણીનો સૂક્ષ્મ છંટકાવ કરવામાં આવે છે. આ છંટકાવ અતિ સૂક્ષ્મ હોઈને તે હવા સાથે એકરસ થઈ ઘટતો ભેજ આપી રહે છે.

બંસીલાલ ગાંધી

# પ્રથમ રાષ્ટ્રપતિ

ગઈ ૨૬મી તારીખથી ભારતે સંપૂર્ણપણે સ્વાધીન પ્રજાસત્તાક રાજ્ય તરીકેની કારકિર્દી આરંભી છે એ સૌ કોઈ જાણે છે. બાબુ રાજેન્દ્રપ્રસાદ એ પ્રજાસત્તાકના પ્રમુખ ચૂંટાયા છે. બંધારણ સભાએ ભારતના પ્રજાસત્તાકના પહેલા પ્રમુખ તરીકે સર્વાનુમતે તેમને ચૂંટી કાઢ્યા તથા બંધારણસભાના એ નિર્ણયને દેશભરમાં એક અવાજે વધાવી લેવામાં આવ્યો એ વસ્તુ બાબુ રાજેન્દ્રપ્રસાદે પ્રજાહૃદયમાં કેવું અનન્ય સ્થાન મેળવ્યું છે તેનો પ્રત્યક્ષ પુરાવો છે.



૧૯૧૬ની સાલમાં ચંપારણના સત્યાગ્રહ વખતે તે પહેલવહેલા ગાંધીજીના સમાગમમાં આવ્યા ત્યારથી તેમણે હિંદની સેવાની દીક્ષા લીધી, ગાંધીજીની દોરવણી નીચે કૉંગ્રેસે આરંભેલી આઝાદીની લડતમાં હમેશાં આગળ પડતો ભાગ લીધો અને પોતાની ઊંડી દેશદાઝ, સેવાપરાયણતા તથા ત્યાગથી દેશના આગલી હરોળના આગેવાન તરીકે સ્થાન મેળવ્યું.

પરંતુ રાજેન્દ્રબાબુ કેવળ રાજકીય આગેવાન, કે હિંદની આઝાદીની લડતના ચુનંદા લડવૈયા માત્ર નથી. હિંદની મુક્તિની લડત એ તો ગાંધીજીએ હિંદના નૈતિક, સામાજિક, આર્થિક, સાંસ્કૃતિક અને રાજકીય ઉદ્ધાર માટે આદરેલી વિરાટ પ્રવૃત્તિનો એક ભાગ

માત્ર જ હતો. રાજેન્દ્રબાબુને મુખ્યત્વે કરીને ગાંધીજીની દેશોદ્ધારની આ સર્વાંગી પ્રવૃત્તિમાં રસ હતો અને તેથી તેઓ પહેલેથી જ ગાંધીજીની રચનાત્મક પ્રવૃત્તિઓમાં પણ તેમની રાજકીય પ્રવૃત્તિ જેટલો જ ભાગ લેતા આવ્યા છે. આ રીતે જોતાં ગાંધીજીની પ્રેરણાથી રાષ્ટ્રસેવામાં પડેલા તેમના નિકટના સાથીઓમાં તેમનું સ્થાન વિશિષ્ટ છે. ગાંધીજીના કેટલાક સાથીઓએ રાજકીય પ્રવૃત્તિને મુખ્યત્વે કરીને પોતાનું કાર્યક્ષેત્ર બનાવ્યું છે, જ્યારે બીજા કેટલાકોએ મુખ્યત્વે કરીને તેમની રચનાત્મક પ્રવૃત્તિઓનું કામ અપનાવ્યું છે. પરંતુ રાજેન્દ્રબાબુ પહેલેથી જ આ બંને જાતની પ્રવૃત્તિઓમાં નિષ્ઠાપૂર્વક કાર્ય કરતા આવ્યા છે.

તેમની બીજી પણ એક વિશિષ્ટતા છે. એમના સ્વભાવની મૃદુતા અને સહજ સરળતા, એમની અપાર નમ્રતા અને સુજનતા વિરોધીઓનાં પણ દિલ હરી લેનારી છે. આવો સેવાભાવી, ત્યાગી, નિર્મળ અને અજાતશત્રુ પુરુષ ભારતના પ્રજાસત્તાકનો પહેલો પ્રમુખ બને એ હિંદના ભાવિ માટે એક શુભ ચિહ્‌ન છે એમ કહી શકાય.

રાજેન્દ્રબાબુનો જન્મ ૧૮૮૪ના ડિસેમ્બર માસની ત્રીજી તારીખે બિહાર પ્રાન્તના સારણ જિલ્લાના એક ગામમાં થયો હતો. એમના પિતા મુનશી મહાદેવ સહાય રાજેન્દ્રબાબુની તરુણ અવસ્થામાં જ ગુજરી ગયા હતા. એટલે તેમની કેળવણીની જવાબદારી તેમના મોટાભાઈ મહેન્દ્ર પર આવી પડી અને તેમણે તે નિષ્ઠાપૂર્વક અદા કરી.

છપરામાં તેમણે શાળાની કેળવણી લીધી હતી. રાજેન્દ્રબાબુ અતિ તેજસ્વી વિદ્યાર્થી હતા અને કલકત્તા યુનિવર્સીટીની મૅટ્રિકની પરીક્ષામાં પહેલા આવીને આખા બિહાર પ્રાન્તમાં તેમણે નામના મેળવી હતી; કેમ કે કલકત્તા યુનિવર્સિટીની મૅટ્રિકની પરીક્ષામાં પ્રથમ આવવાનું માન મેળવનાર રાજેન્દ્રબાબુ પહેલા જ બિહારી વિદ્યાર્થી હતા. યુનિવર્સિટીનો એમનો વિદ્યાભ્યાસ પણ એટલો જ ઉજ્જવળ નીવડયો. એની બધી જ પરીક્ષાઓ તેમણે પહેલા વર્ગમાં પહેલા આવીને પસાર કરી.

આમ રાજેન્દ્રબાબુની વિદ્યાર્થી તરીકેની કારકિર્દી અતિ ઉજ્જ્વળ હતી તેમ છતાં તે કેવળ પુસ્તકના કીડા

નહોતા. વિદ્યાભ્યાસ ઉપરાંત જીવનનાં બીજાં ક્ષેત્રોમાં અને ખાસ કરીને દેશોદ્ધારની પ્રવૃત્તિઓમાં પણ તેમને ભારે રસ હતો. આથી વિદ્યાર્થી અવસ્થામાંથી જ તેમણે એવી બધી પ્રવૃત્તિઓમાં ભાગ લેવા માંડયો હતો. આ રીતે ૧૯૦૫ની સાલમાં શરૂ થયેલી બંગાળના ભાગલાની ચળવળમાં તેમણે ભાગ લીધો હતો. સ્વદેશી વસ્તુઓ વાપરવાનો તો તેમણે એ અગાઉથી જ નિયમ કર્યો હતો. વળી ૧૯૦૬ની સાલમાં મહર્ષિ દાદાભાઈ નવરોજીના પ્રમુખપદે કલકત્તા ખાતે મળેલી કૉંગ્રેસની યાદગાર બેઠક વખતે તેમણે સ્વયંસેવક તરીકેની કામગીરી પણ ભારે ઉત્સાહથી બજાવી હતી.

એમ. એ. થયા પછી તેમણે મુજફ્ફરપુરની કૉલેજમાં અંગ્રેજીના અધ્યાપક તરીકેની જગ્યા લીધી હતી. પરંતુ પાછળથી તેમને વકીલ થવાની ઇચ્છા થવાથી કાયદાની પરીક્ષા પસાર કરી કલકત્તાની હાઈકોર્ટમાં તેમણે વકીલાત શરૂ કરી. ત્યાં થોડા જ વખતમાં તેમણે એક આગળપડતા જુવાન વકીલ તરીકેની પ્રતિષ્ઠા મેળવી. વકીલાત કરતાં કરતાં પણ તે સમાજ-સેવાનું કામ ભૂલ્યા નહોતા. આ ઉત્સાહી કાર્યકર્તા અને આશાસ્પદ તરુણ વકીલ પર ગોપાળ કૃષ્ણ ગોખલેની નજર ઠરી. અને તેમણે રાજેન્દ્રબાબુને પોતે શરૂ કરેલા 'ભારત સેવક સંઘ'માં જોડાવાનું આમંત્રણ આપ્યું.

સમાજસેવાપરાયણ રાજેન્દ્રબાબુને તો આ ગમતી વાત હતી અને તેથી 'ભારત સેવક સંઘ'માં જોડાવાને તે તૈયાર પણ થયા. પરંતુ તેમના પિતા-તુલ્ય વડીલભાઈની એમાં સંમતિ ન મળવાથી એ વિચાર તેમણે પડતો મૂક્યો.

પટના હાઈકોર્ટની સ્થાપના થઈ ત્યારે રાજેન્દ્રબાબુ પોતાના પ્રાન્તમાં વકીલાત કરવાને માટે કલકત્તા છોડીને પટનામાં આવી વસ્યા અને થોડા જ વખતમાં ત્યાંના અગ્રગણ્ય વકીલ બની ગયા.

કેળવણીના ક્ષેત્રમાં પણ તેમને ઊંડો રસ હતો. આથી પટના યુનિ-વર્સિટી સ્થાપવાની પ્રવૃત્તિમાં પણ તેમણે આગળપડતો ભાગ લીધો અને અસહકારની ચળવળ શરૂ થઈ ત્યાંસુધી તેમાં સક્રિય ભાગ લેતા રહ્યા.

૧૯૧૬ની સાલમાં ચંપારણના સત્યાગ્રહ વખતે તે ગાંધીજીના સમાગમમાં આવ્યા અને ત્યારથી ગાંધીજી સાથેનો તેમનો સંબંધ ઉત્તરોત્તર વધતો જ ગયો. એ વખતે બિહારના પ્રથમ પંક્તિના વકીલ તરીકે તેમની ગણના થતી હતી અને આવા શક્તિશાળી પુરુષને પોતાને પક્ષે લેવા માટે સરકારે તેમને પટના હાઈકોર્ટના ન્યાયાધીશ બનાવવાની પણ બે વાર દરખાસ્ત કરી હતી. એ જમાનામાં હાઈકોર્ટના ન્યાયાધીશનું પદ અતિશય ગૌરવવંતુ ગણાતું હતું અને બધા શક્તિશાળી વકીલો એ પ્રાપ્ત કરવા જીવનભર ઝંખતા હતા. પરંતુ રાજેન્દ્રબાબુએ તો એ સરકારી દરજ્જો જતો કરીને દેશસેવાનો માર્ગ જ સ્વીકાર્યો. કોંગ્રેસે વકીલાત છોડવાનો કાર્યક્રમ બહાર પાડયો તે પહેલાં જ તેમણે પોતાની ધીકતી વકીલાત કાયમને માટે છોડી દીધી અને પોતાની સઘળી શક્તિ રાષ્ટ્રને ચરણે ધરી.

પછીથી તો રાજેન્દ્રબાબુ પોતાનો સઘળો સમય રાષ્ટ્રસેવાના કાર્યમાં જ એકાગ્રતાથી આપવા લાગ્યા. અને એમ કરતાં તેમના પર જે જે જવાબદારીઓ આવી તે બહુ જ કુશળતાપૂર્વક પાર પાડતા ગયા. આથી થોડા જ વખતમાં તેઓ હિંદના અગ્રગણ્ય નેતા બની ગયા. આઝાદી માટેની બધી લડતોમાં તેમણે આગળપડતો ભાગ આપ્યો અને અનેક વાર કારાવાસ વેઠયા.

૧૯૩૪ની સાલમાં બિહાર પ્રાન્તના મોટા ભાગમાં ભીષણ ધરતીકંપ થયો ત્યારે રાજેન્દ્રબાબુ જેલમાં હતા. પરંતુ તેમની નાદુરસ્ત તબિયતને કારણે એ પછી થોડા જ વખતમાં તેમને છોડી દેવામાં આવ્યા. પોતાના પ્રાન્તના લોકોનું દુઃખ જોઈને તેમનું હૈયું દ્રવી ઊઠયું અને તેમને રાહત આપવા માટે તેમણે ફંડ એકઠું કરવાની અપીલ બહાર પાડી. તેમની એ અપીલનો દેશભરમાંથી સુંદર જવાબ મળ્યો અને એ રીતે મળેલાં નાણાંથી તેમણે પ્રાન્તભરમાં સંકટગ્રસ્ત લોકોને રાહત પહોંચાડી. તેમણે ગોઠવેલા આ રાહતકાર્યથી દેશને તેમની અનુપમ વ્યવસ્થાશક્તિનો પરિચય થયો અને ૧૯૩૫ની સાલમાં તેમને કોંગ્રેસના પ્રમુખ તરીકે ચૂંટી કાઢવામાં આવ્યા. એ પછીથી ફરીથી બે વાર તેમને કોંગ્રેસના પ્રમુખ તરીકે ચૂંટવામાં આવ્યા હતા.

સ્વતંત્ર ભારતનું બંધારણ ઘડવા માટે બંધારણસભા મળી ત્યારે પણ સૌની નજર રાજેન્દ્રબાબુ પર ઠરી અને તેમને સર્વાનુમતે બંધારણસભાના પ્રમુખ તરીકે ચૂંટી કાઢવામાં આવ્યા. બંધારણસભાના પ્રમુખ તરીકેનું કામ પણ તેમણે ભારે બાહોશીથી બજાવ્યું અને તેથી કરીને ભારતના પ્રજાસત્તાકના પહેલા પ્રમુખ તરીકે પણ તેમને સર્વાનુમતે ચૂંટી કાઢવામાં આવ્યા.

રાજેન્દ્રબાબુના સેવાપરાયણ જીવનની આ બહુ આછી અને અતિશય ઝાંખી રૂપરેખા છે. આજ સુધી તેમણે જે કાર્ય હાથમાં લીધું તે તેમણે સફળતાપૂર્વક પાર પાડ્યું છે. પ્રજાસત્તાકના પ્રમુખ તરીકેની જવાબદારી પણ તે સફળતાપૂર્વક પાર પાડશે એ વિષે લવલેશ શંકા નથી.

મણિભાઈ દેસાઈ

## ઉત્પાદનનો હેતુ*

ઇતિહાસ જોવાથી માલૂમ પડશે કે માનવીએ વસ્તુઓ બનાવવાની શરૂઆત શા સારુ કરી. પોતાની જરૂરિયાતો પૂરી કરવા માનવીએ વસ્તુઓ બનાવવા માંડી. શરૂશરૂમાં આ વસ્તુઓ તેઓ હાથથી બનાવતા. તે વખતે યંત્ર નહોતું. મનુષ્યોને જેમ હાથ છે તેમ જાનવરોને નથી. બંને વચ્ચે એ જ ફરક છે. તે દિવસોમાં હાથ એ જ સુંદર યંત્ર હતું. માણસે બાદમાં એ હાથની મદદમાં તેમ જ તેની શક્તિ વધારવા કેટલાંક ઓજારો બનાવ્યાં, ઓજારોએ હાથની કળા ખીલવવામાં મદદ કરી. બાદમાં માણસને પૈસાની તૃષ્ણા જાગી ને ઓજારોની જગ્યાએ તેણે કારખાનાં કાઢ્યાં. ઓજારો જરૂરિયાતો પેદા કરવા માટે હોય છે ને યંત્રો પૈસા પેદા કરવા માટે. કુદરત એમ ઇચ્છે છે કે જે વસ્તુની જરૂર હોય તે આપણે જરૂર ઉપજાવીએ ને તે માટે માણસે ઓજાર બનાવ્યાં. પણ મનુષ્યે કારખાનાં બનાવવામાં એ ખ્યાલ ન રાખ્યો કે કારખાનાં ફક્ત જરૂરની વસ્તુઓ ઉપજાવે. તેને એમાંથી પૈસા ઉપજાવવા હતા.

કુદરતે મનુષ્યની જરૂરિયાતો

* સેવાપુરી મુકામે ૧૫-૧૨-'૪૯ને રોજ ભરાયેલા સરંજામ સંમેલનમાં શ્રી. જીવતરામ કૃપાલાનીએ પ્રમુખ તરીકે આપેલા ભાષણમાંથી.

પ્રમાણસર જ ઉત્પન્ન કરી છે. પણ તેનો લાભ કારખાનાંવાળાઓએ ખોટી રીતે લેવો શરૂ કર્યો. એ રીતે તેમણે અર્થનો અનર્થ કર્યો. ડાક્તરનું ખાસ કામ દર્દીઓને સહાયતા કરવાનું છે કે જેથી તેમનું શરીર તંદુરસ્ત રહે. પણ આજે ડાક્તરો પૈસા કમાવાની લાલસાના માર્યા દર્દીઓ લાંબા સમય સુધી રોગી રહે તેના ઉપાયો કરે છે. એ જ રીતે કારખાનાંનું ચાલે છે. તેનું કામ માત્ર અર્થોત્પાદન છે. તેથી તે લોકોની જરૂરિયાતો પૂરી કરવાને બદલે વધારવાની વાત જ જાણે છે. પ્રજાને તે બાળક જ સમજે છે. જેમ બાળક નવું રમકડું જોઈ જૂનું ફેંકી દે છે અને નવું ખરીદાવે છે તેમ કારખાનાંવાળા પ્રજા પાસે કરાવે છે. અંતે આપણે કારખાનાંવાળાના હાથમાં વેચાઈ જઈએ છીએ. આથી આપણે કારખાનાંનો મોહ છોડી માણસની જરૂરિયાતનો ખ્યાલ કરવો જોઈએ. જે જરૂરિયાતથી વધારે મોહ રાખીશું તો આપણે ચોક્કસ કારખાનાંના ગુલામ બની જઈશું ને ગુલામીમાં આનંદ ક્યાંથી હોય? મારો અનુભવ છે કે જેમ જેમ આપણે જરૂરિયાતો વધારીએ છીએ તેમ મુસીબતો પણ વધે છે. આથી તે પર નિયમન તથા નિયંત્રણ રાખી, જરૂરિયાત પ્રમાણે પેદા કરવું જોઈએ.

('હરિજનબંધુ'માંથી)

## બીડી અને ચા

'આરોગ્યની ચાવી'માં બાપુજી તમાકુ વિષે લખે છે:

"તમાકુએ આડો આંક વાળ્યો છે. તેના પંજામાંથી ભાગ્યે જ કોઈ છૂટે છે.

"તમાકુ પીનારની વૃત્તિ એવી બુઠી થઈ જાય છે કે તે તમાકુ પીતી વેળાએ પડોશીની લાગણીનો ખ્યાલ નથી કરતો.

"તમાકુ પીનારના મોંમાંથી એક પ્રકારની અસહ્ય બદબો નીકળે છે. એવો સંભવ છે કે તમાકુ પીનારની સૂક્ષ્મ લાગણીઓ મરી જાય છે.

"તમાકુ પીનારને (ખાનારને) ઘણે ભાગે થૂંકવું પડે છે. તે માટે તે ગમે ત્યાં થૂંકતાં સંકોચાતો નથી."

ચામાં ટેનીન નામનું ઝેર હોય છે. એ વિષે બાપુજી લખે છે:

"ટેનીન એ પદાર્થ છે જે ચામડાંને

સખત કરવા સારુ વાપરવામાં આવે છે. એ જ કામ ટેનીનવાળી ચા હોજરીને વિષે કરે છે. હોજરીને ટેનીન ચઢે એટલે તેની ખોરાકને પચાવવાની શક્તિ ઓછી થાય છે એથી અપચો થાય છે."

આ તો આરોગ્ય વિષે વાત થઈ. પરંતુ ચા અને બીડી પાછળ હજારો રૂપિયાનો ધુમાડો થાય છે. ગામડાંનું હીર હણાય છે અને ગામડાંની દશા વધારે બેહાલ થાય છે. એનો ખ્યાલ 'સ્વરાજધર્મ'માં શ્રી રતુભાઈ અદાણીએ આપેલા બે સાચા પ્રસંગો પરથી સહેજે આવશે.

શ્રી રતુભાઈ કુંડલા વિભાગના આંબરડી ગામમાં જાય છે. ત્યાં ગામને સાવ સૂનકાર જોયું. તેમણે દરબારની ડેલીમાં બેઠેલાં માણસો સાથે એ વિષે વાત કરી. વાત કરતાં પટેલે કહ્યું :

"આ અમારું ખોબા જેવડું ગામ, પણ બાર મહિને વીસ હજાર રૂપિયાનો તો અમે ધુમાડો કરીએ છીએ."

"વીસ હજારની બીડી!" રતુભાઈને આશ્ચર્ય થયું.

"હા, હા, વીસ હજારની બીડી. અને એનાથી બમણા ચા-ખાંડમાં!" ગામમાં વેપાર કરતા શેઠે કહ્યું.

ગામની વસ્તી હતી પંદરસોથી બે હજાર. પણ ચા અને બીડી પાછળ બાર મહિને પચાસથી સાઠ હજાર રૂપિયા ખરચાઈ જતા હતા!

પછી શ્રી રતુભાઈ બાજુના જ અભરામપરા ગામે ગયા. ત્યાં એમણે લોકોને પૂછ્યું: "તમારા ગામમાં બીડી પાછળ કેટલી રકમ ખરચાય છે?"

"બાર મહિને આશરે પંદરેક હજારની રકમ બીડીમાં ખરચાતી હતી." પટેલે કહ્યું.

"તો શું હાલ નથી ખરચાતી?"

"ના હવે ખરચાતી નથી" પટેલે જવાબ આપ્યો.

"કેમ કોઈ બીડી પીતું નથી?"

"ના, અમારા ગામમાં બીડી બંધ કરી છે."

આ બે પ્રસંગો પરથી સમજાશે કે જો આપણે ચા અને બીડીના વ્યસનમાંથી છૂટીએ તો આપણા ગામના હજારો રૂપિયાનો ધુમાડો થતો અટકે અને સાથે સાથે આપણું આરોગ્ય પણ જળવાય. આ વાત આપણે સમજીએ તો કેવું સારું!

મુકુંદભાઈ

# પ્રાર્થનાની પદ્ધતિ

ભગવાન તો બધી જગ્યાએ છે, પણ આપણે આપણી ઇચ્છા પ્રમાણે ભાવનાને અનુકૂળ તેનું સ્થાન નિશ્ચિત કરીએ છીએ જે. સ્થાનને આપણે પવિત્ર માનીએ છીએ તે સ્થાનમાં પ્રાર્થના કરીએ છીએ. જે રૂપથી આપણને આકર્ષણ થાય તે રૂપમાં ભગવાનને ભજીએ છીએ. જે શબ્દોથી આકર્ષણ થાય છે તે શબ્દોથી સ્તુતિ કરીએ છીએ.

આ ભાવના સારી છે, પણ તેની અસર આપણા જીવન પર પડવી જોઈએ. એ ભાવના જડ ન થઈ જવી જોઈએ. ફક્ત બહારનો ભાવ બતાવવાથી ચિત્તની શુદ્ધિ નથી થઈ શકતી. જે પ્રાર્થના આપણે કરીએ છીએ તેને માટે શબ્દો તો માત્ર નિમિત્ત છે. વાસ્તવિક પ્રાર્થના તો હૃદયથી કરવાની છે. જો હૃદયમાં ભાવના હોય તો મૌનથી પણ પ્રાર્થના કરી શકીએ છીએ. મુખ્ય વાત ન તો ભજન છે, ન તો મૌન; એ વાત હૃદય છે. આપણે જે પ્રાર્થના કરીએ છીએ તેના શ્લોકોના અર્થ સારી રીતે સમજવા જોઈએ, તેનું મનન કરવું જોઈએ અને તે પ્રમાણે આચરણ ઘડવું જોઈએ. મેં કેટલાક એવા લોકો જોયા છે જે સંસ્કૃત શ્લોકો રોજ બોલે છે પણ તેનો અર્થ નથી સમજતા. એવા મુસલમાન પણ જોયા છે જે અરબીમાં કુરાન બોલે છે પણ એક અક્ષર નથી સમજતા. આ લોકો દાંભિક ન હોય તો આ પ્રમાણે શ્રદ્ધાપૂર્વક બોલવાથી કંઈ લાભ નથી એમ હું ન કહી શકું. જો ભાવના હોય તો અર્થ ન સમજવા છતાં જરૂર લાભ થાય. પરંતુ ભાવનાયે ન હોય, અર્થ પણ ન સમજે અને પોપટની માફક બોલ્યે જાય ને વિશ્વાસ રાખે કે એથી કંઈ લાભ થશે તો એ કેવળ અંધ વિશ્વાસ છે. એથી જીવનની પ્રગતિ ન થાય. જે પ્રાર્થના કરીએ તેનો અર્થ જાણવો, તેનું મનન કરવું ને તે પ્રમાણે આચરણમાં ઉતારવું એને ભક્તિ કહે છે.

જૂના ભક્તો પણ આપણી માફક શબ્દોમાં પ્રાર્થના કરતા હતા. પરંતુ તે શબ્દોમાં પોતાનું બધું જીવન ને પ્રાણ લગાવી દેતા. તે ફક્ત જપ નહોતા કરતા, જપની સાથે તપ પણ કરતા

હતા. જપથી ભાવના દૃઢ થાય છે, પરંતુ ભાવનામાં તેજ તો ત્યારે જ નિર્માણ થાય છે જ્યારે મનુષ્ય તે પ્રમાણે તપ કરે. તપનો અર્થ છે તાપ અથવા મુસીબત. પ્રાર્થનાના શ્લોકો પ્રમાણે આચરણ કરવામાં પણ મુશ્કેલી ઉઠાવવી પડે છે, તેથી તેને તપ કહે છે. આવી તપશ્ચર્યાથી મનુષ્યના ચિત્તની શુદ્ધિ થાય છે, અને પછી ઈશ્વરદર્શન થાય છે. જેથી તે તપ અથવા તાપ મટી આનંદ અને શાંતિ આપે છે.

(હરિજનબંધુમાં પ્રગટ થયેલા 'પ્રાર્થના' નામના લેખમાંથી) વિનોબા

# પૂરું થતું પખવાડિયું

હવે પછીથી આજ સુધી સંયુક્ત પ્રાંતને નામે ઓળખાતો પ્રાંત 'ઉત્તર પ્રદેશ' તરીકે અને મધ્ય પ્રાંતોને નામે ઓળખાતો પ્રાંત 'મધ્ય પ્રદેશ'ને નામે ઓળખાશે.

મુંબઈ ધારાસભાની અંદાજપત્ર માટેની બેઠક આવતી ૧૭મી તારીખથી શરૂ થશે.

આજ સુધી કૉંગ્રેસના પ્રમુખને 'રાષ્ટ્રપતિ' તરીકે સંબોધવાની પ્રથા હતી. પરંતુ હવે પછીથી પ્રજાસત્તાકના પ્રમુખને 'રાષ્ટ્રપતિ' તરીકે સંબોધવાનો નિર્ણય થયેલો હોવાથી કૉંગ્રેસના પ્રમુખ હવે પછીથી કેવળ કૉંગ્રેસ પ્રમુખના નામથી ઓળખાશે.

રાષ્ટ્રપતિ ડૉ. રાજેન્દ્રપ્રસાદે પોતાના પગારમાં ૧૫ ટકાનો કાપ સ્વેચ્છાપૂર્વક સ્વીકાર્યો છે.

અમદાવાદ શહેર પ્રૌઢશિક્ષણ સમિતિ તરફથી ગયા મહિનામાં આઠ નવા પ્રૌઢશિક્ષણના વર્ગો શરૂ કરવામાં આવ્યા છે. એક મહિપતરામ રૂપરામ અનાથાશ્રમમાં, ત્રણ વાડીલાલ સારાભાઈ હૉસ્પિટલમાં, એક જમાલપુર દરજીની ચાલીમાં અને ત્રણ સિવિલ હૉસ્પિટલમાં.

મ૦

વિષયસૂચિ



મુદ્રક અને પ્રકાશક : જીવણજી ડાહ્યાભાઈ દેસાઈ, નવજીવન મુદ્રણાલય, કાળુપુર, અમદાવાદ




રજી૦ નં. બી ૫૩૯૭

# લોકજીવન

યથા પ્રજા તથા રાજા

બે આના

વર્ષ ૨ અંક ૧૪

વાર્ષિક લવાજમ: દેશમાં રૂ. ૩
છમાસિક ,, ,, રૂ. ૨

અમદાવાદ, ૧લી માર્ચ, ૧૯૫૦

વાર્ષિક લવાજમ: પરદેશમાં
રૂ. ૫; શિ. ૮



સંપાદકમંડળ

મગનભાઈ દેસાઈ — ગોપાલદાસ પટેલ
વિઠ્ઠલદાસ કોઠારી — મણિભાઈ દેસાઈ (તંત્રી)
બબલભાઈ મહેતા — જીવણજી દેસાઈ (વ્યવસ્થાપક)


## પૈસાના રૂપમાં કિંમત

ખેતીથી કે વણકરીથી કે સુથારી કામથી આપણને કેટલા પૈસા મળે એ સવાલ ખોટો છે. કારણ કે પૈસાની કોઈ સ્થિર કિંમત નથી. એ લફંગો છે. આજ એક વાત કહે છે તો કાલ બીજી. પરંતુ પૈસાથી આપણે બધી ચીજોને માપીએ છીએ એટલે દુનિયામાં ખૂબ અપ્રમાણિકતા વધી રહી છે. આપણે એ સમજવું જોઈએ કે વણકરીથી આપણને પૈસા ન મળે પણ કાપડ મળે. ખેતીથી આપણને પૈસા ન મળે પણ અનાજ મળે. સુથારી કામથી આપણને પૈસા ન મળે પણ મકાન મળે. આ વસ્તુઓની આપણે પૈસાની સાથે તુલના જ ન કરી શકીએ. લોકો કહે છે કે પાણી કરતાં દૂધની કિંમત વધુ છે. પણ હું પૂછું કે "તરસ લાગે એ વખતે દૂધ કામ આવશે ખરું?" વાત તો એમ છે કે, પરમેશ્વરની સૃષ્ટિમાં અત્યંત મહત્ત્વની ચીજ બધાને સહેલાઈથી મળે એવી યોજના છે. કોઈ પણ

પિતા પોતાના છોકરા માટે કઠણ જિંદગી ઇચ્છે નહીં. એ પ્રમાણે પરમેશ્વરે આપણા માટે સહેલી જિંદગી બનાવી છે. પરંતુ જે ચીજની કોઈ કિંમત નથી એની પ્રાપ્તિને સારુ આપણે જિંદગીનો નાશ કરીએ છીએ. ખેડૂત કહે છે કે, અનાજ કરતાં તમાકુમાંથી વધારે પૈસા મળે છે. એક એકર જમીનમાં અનાજનું વાવેતર કર્યું તો પાંચસો રૂપિયા જ મળે પણ એમાં તમાકુનું વાવેતર હોય તો દસ હજાર રૂપિયા મળે. એવું કેમ છે? એનું કારણ એ કે મૂર્ખાઓની પાસે પૈસા છે અને તેઓ જ સિગારેટ પીએ છે. અને જેઓ અનાજ ખાય છે એ તો અક્કલવાળા છે, પરંતુ એમની પાસે પૈસા નથી. એથી અનાજના ભાવ ઓછા રહે છે. એથી પૈસાનો ખ્યાલ છોડીને સમગ્ર જીવનની પ્રત્યે પૂર્ણ દૃષ્ટિથી જોવાની જરૂર છે.

(હ. જં. માંથી) વિનોબા

## સાચી સમજણ

એક દિવસ સંત કબીર સાહેબની દીકરી કમાલી કૂવે માટીના ઘડાથી પાણી ભરતી હતી, ત્યાં એક પંડિત આવ્યા. પંડિતને બહુ તરસ લાગી હતી. પંડિતજીએ પાણી માગ્યું અને કમાલીએ આપ્યું અને તેમણે પીધું..પાણી પીધા પછી પંડિતજીએ પૂછયું: 'બાઈ તું કોણ છે?' કમાલીએ કહ્યું, 'હું વણકર છું.' પંડિતજી એકદમ ગુસ્સે થઈ ગયા અને બોલ્યા, 'બ્રાહ્મણને વટલાવ્યો?' આ રકઝક ચાલતી હતી તેવામાં કબીર સાહેબ આવ્યા અને બોલ્યા: 'પંડિતજી, અભડાવું શું? પાણીમાં માછલાં, કાચબા અને બીજાં પ્રાણીઓ સદાય રહે છે. વળી સડેલાં પાંદડાં, મરી ગયેલ જના-

વરોનાં હાડકાં અને ઘણી જાતની ગંદકી પાણીમાં જોવામાં આવે છે. એ પાણી તમે પીઓ છો છતાં અભડાતા નથી. તો પછી કમાલી તો મનુષ્ય છે. તેના સ્પર્શથી પાણી અપવિત્ર કેમ થયું તે સમજાવશો?'

(અંત્યજ પત્રિકામાંથી) સં૰ પરીક્ષિતલાલ

## કોને શોભે?

મુંબઈ સરકાર જોડે ભળી ગયેલા એક દેશી રાજ્યના સરભરા ખાતાના એક મદદનીશનો ભેટો થઈ જતાં એક કેફી પીણાંના ઇજારદાર બોલી ઊઠ્યા: "જાહોજલાલી જતી રહી." દેશની અજ્ઞાન પ્રજા — અજ્ઞાન અને જડતાને કારણે અસહાય સ્થિતિમાં વ્યસનનો ભોગ બની જાય, અને પોતાની કાળી મજૂરીનો રોટલો પોતાનાં બાળકનાં મોઢામાંથી ખૂંચવી લઈ બેભાન બની જાય, એવે ટાણે કોઈ માલેતુજાર થાય અને હવે તેમાં કાપ પડે તો તે આવકારદાયક છે કે કેમ તે વિચારવું જોઈએ.

મુંબઈ સરકારે દારૂબંધીનો અમલ સને ૧૯૩૯માં કરેલો ત્યારે પૂનામાં એક સભામાં ના. બાળાસાહેબ ખેરને મુંબઈ સરકારની દારૂનિષેધની નીતિ માટે મુબારકબાદી આપતાં મહારાષ્ટ્રના પ્રખ્યાત અને અગ્રગણ્ય હરિજન સેવક સ્વ. વિ. આર. શીદેએ ગળગળા થઈને ભાષણ કરેલું અને કહેલું કે "સરકારનાં બીજાં કાર્યો જે હોય તે હોય પણ તેની દારૂનિષેધની નીતિ માટે તેમણે લાખો નિર્દોષ લોકોના આશીર્વાદ લીધા છે અને તેને માટે તેમને જેટલા ધન્યવાદ આપીએ તેટલા ઓછા છે." મુંબઈ સરકારની દારૂનિષેધની નીતિ માટે ખરેખર તેમને અંતરના અભિનંદન છે.

પરીક્ષિતલાલ મજમુદાર

# ગધેડો બન્યો

સિંહ અને ગધેડાએ કરાર કર્યો કે, આપણે બે જણ સાથે શિકાર કરવા જઈશું.

જંગલમાં એક ગુફા જેવી જગા હતી. તેમાં અનેક જંગલી બકરાં રહેતાં હતાં. સિંહ ગુફાના મુખ આગળ ઊભો રહ્યો; ગધેડો તેના પાછળના ભાગમાં પહોંચ્યો.

આમ ગોઠવાયા પછી ગધેડે જોરભેર પોતાનું 'હોંચી હોંચી' શરૂ કર્યું. તે તો જોરથી ભૂંકે અને કૂદાકૂદ કરે ને લાતો ફેંકે. અને એમ એણે તો ભારે શોરબકોર કરી મૂક્યો!

બકરાં આ સાંભળીને ભડક્યાં, અને તે ગુફાના બારણા તરફ દોડ્યાં! એ બિચારાંને શી ખબર કે, સિંહ ત્યાં જ ઊભો હતો! એટલે તે તો એના મોંમાં જ જાણે જઈને પડ્યાં.

આ યુક્તિથી તે દિવસે સારી પેઠે શિકાર પાક્યો. પછી બંને જણ તે ઉડાવવા બેઠા. ખાતાં ખાતાં ગધેડાથી રહેવાયું નહીં; તેણે પોતાની બહાદુરી હાંકવા માંડી: "મેં કેવી હોહા કરી મૂકી! બકરાંને એવાં તો ભગાડ્યાં! એટલે શિકાર પણ બરોબર મળ્યો!"

સિંહે કહ્યું, "અરે ભાઈ, તારી તે વાત થાય? તું કેવો ગધેડો છે એ કાંઈ મને ખબર નથી? તેં તો એવું જમાવેલું કે, હું પણ ભડકી મરું; પણ હું જાણતો હતો કે, એ તો તું ગધેડો જ હતો! એટલે બીકનો માર્યો ના ભાગ્યો."

કોના આગળ પોતાની બડાઈ હાંકવી તે પણ જોવું જોઈએ. નહીં તો બડાઈ તો સામા આગળ વસવાની ક્યાં રહી, ઊલટા ગધેડા બનીએ!

૨૦-૨-'૫૦ મગનભાઈ દેસાઈ

# સહકારી પ્રવૃત્તિનો વિનિપાત

ઓલપાડ–ચોર્યાસીમાં હવે સહકારી મંડળીઓ ઝપાટાબંધ વધતી જાય છે.

સહકારી મંડળી તો પરસ્પર સહકાર ખીલવી નાના ખેડૂતો અને કારીગરોનું કલ્યાણ કરવા માટે બહુ ઉપયોગી છે.

પરંતુ 'સહકાર'ને પણ હવે શોષણનો રોગ લાગ્યો છે.

ઓલપાડ–ચોર્યાસીમાં દૂધ-સહકારી મંડળીઓ હવે ધમધોકાર ચાલે છે.

ગામડાનું દૂધ ભેગું કરાય છે અને પેલી ટ્રોલી મારફત શહેરમાં મોકલાય છે.

ગામડામાં ગરીબો ઢોર રાખે છે–પરંતુ દૂધ બાળકો કે કુટુંબમાં નથી વપરાતું.

દૂધ તો 'સહકાર'ના વાઘા સંજી ટ્રોલી પર બિરાજમાન થઈ હોટલોમાં ઠલવાય છે. દૂધનું પછી સત્ત્વ લૂંટાય છે અને શહેરના લોકો ચામાં ચકચૂર થાય છે.

ગામડામાં જ દૂધ રહેતું–તો–વધુ ગરીબને સત્ત્વશાળી છાશ મફત મળતી. ઢોર જ્યાં હોય ત્યાં બાળકો હરતાં ફરતાં માખણ ખાઈ લેતાં.

ગામડાનું ઘી તો અમૃત જેવું રહેતું.

હવે દૂધમાં સહકારી પ્રવૃત્તિ પેઠી. છાસ અદૃશ્ય થઈ. માખણ તો મળે જ શાનું! 'ગામડાનું ઘી'તો ઇતિહાસના ભૂતકાળમાં જ ગોઠવાઈ ગયું. આ બધું થયું અને ગામડાની તંદુરસ્તી તૂટવા માંડી.

પરંતુ "ફરતી મોટરો દવા આપશે ને!" એવું કોઈક કહેશે.

"હૉસ્પિટલોનો લાભ ગામડાંને મળે એવી યોજના પણ

'આપણી' સરકાર કરે જ છે ને!"

"અને ચાનો ટેસ્ટ તો જળવાય છે ને!"

આ સહકારી પ્રવૃત્તિ કેવી? ગરીબોનું કલ્યાણ કે તેમનો વિનાશ!

દિલખુશ બ૦ દીવાનજી

## ગાયની માટી

એક બ્રાહ્મણ હતો. પણ એને ઘેર પુત્ર જ નહીં. એ ખૂબ દુ:ખી થવા લાગ્યો. દરરોજ નિયમિત દેવની પૂજા કરે. કોઈ કોઈ વાર તીર્થમાં ફરી આવે. અતિથિનો સત્કાર કરે. ભૂખ્યાને અન્ન આપે. પણ કેમેય કરી તેના પર ઈશ્વરની મહેરબાની ન થઈ. છેવટે તે કંટાળ્યો અને કોઈ અઘોરી પાસેથી મલિન મંત્ર શીખી લાવ્યો. તેણે ભૈરવની સાધના કરી. ભૈરવ પ્રસન્ન થયા અને કહે, "માગ, માગ, તને જે જોઈએ તે આપું."

બ્રાહ્મણ કર જોડીને કહે, "ભૈરવનાથ, મારે ઘેર પુત્ર થાય તો ઘણું."

ભૈરવે કહ્યું, "જા તને પુત્ર થશે. પણ એના બદલામાં તારે મને પાંચ શેર ગાયની માટી આપવી."

બ્રાહ્મણ તો મૂંઝાયો. બ્રાહ્મણ થઈને ગાયનું માંસ શી રીતે આપી શકે? પણ એને તો ગરજ હતી એટલે તે કહે, "ઠીક ભૈરવનાથ, હું તમને પાંચ શેર ગાયની માટી આપીશ."

બ્રાહ્મણને ઘેર પુત્ર અવતર્યો. બ્રાહ્મણનો તો હરખ માય નહીં. પણ જુએ છે તો ભૈરવનાથ બારણે આવીને ઊભા છે!

ભૈરવ કહે, "લાવ, પાંચ શેર ગાયની માટી લાવ."

બ્રાહ્મણ કરગરીને કહે, "ભૈરવનાથ, આ મંગળ દિવસે આવું કાર્ય મારાથી ન થાય. પુત્ર જરા મોટો થાય પછી ખુશીથી આપીશ."

આમ કેટલીયે વાર ભૈરવનાથને બ્રાહ્મણે ધક્કા ખવડાવ્યા. દર વખતે કંઈક ને કંઈક બહાનું કાઢે અને એ વાતને દૂર ઠેલે.

છેવટે ભૈરવનાથ ગુસ્સે થયા અને બોલ્યા, "અરે બ્રાહ્મણ, તું દર વખતે વાયદા કરે છે. આજે તું જો ન આપે તો તારા છોકરાને મારી નાખીશ."

બ્રાહ્મણ ગભરાયો. તે ભૈરવનાથને પગે પડીને કહેવા લાગ્યો, "હે ભગવાન, પાંચ શેરને બદલે દશ શેર ગાયની માટી આપવા તૈયાર છું. પણ હું બ્રાહ્મણ છું. મારાથી ગાયની હત્યા શી રીતે થાય? જો હું ગાયની હત્યા કરું તો રૌરવ નરકમાં જ પડું! માટે હે દયાળુ, દયા કરો અને મને રસ્તો બતાવો."

ભૈરવ કહે, "જા, પેલી શેરીના પાંચમા ઘેરથી પાંચ શેર અન્ન માગી લાવ. એ માણસને ત્યાં લગ્ન છે. તેણે પોતાની છોકરીને વેચીને પૈસા લીધા છે. છોકરી એ તો ગાય જેવી જ છે. માટે એના ઘરનું અન્ન ગાયની માટી બરાબર જ છે."

બ્રાહ્મણ તો પાંચ શેર અન્ન માગી લાવ્યો અને ભૈરવનાથને ધરવા જાય છે ત્યાં તો અન્નને બદલે માંસના લોચા તેણે જોયા!

ભૈરવ કહે, "આ તો મારી માયા છે. પણ આટલું યાદ રાખજે કે છોડીના પૈસે અન્ન લઈ ખાવું તે ગાયની માટી બરાબર છે."

સુકુલભાઈ

**પોતાપણું ખોયું તેણે બધું જ ખોયું.**

# ત્રણ રાષ્ટ્રીય કર્તવ્યો

૧

પ્રમવૃત્તિ

પ્રાચીન કાળથી આ ભારતવર્ષને આપણે એક દેશ માન્યો છે. પરંતુ અશોકના સમયથી આજ સુધી આ દેશમાં કોઈ એક સત્તા ચાલતી નહોતી. છતાં પણ આ એક દેશ હતો અથવા આખો દેશ એક વિચારનો હતો. આધ્યાત્મિક દૃષ્ટિથી આ આખો દેશ એક હતો. અશોકના સમયમાં પણ કદાચ આખુંયે હિંદુસ્તાન એક નહોતું. ખાતરી નથી, પણ હું ધારું છું કે દક્ષિણમાં તે વખતેયે પાંડય વગેરે રાજ્યો અલગ હતાં. પરંતુ આ પહેલો અવસર છે જ્યારે આખું હિંદુસ્તાન એક થયું છે અથવા રાજકીય દૃષ્ટિએ એક જ સત્તા આખા હિંદુસ્તાનમાં છે. અશોકના સમયમાં ઝાઝા ભાગ પર એક રાજકીય સત્તા હતી, પરંતુ એ સત્તા નામમાત્ર હતી; કારણ કે એ દિવસોમાં આજના જેવાં સત્તા ચલાવવાનાં સાધનો નહોતાં. આજે દિલ્હીથી જેવો એક હુકમ નીકળ્યો કે બીજે જ દિવસે આખા હિંદુસ્તાનમાં લાગુ થાય છે. એવું અશોકના સમયમાં એક દિવસમાં તો શું પણ કદાચ ચાર વર્ષમાંયે નહીં કરી શકાતું હોય. તેથી તે વખતે સત્તા નામમાત્ર હતી. હાલ આખા હિંદુસ્તાનમાં એક સત્તા છે. મતલબ એ કે લોકો પર ભારે જવાબદારી આવી છે. તેનાથી આપણે ગભરાવાની જરૂર નથી, પરંતુ આપણે આપણી જવાબદારી સંબંધમાં સાવધાન રહેવું જોઈએ. આવડા મોટા દેશનું એક રાજ્ય રાખવું તે દુનિયામાં પણ મોટી ઘટના છે. આ દેશ એવડો મોટો છે કે લગભગ એ એક ખંડ જ કહેવાય; અથવા આ દેશ અનેક દેશોનું સમવાયતંત્ર છે. આવો મોટો બીજો દેશ ચીન છે, પરંતુ ચીનમાં આજે જે ચાલે છે તે બહુ ભયાનક છે. ચીન દેશમાં સામ્યવાદ આવતો જાય છે. તેનો ડર નથી, પરંતુ તેમાં જે જાદવાસ્થળી ચાલે છે તે ભયંકર છે. એવું જ બ્રહ્મદેશમાં પણ ચાલે છે. ત્યાં સ્વરાજ્ય મળ્યું છતાં આપસઆપસમાં ઝઘડો ચાલે છે. હિંદુસ્તાનમાં પણ સ્વરાજ્ય મળ્યા પછી મોટા ઝઘડા થયા. સ્વરાજ્ય-પ્રાપ્તિ પહેલાં જ તે શરૂ થયા હતા. તેમાં કેટલી ભારે હાનિ થઈ તે તમે જાણો છો, પરંતુ ઈશ્વરકૃપાથી આપણે

એમાંથી નીકળી ગયા છીએ. હવે આપણે એમાંથી પાઠ લેવો જોઈએ.

એમાંથી પાઠ લેવા જેવી મુખ્ય વાત એ છે કે આપણા દેશમાં જે વિવિધતા છે તેનો લાભ ઉઠાવવો જોઈએ. વિવિધતામાં લાભ અને હાનિ બંને હોઈ શકે છે. વિવિધતામાં લાભ એ છે કે અનેક પ્રાંતો, ભાષાઓ, જાતિઓ વગેરેમાં જે ગુણ રહ્યા હોય તેનો આપણે સંગ્રહ કરી શકીએ. હાનિ એ કે જુદી જુદી ભાષા, પ્રાંત, જાતિ વગેરેમાં ઝઘડા શરૂ થાય. તેથી આપણે પ્રેમભાવ વધારવો જોઈએ. એક માતાના પુત્રોમાં પરસ્પર પ્રેમ પેદા થશે ત્યારે 'વંદે માતરમ્' કહેવું સફળ થશે. હિંદુસ્તાનમાં ઘણા પ્રાંતો છે અને એક એક પ્રાંતમાં પણ અનેક જિલ્લા છે. આ બધાનો આપણે લાભ ઉઠાવી શકીએ એ માટે દેહ અને આત્માનો ભેદ જાણવાની જરૂર છે. તે જાણીશું તો અંદરનો સારભાગ લઈશું અને બહારનો ભેદ ભૂલી જઈશું.

(હ. બં. માંથી) વિનોબા

# સત્યનો પ્રવાસ*

જેમ માણસ એક સ્થળેથી બીજે સ્થળે મુસાફરી કરે છે, વહાણ દરિયાપાર મુસાફરી કરે છે, તેમ સત્ય પણ એક દેશથી બીજા દેશમાં અને એક યુગથી બીજા યુગમાં મુસાફરી કરે છે.

જૂનો ઇતિહાસ તપાસતાં માલૂમ પડે છે કે સત્યની શોધ ને તેની શોધના પ્રયોગો હિંદની ભૂમિમાં મહાન તપસ્વી ઋષિમુનિઓએ કર્યા હતા અને જીવનમાં આચરી બતાવ્યા હતા. સત્યનું બીજ આ રીતે પૂર્વકાળમાં આ દેશમાં રોપાયું હતું, ને ફાલ્યું હતું. આ બીજે પોતાની મુસાફરી કઈ રીતે કરી તે જોઈએ.

અમેરિકાની અંદર ટૉમસ હેનરી થૉરો નામના પ્રસિદ્ધ તત્ત્વજ્ઞાની થઈ ગયા. તેમણે પશ્ચિમના દેશોને માટે ખૂબ સાહિત્ય લખ્યું છે. તેમના જીવનચરિત્રનું સંશોધન કરતાં પુરવાર થયું છે કે તેઓએ ઘણા દેશોની મુસાફરી કરી હતી ને ઘણાં માણસોનો અને જુદી જુદી પ્રજાઓનો પરિચય કેળવ્યો હતો. તેમની નોંધમાંથી જાણવા મળે છે કે તેમણે

* શ્રી રિચર્ડ ગ્રેગે પોતાની વેડછીની મુલાકાત દરમિયાન કરેલું એક ભાષણ.

મહેમાન એટલા દેખાવના જ લાગના એમને?

ગંગાકાકી— બહેન, રિવાજ પડયો એટલે આપણો છૂટકો છે? આ હમણાં હમણાં આવો રિવાજ પડયો. બાકી પહેલાં તો ભાત ઓસાવવાનો રિવાજ જ નહોતો.

સવિતા બહેન—એટલે રિવાજ કાયમ એક નથી રહેતો, બદલાયા કરે છે ખરું ને? બેઠા ભાતનો સારો રિવાજ બદલાઈ ને ઓસાવેલા ભાતનો ખરાબ રિવાજ દાખલ થયો. ચાલો ત્યારે હવે આપણે અસલનો સારો રિવાજ દાખલ કરીએ.

ગંગાકાકી—એ તો બહેન, બધાં કરે તો થાય. એકલે હાથે રિવાજ થોડો બદલી શકાય છે?

સવિતા બહેન—એટલે જ તો હું ગામની બધી બહેનોનો વર્ગ ચલાવું છું. બધાં એક સાથે સમજે તો રિવાજ બદલાતાં શી વાર?

ગંગાકાકી—તે વર્ગમાં તમે શું શીખવાડો છો? રાંધવાનોય વર્ગ લેવો પડે? એવો વર્ગ તો આ નવો સાંભળ્યો.

સવિતા બહેન—નવો ભલે હોય, પણ એની જરૂર તો ચોખ્ખી છે. તમે જ જોયું ને કે એક સારો રિવાજ જઈ ને બીજો ખરાબ રિવાજ ઘૂસી ગયો અને છતાં કોઈને કશી ખબર જ ન પડી. હવે અજાણતાં એવા રિવાજ બદલાવા ન જોઈએ. રિવાજ બદલવાની જરૂર હોય તો તે સમજપૂર્વક અને જાણી-જોઈને બદલવો જોઈએ. આપણે ત્યાં તો કોઈ શરૂઆત કરે ને પછી બધાં ગાડરિયા પ્રવાહમાં ચાલે. આપણી બહેનો રસોઈ સ્વાદિષ્ટ બનાવે છે પણ ખોરાકના ગુણદોષનું તેમને જ્ઞાન નથી હોતું. યુરોપ અમેરિકામાં તો સ્ત્રીઓ અને બાળકો વાતવાતમાં આવું જ્ઞાન મેળવી લે છે. આપણા દેશમાં આવું વાતાવરણ પેદા કરવાની જરૂર છે.

ગંગાકાકી—એટલે તમારું એમ કહેવું છે કે મારે તમારા વર્ગમાં આવવું? હું તો ભણી ગણી નથી, મને વર્ગમાં સમજણ પડશે?

સવિતા બહેન—જરૂર સમજણ પડશે. ગંગાકાકી, તમે વર્ગમાં જરૂર આવો ને જુઓ કે તમારી વહુને સારી શિખામણ આપીએ છીએ કે નહીં.

ઝવેરભાઈ પટેલ

# કેળવાયેલાં કોણ?

એક ડોસા કામધંધાથી નિવૃત્ત થયા હતા. આંખનું તેજ થોડું ઓછું થયું હતું. દાંત ઘણાખરા પડી ગયા હતા અને શરીરની શક્તિ ઘટી હતી. છતાં રોજ ખાવાપીવામાં નિયમિત હતા અને રોજ વખતસર સૂતા અને ઊઠતા. સવારે વહેલા કામે ચઢવાનું હોય કે નહિ પણ પાંચ વાગ્યે વખતસર ઊઠી જતા અને નિત્યકર્મથી પરવારીને પોતાનાથી બની શકે તે કામમાં લાગી જતા અને આખો દિવસ કંઈ ને કંઈ કામ કર્યા કરતા.

ઘરમાં ડોસીમા પણ એવાં જ હતાં. ઘરડાં હતાં પણ બીજાં કરતાં વહેલાં ઊઠીને છાણપૂંજો કરે, દળે અને રોટલા પણ કરે. ત્યારે બીજાં ભણતાં અને ભણેલાં મોડાં ઊઠે, વહેલું મોડું જેમ તેમ કામ કરે અને કામ કરવામાં ઉત્સાહ બતાવે નહીં. કામ એ જાણે વેતરું હોય અને આળસ એ જ જાણે જીવન હોય એમ તેઓ વર્તતાં. તેમનો એક દીકરો-વહુ બહારગામ રહેતાં, તેમને બીજી કંઈ જંજાળ નહોતી છતાં તેઓ ઘરકામ માટે નોકર રાખતાં અને ઘેર આવે ત્યારે ઊલટું ડોસીને માથે કામ વધતું. ડોસીને અને ડોસાને કામ કરતાં જોઈને પણ તેમની આળસ ઊડતી નહીં એવું આરામી જીવન તેમનું થઈ ગયું હતું. કારણ કે તેઓ ભણેલાં હતાં અને ભણતરમાં તેમને ઉદ્યોગી જીવનની ટેવો કોઈએ પાડી નહોતી. સમાજમાં પણ આળસુ આરામી જીવનની પ્રતિષ્ઠા હતી. પોતાના ઘરનું કામ કરવામાં નાનમ ગણાતી હતી. ત્યારે ડોસાડોસી ભણેલાં નહોતાં પણ તેમને મહેનતુ જીવન જીવવાની ટેવ પડી હતી. કામ કર્યા વગર તેમને ચેન નહોતું પડતું અને પોતાનું કામ નિષ્ઠાપૂર્વક કરવાનું તેઓ સમજ્યાં હતાં પણ જુવાનિયાંમાં તેમ નહોતું. એટલે તેમનામાં કેળવણીથી મહેનતુ જીવનની ટેવ પડવાને બદલે, ઉદ્યોગી વૃત્તિ વધવાને બદલે આરામી વૃત્તિ વધી હતી અને જીવન વધુ અનિયમિત, અને આળસુ બન્યું હતું. ત્યારે ખરાં કેળવાયેલાં કોણ?

વિઠ્ઠલદાસ કોઠારી

# જમીનનું ધોવાણ

આપણા ગામડે ગામડે તળાવ હોય છે. વરસાદનું પાણી તળાવમાં આવી શકે એવા માર્ગો હોય છે. વરસાદનું પાણી વહેતું વહેતું એ માર્ગે તળાવમાં આવે છે. એ પાણી વહેતાં વહેતાં જમીનની માટી પણ ઘસડી લાવે છે. આ માટી વરસોવરસ તળાવમાં જામે છે. તેથી તળાવ છીછરુ થતું જાય છે. આથી તળાવને અવારનવાર ખોદાવવું પડે છે. તળાવમાં ઓછી માટી ઘસડાઈ આવે એમ કરવું હોય તો તે દરેક ગામના લોકો સહેલાઈથી કરી શકે. જે માર્ગે પાણી વહીને તળાવમાં આવતું હોય તે માર્ગની બાજુએ ઝાડ રોપી શકાય. એમ કરવાથી માટીનું ધોવાણ અટકી જશે.

મોટાં મોટાં ઝાડ જ જમીનનું ધોવાણ અટકાવી શકે એવું નથી. સાધારણ ઘાસ પણ જમીનનું ધોવાણ અટકાવી શકે છે. પણ એ ઘાસ ત્યાં જામવું જોઈએ. સાદી જમીનમાં કોદાળીના ઘાએ ઘાએ પાંચ શેર માટી ઊખડી આવે છે, પણ જે જમીનમાં ઘાસની જડ હોય છે ત્યાં કોદાળીના પાંચ ઘાએ પરાણે માટી ખોદાય છે, એટલે ઘાસ પણ માટીને પકડી રાખી જમીનનું ધોવાણ અટકાવે છે. આપણા ગામોમાં એ ઘાસ ચરાવવામાં આવે છે. તે એટલું બધું ચરાવી દેવામાં આવે છે કે તેની જડ સુધ્ધાં રહે નહી. આથી જ માટી વધારે પડતી ધોવાય છે.

પાણી જે માર્ગે વહીને નદીમાં જતું હોય તે માર્ગે પણ માટી ધોવાઈને કોતરો થઈ રહે છે. મહી નદીનાં કોતરો જોવાથી આની ખાતરી થઈ શકશે. આવે માર્ગે પણ સંખ્યાબંધ ઝાડ રોપવામાં આવે તો માટીનું ધોવાણ ઓછું થાય. કોતર ઊંડાં જતાં અટકી જાય અને ખેડાણ લાયકની જમીન નકામી ન જાય. નદીના કાંઠે કાંઠે ઝાડ રોપવાથી નદીના કાંઠા સચવાઈ રહે છે. નવાં ઝાડ રોપવાને બદલે આપણે એવાં થોડાંઘણાં ઝાડ હોય તેને પણ કાપી બળતણના ઉપયોગમાં લઈએ છીએ. આમ કરવાથી આપણે આખા ગામને નુકસાન કરીએ છીએ. ગામની આજુબાજુની ખરાબા

જેવી જમીનોમાં ખેતી ભલે ન થાય પણ ત્યાં ઊગેલું ઘાસ સરખું પણ ઉપયોગનું છે. તે આજુબાજુની જમીનનું ધોવાણ રોકે છે. આવા ખરાબાઓમાં મોટા પ્રમાણમાં ઝાડ ઉગાડવાં એ ઇચ્છવાયોગ્ય છે.

યોગ્ય વનસ્પતિને અભાવે આપણાં ખેતરો વરસોવરસ ચોમાસામાં ધોવાઈ જાય છે. ઉનાળાના તાપમાં તપીને ખેતરની માટીની ધૂમરીઓ પવનમાં ઊંચે ચઢે છે. ખેતરને ખૂબ જ જરૂરની એવી માટી આમ વેડફાઈ જાય છે અને જમીનની ફળદ્રુપતા ઘટે છે. આ બધું થતું અટકાવવાની જરૂર છે. નાનાં મોટાં છોડવા કે ઝાડ બીજા ઉપયોગનાં ભલે ન હોય પણ ધોવાણ તો તે અટકાવશે જ. બીજું તેમનામાં ભેજ સંઘરવાની શક્તિ હોઈને જમીન વધારે પડતી સૂકી થશે નહીં. એટલે ખેતરને શેઢે શેઢે પણ ઝાડની જરૂર હોય એ ઇચ્છવાયોગ્ય છે.

બંસીલાલ ગાંધી

# પૂરું થતું પખવાડિયું

પૂર્વ બંગાળમાંથી સ્થળાંતર કરીને આસામમાં ઘૂસી ગયેલાઓને હદપાર કરવા અંગેના કાયદાનો ખરડો આપણી વડી ધારાસભાએ પસાર કર્યો છે. આ કાયદાની રૂએ જેઓ ગેરકાયદેસર રીતે આસામમાં ઘૂસી ગયા હશે તેમને આસામમાંથી હદપાર કરવામાં આવશે.

ગઈ તારીખ ૧૭મીએ મુંબઈ ધારાસભાની અંદાજપત્ર માટેની બેઠક મળી હતી. ધારાસભાની બેઠક મળી ત્યારે પ્રથમ ધારાસભ્યોએ પ્રજાસત્તાક પ્રત્યે વફાદારીના સોગન લીધા હતા.

તાજેતરમાં કૉંગ્રેસના બંધારણમાં ફેરફાર કરવાને માટે દિલ્હીમાં મળેલી મહાસમિતિની ખાસ બેઠકે કૉંગ્રેસનું આગામી અધિવેશન દક્ષિણ હિંદમાં કોઈક અનુકૂળ સ્થળે આવતા જુલાઈ માસના આરંભમાં ભરવાનું નક્કી કર્યું છે.

સોવિયેટ રશિયા અને ચીન વચ્ચે ત્રીસ વરસના મૈત્રીનાં કરાર થયા છે.

હિંદના સંયુક્ત સમાજવાદી પક્ષના પ્રમુખ અને એક વખતના બંગાળના કૉંગ્રેસી આગેવાન

શ્રી શરચ્ચંદ્ર બોઝનું ગઈ તા. ૨૧મીએ રાત્રે હૃદય બંધ પડવાથી અવસાન થયું છે.

ભારતની વડી ધારાસભામાં વાહનવહેવાર ખાતાના પ્રધાન શ્રી ગોપાલસ્વામી આયંગરે આગામી વરસનું અંદાજપત્ર રજૂ કર્યું છે. તેમાં તેમણે આગામી વરસમાં રેલવેમાંથી સરકારને લગભગ ૧૪ કરોડ જેટલો નફો થશે એવો અંદાજ બતાવ્યો છે. તેમણે જાહેર કર્યું છે કે આગામી વરસમાં રેલવેનાં ભાડાં કે નૂરમાં કશો વધારો નહીં થાય.

મુંબઈ રાજ્યની ધારાસભામાં નાણાપ્રધાન શ્રી વૈકુંઠલાલ મહેતાએ આગામી વરસનું અંદાજપત્ર રજૂ કર્યું છે. તેમાં તેમણે લગભગ સવા લાખ રૂપિયા જેટલી પુરાંત રહેશે એવો અંદાજ કાઢયો છે. આગામી વરસમાં બીજા નવા કરવેરા નહીં નાખવા પડે એમ તેમણે જાહેર કર્યું છે.

પૂર્વ પાકિસ્તાનમાં લઘુમતી કોમ સામે જે અત્યાચારો થઈ રહ્યા છે અને તેમના જાનમાલ જોખમમાં મુકાઈ ગયા છે તે સંબંધમાં પંડિત જવાહરલાલ નેહરુએ વડી ધારાસભામાં લંબાણ નિવેદન કર્યું છે અને પાકિસ્તાન સરકારને મામલો હાથમાં લેવાને ભારપૂર્વક અપીલ કરી છે.

મુંબઈની ધારાસભામાં ગૃહપ્રધાન શ્રી મોરારજી દેસાઈએ જાહેર સલામતીધારામાં સુધારા કરતું અને તેની મુદત ત્રણ વરસ લંબાવતું બિલ રજૂ કર્યું છે.

મ૦

---


## ગામડાંની વહારે

લે૦ ગાંધીજી

કિં. રૂ. ૦-૪-૦ ટપાલખરચાનગી ૦-૨-૦

## ધર્માત્મા ગોખલે

લે૦ ગાંધીજી

કિં. રૂ. ૦-૬-૦ ટપાલખરચાનગી ૦-૨-૦

નવજીવન કાર્યાલય, અમદાવાદ.


---



મુદ્રક અને પ્રકાશક : જીવણજી ડાહ્યાભાઈ દેસાઈ, નવજીવન મુદ્રણાલય, કાળુપુર, અમદાવાદ

રજિ૦ નં. બી ૫૩૬૩

# લોકજીવન

યથા પ્રજા તથા રાજા

વર્ષ ૨ અંક ૧૫

વાર્ષિક લવાજમ: દેશમાં રૂ. ૩
છમાસિક „ „ રૂ. ૨

અમદાવાદ, ૧૫મી માર્ચ, ૧૯૫૦

વાર્ષિક લવાજમ: પરદેશમાં રૂ. ૫ શિ. ૮

સંપાદકમંડળ

મગનભાઈ દેસાઈ — ગોપાલદાસ પટેલ
વિઠ્ઠલદાસ કોઠારી — મણિભાઈ દેસાઈ (તંત્રી)
બબલભાઈ મહેતા — જીવણજી દેસાઈ (વ્યવસ્થાપક)

## બે થેલી

[ ઈસપની એક વાત ]

ભૂલ કોનાથી નથી થતી? દોષ કોનામાં નથી? માણસમાત્ર ભૂલને પાત્ર છે; કોઈ દોષ વગરનો નથી; દરેકમાં સારું અને નઠારું બેઉ હોય છે.

પણ માણસ શું કરે છે? સામાની ભૂલ તે ઝટ જુએ છે; પોતાની જોતો નથી.

આનું શું કારણ?

વાત એવી છે કે, માણસને ગળે બે થેલીઓ વળગેલી છે; એક આગળ હોય છે અને એક પાછળ. બંને થેલીઓ લોકોની ભૂલો અને દોષોની વાતોથી ભરપૂર ભરેલી રહે છે. આગલી થેલીમાં બીજા લોકોની ભૂલો ભરાય છે; પાછલી થેલીમાં આપણી પોતાની ભૂલો જાય છે. એટલે આગલી થેલીની બીજા લોકોની ભૂલો આપણે જોઈએ છીએ; અને પાછળની આપણી ભૂલોની થેલીને જોતા નથી!

તેથી સમજણા માણસ આ થેલીઓ ઉલટાવી લે છે. પારકાની ભૂલોનો થેલો ન દેખાય એમ પાછળ કરે છે; અને પોતાની ભૂલોનો થેલો દેખાય એમ આગળ લાવે છે. કેમ કે, પેલી કહેવત છે કે, આપ ભલા તો જગ ભલા. આપણે ભલા થવું હોય તો આપણી ભૂલોની થેલીને નજર સામેથી આઘી ન થવા દેવી.

૮-૩-'૫૦ મગનભાઈ દેસાઈ

## પરિશ્રમ વિના પ્રગતિ નથી

શ્રાવસ્તિ નગરીના શ્રાવકો બહુ ભાવિક હતા. તેઓ સાધુ-સંતોને ભિક્ષા આપતા અને તેમની પાસેથી ધર્મ સાંભળતા.

એક વખત તેઓ ધર્મ સાંભળીને વિહારમાંથી નીકળ્યા અને ભગવાનના શિષ્ય સારિપુત્ત અને મોગાલ્લાનની ઉપદેશ આપવાની રીતનાં ગુણગાન કરતા ચાલ્યા. તે વખતે ઉદાયી નામનો બીજો વૃદ્ધ ભિક્ષુ તેમની વાત સાંભળીને બોલ્યો: એ બે જણનો ધર્મોપદેશ સાંભળીને તમે આટલાં ગુણગાન કરો છો, તો પછી મારા જેવાનો ધર્મોપદેશ સાંભળીને તો તમે શાં શાં વખાણ કરો!

શ્રાવકોએ વિચાર્યું કે આ પણ કોઈ ગુણવાન ધર્મોપદેશક લાગે છે; માટે કાલે આપણે તેમની પાસેથી ઉપદેશ સાંભળીશું.

બીજે દિવસે તેઓ ઉદાયી પાસે ગયા, અને ધર્મોપદેશ સંભળાવવા તેને વિનંતી કરવા લાગ્યા.

ઉદાયી તરત આસન ઉપર જઈને બેઠો; અને રંગીન પંખો લઈ આમથી તેમ હલાવવા લાગ્યો. પરંતુ તેને શાસ્ત્રનો કશો અભ્યાસ ન હોવાથી તે એક પણ વાક્ય

બોલી ન શક્યો. એટલે તેણે કહ્યું: 'હું મંગળાચરણ કરીશ; પછી બીજો કોઈ તમને ધર્મકથા સંભળાવશે.' આટલું કહી, તે આસનેથી ઊતરી ગયો. શ્રાવકોએ ત્યાર બાદ બીજા કોઈ પાસેથી ધર્મકથા સાંભળી. છેવટે ઉપસંહાર કરવા માટે તેઓએ ઉદાયીને વિનંતી કરી. ઉદાયી ફરી પણ આસને જઈને બેઠો; પણ તેને કશું આવડતું ન હોવાથી તે એટલું જ બોલ્યો કે હું સાંજના બધું કરીશ; અત્યારે ઉપસંહાર પણ ભલે બીજો કોઈ કરતો.

પેલા શ્રાવકો સાંજે ફરીથી ઉદાયી પાસે આવ્યા. તે વખતે પણ તે એટલું બોલીને ઊઠી ગયો કે 'હું તો સવારે જ કથા કરીશ; અત્યારે ભલે બીજો કોઈ કરે!'

બીજે દિવસે સવારે પણ બધા તેની પાસે ભેગા થયા, ત્યારે પણ તે ગલ્લાંતલ્લાં જ કરવા લાગ્યો. એટલે લોકોએ જાણ્યું કે, આ તો ખોટી બડાશો મારનારો મૂર્ખ છે. એટલે તેઓ ઊભા થઈ ગયા અને તેને ફિટકારતા કહેવા લાગ્યા કે, 'જ્યારે અમે સારિપુત્ત અને મોગ્ગલ્લાન જેવાની પ્રશંસા કરતા હતા ત્યારે તો તું બડાશ મારતો હતો; તો હવે કેમ કાંઈ બોલી શકતો નથી?'

ઉદાયી તેઓના ટોળામાંથી નાઠો અને બહાર ભાગ્યો. રસ્તામાં એક ખાળકૂવામાં ગબડી પડતાં તેના હાલહવાલ થઈ ગયા

બધા ભિક્ષુઓ આ પ્રસંગની વાત કરતા હતા, તે બુદ્ધ ભગવાનના સાંભળવામાં આવી. તેમણે તેમને પૂછીને બધી વાત જાણી લીધી. ત્યાર બાદ તેમણે કહ્યું કે, ઉદાયી મૂળે બહુ થોડું શાસ્ત્ર ભણ્યો હતો, અને તેનો

પણ સ્વાધ્યાય ન કરતો રહેવાથી તેનું શાસ્ત્ર સમૂળગું નાશ પામી ગયું છે. કહ્યું છે કે:–

સ્વાધ્યાય ન કરવાથી શાસ્ત્ર નાશ પામે છે; અનુદ્યમથી ઘર નાશ પામે છે; ઘો-માંજ ન કરતા રહેવાથી રૂપ નાશ પામે છે; અને ગફલતમાં રહેવાથી ચોકીદાર નાશ પામે છે.

ગોપાલદાસ પટેલ

## સુધારો?

એક શહેરમાં રાત્રે ૯ વાગ્યે ગરીબ જેવા દેખાતા પાંચ સાત માણસોને દોડતા જોવામાં આવ્યા. આ જોઈને પસાર થતા એક શહેરી વટેમાર્ગુએ ટકોર કરી "જાઓ જાઓ, સિનેમા શો શરૂ થઈ ગયો છે." તપાસ કરતાં માલૂમ પડ્યું કે દોડતા જતા એ લોકો વચ્ચે આવેલી મોટી નદીને હોડકાંથી ઓળંગીને સામે પાર આવેલા એક ગામથી આવતા ભીલ ખેડૂતો તથા માછીઓ હતા અને સાચે જ સિનેમા જોવા અધીરા બનીને દોડતા થિયેટર તરફ જતા હતા.

શહેરમાં ઊભાં થયેલાં 'આમોદપ્રમોદ'નાં સાધનોએ ગામડાં ઉપર કઈ જાતની ભૂરકી નાખી છે તેનો આ દાખલો છે. ગામડાંની શાંતિ અને રાત્રિની મીઠી ઊંઘ છોડીને જાણે કંઈ ખોવાઈ ગયું હોય તેની શોધમાં દોડતા હોય તેવા આ અજ્ઞાન ખેડૂતોને જોઈને તેમના ઉપર દયા ઊપજે. પણ નિર્દોષ ગણાતી સિનેમાસૃષ્ટિએ આવા અનેક અજ્ઞાન માણસોને મહેનત કરીને મેળવેલી મૂડીથી વંચિત કર્યા હશે એ વિચારવા જેવી વાત છે. ગ્રામજીવનને તંદુરસ્ત બનાવવામાં શહેરોના મોજશોખો કઈ રીતે આડખીલી રૂપ થઈ શકે તેનો આ પુરાવો છે.

પરીક્ષિતલાલ મજમુદાર

## ટ્રૉલી શું કરે છે?

શહેરમાં તો મોટર અને ટ્રૉલી બહુ સામાન્ય વસ્તુ થઈ ગઈ છે.

પરંતુ હવે તો ગામડામાં પણ બસ અને ટ્રૉલી ઘૂસતાં જ જાય છે.

ટ્રૉલી તો આપણા ગાડાને ઝપાટાબંધ ભાંગી રહી છે.

માલની હેરફેર માટે ટ્રૉલી જ હવે ઘણા પસંદ કરે છે.

ટ્રૉલી અને ગાડું—બન્નેમાં તો ગામડાની સંસ્કૃતિનો ઇતિહાસ આવી જાય છે.

ટ્રૉલી ગ્રામસંસ્કૃતિને તોડે છે.

ગાડું ગ્રામસંસ્કૃતિનું રક્ષણ કરતું જ આવેલું.

ટ્રૉલી મોટે ભાગે ગામડાનો કાચો માલ બહાર લઈ જાય છે.

વેપારીઓ એમાં ખેડૂતોનું ભારે શોષણ કરતા રહે છે.

વળી ટ્રૉલી તૈયાર માલ ગામડામાં ઘુસાડે છે.

ગામડામાંથી કયો માલ બહાર ઘસડાય છે?

કપાસ-રૂ, શીંગદાણા, અને શેરડી.

આ બધા વેપારી પાકો છે.

રોકડ નાણાં આમાં વધુ મળે છે.

ખેડૂતો અનાજ કરતાં આ વેપારી પાક પર વધુ ધ્યાન આપે છે.

અનાજ ખૂટવા માંડયું છે.

કાચો માલ બહાર જવા માંડયો એટલે ગામડાંના ઉદ્યોગો નાશ પામી રહ્યા છે.

રેંટિયા-સાળના ઉદ્યોગ પ્રથમ તૂટવા માંડયા.

હાથ-ઘાણીનો હવે લોપ થઈ રહ્યો છે.

ગોળ માટે ફરતા કોલા હવે પરવડતા નથી. ખાંડનાં

કારખાનાં બધી જ શેરડી ખાઈ જાય છે.

ટ્રોલી આવીને ગ્રામઉદ્યોગો પર છેવટનો ફટકો મારે છે.

ગાડાં હવે પરવડતાં નથી. બળદ તો બધી રીતે હેરાન થઈ રહ્યો છે. ટ્રોલીએ આવી બળદની બેકારી ખૂબ વધારી દીધી છે.

ટ્રોલી ખેતીને ખરબાદ કરે છે. કારણ કે ખેતી માટે બળદ ખૂટતા જાય છે.

દિલખુશ બ૦ દીવાનજી

## પ્રામાણિકતા

આપણા દેશનું તંત્ર આજે આપણા હાથમાં છે. હવે તો આપણે જ આપણું રાજ્ય ચલાવીએ છીએ. જ્યારે અંગ્રેજ લોકો હતા ત્યારે આપણે આપણને વેઠવી પડતી હાડમારીઓનો ટોપલો એ લોકો પર ઠાલવતા હતા અને એ લોકોનો વાંક કાઢતા હતા. પણ આજે પણ આપણી મુશ્કેલીઓનો ક્યાં અંત આવ્યો છે? બધે હજી પહેલાનાં જેવું જ ચાલે છે. આ દેશ આપણો જ છે અને એ ઉપરનું તંત્ર પણ આપણું જ છે એની પૂરેપૂરી સમજ આપણને હજી આવી નથી. તેથી આપણે મન દઈને કોઈ પણ કામ કરતા નથી. બધે કામચોરી કરીએ છીએ, કાળાં બજાર કરીએ છીએ, લાંચરુશવતની બદી પણ ચાલુ જ છે, સરકારી તંત્રમાં કે પોતાના કામધંધામાં બધે અપ્રામાણિકપણે વર્તીએ છીએ. સચ્ચાઈ અને પ્રામાણિકતાને કોરે જ મૂકી દીધી છે! ત્યાર પછી આપણે સુખ શાંતિની આશા શી રીતે રાખવી? બધા પોતાના જ સ્વાર્થનો વિચાર

કરે છે. અને આપણા દેશનો કારભાર બરાબર ચાલે એ કોઈ જોતું જ નથી અને બસ એનો પોતાને માટે કેટલો ઉપયોગ કરી શકાય એ તરફ જ બધાનું મન ચોંટેલું છે. પછી દેશની આબાદી શી રીતે થાય?

અહીં મને ખલીફા હજરત-અલીની વાતનું સ્મરણ થાય છે. એક દિવસે હજરતઅલી સાહેબ રાજ્યના ખજાનાનો હિસાબ કરવા ગયા. રાતનો સમય હતો. મીણબત્તી સળગાવી હિસાબ કરવા બેઠા.

થોડી વાર પછી બે સરદારો પોતાના અંગત કામ માટે એમની પાસે આવ્યા. હજરત-સાહેબે આંખથી ઇશારો કરી તેઓને બેસવા કહ્યું.

હિસાબનું કામ પૂરું થયું. હજરતઅલીએ મીણબત્તી બુઝાવી નાખી. પોતાના મેજમાંથી બીજી મીણબત્તી કાઢી અને સળગાવી.

સરદારોને આ જોઈને ભારે આશ્ચર્ય થયું. કારણ કે પેલી મીણબત્તી પૂરી થઈ ગઈ ન હતી, જ્યારે અલી સાહેબે તેને બુઝાવીને બીજી સળગાવી હતી. સરદારોએ વિનયપૂર્વક એનું કારણ પૂછ્યું.

અલીસાહેબ બોલ્યા, "અત્યાર સુધી હું રાજ્યનું કામ કરતો હતો તેથી રાજ્યની મીણબત્તી સળગાવી હતી. હવે આપણું અંગત કામ છે તેથી રાજ્યની મીણબત્તીનો ઉપયોગ કરું તો હું ચોર ઠરું અને અપ્રામાણિક પણ કહેવાઉં. માટે આપણા કામ સારુ મેં મારી પોતાની મીણબત્તી સળગાવી છે."

આવી પ્રામાણિકતા આપણા-માં ક્યારે આવશે!

મુકુલભાઈ

# અંદાજપત્રોની મોસમ

દર સાલ ફેબ્રુઆરી માસમાં સરકારનાં આવક-ખર્ચનાં અંદાજપત્રો ધારાસભાઓમાં રજૂ થાય છે અને તે પર ચર્ચા થયા પછી છેવટની મંજૂરી મળ્યા બાદ એપ્રિલ માસથી તેનો અમલ થાય છે. અંદાજપત્રોમાં કરવેરામાં વધારા ઘટાડા થતા હોવાથી લોકો પર તેની ઘણી અસર થાય છે અને તેથી ઘણા લોકો કાગને ડોળે તેની રાહ જોતા હોય છે. આ વખતનાં અંદાજપત્રોમાં ખાસ મોટા ફેરફારો કરવામાં આવ્યા નથી. તેની કેટલીક જાણવા જેવી વિગતો નીચે પ્રમાણે છે:

૧

મુંબઈ સરકારનું અંદાજપત્ર

૧૯૫૦–૫૧

૧. ૧૯૪૯–૫૦ માટે ખર્ચનો અંદાજ રૂ. ૬,૨૭૩ લાખનો કરવામાં આવ્યો હતો. ૧૯૫૦–૫૧ માટે રૂ. ૬,૧૩૭ લાખનો કરવામાં આવ્યો છે.

૨. ૧૯૪૮-૪૯ સુધી મુંબઈ સરકારનું અંદાજપત્ર આશરે ૪૭ કરોડ રૂપિયાનું થયું હતું. તે વધીને દેશી રાજ્યોના જોડાણને લીધે હવે રૂ. ૬૧ કરોડનું થયું છે. દેશી રાજ્યોમાંથી કરવેરાની કેટલીક આવક થશે પણ એકંદરે તે કારણે વરસે રૂ. ૫૪૦ લાખ જોડવા પડશે. તેમાંથી રૂ. ૨૩૬ લાખ મધ્યસ્થ સરકાર આપશે અને બાકીના રૂ. ૩૦૪ લાખ પ્રાંતે જોડવા પડશે.

૩. શૅરબજારના સોદા ઉપર સ્ટાંપવેરો બે આના હતો તે ઘટાડીને દોઢ આનો કરવામાં આવશે અને તે શૅરબજાર ઉપરાંત બીજાં વાયદા બજારોને પણ લાગુ થશે.

૪. ભારત સરકારના નવા બંધારણને કારણે વેચાણવેરાની આવકમાં રૂ. ચાર કરોડનો ઘટાડો થશે.

૫. ૧૯૪૮-૪૯માં ખેડૂતો પાસેથી સરકારે બે લાખ ટન અનાજ ઉઘરાવવા ધારેલું તેને બદલે તે વરસમાં ૪,૪૦૦૦૦ ટન ઉઘરાવ્યું હતું. ચાલુ સાલમાં ૯ લાખ ટન ઉઘરાવવાની ધારણા છે. તે મળે તોપણ પ્રાંતને સાડા સાત લાખ ટન અનાજની કમી રહેશે.

૬. સરકારી ખેતીખાતાનું ખર્ચ

સને ૧૯૩૯-૪૦માં રૂ. ૧૨ લાખ આશરે હતું તે દસ વરસમાં વધીને (૧૯૪૯-૫૦) રૂ. ૪૮૮ લાખનું થયું છે એટલે આશરે ૪૦ ગણું થયું છે.

૭. વધુ અનાજ ઉગાડવાના કામને ઉત્તેજન આપવા સારુ સરકારે ૧૯૪૭ના એપ્રિલથી ૧૯૪૯ના ડિસેમ્બર સુધીનાં પોણા ત્રણ વરસમાં રૂ. ૫૬ લાખની ખેડૂતોને મદદ આપીને ૭,૦૭૧ નવા કૂવા બંધાવ્યા અને ૪,૨૨૫ જૂના સમરાવીને ચાલુ કર્યા.

૮. કેળવણી ખર્ચ ચાલુ વરસમાં રૂ. ૧,૧૨૮ લાખનું થશે. છેલ્લા ચાર વરસમાં તે વધીને ત્રણ ગણું થયું છે અને આરોગ્ય–દવાખાનાનું ખર્ચ પણ બમણું થયું છે.

૯. ૧૯૪૮–૪૯માં ગામડાંની ઉન્નતિ માટે સર્વોદય યોજના કરવામાં આવી હતી. તે અંગે ચાર વરસમાં રૂ. ૧ કરોડ ખરચવાના છે. આઠ જિલ્લામાં તે કામ શરૂ કરવામાં આવ્યું છે. તે માટે પછાત વર્ગનાં ગામડાં પસંદ કરવામાં આવે છે.

૧૦. પછાત કોમોના શિક્ષણ વગેરે માટે રૂ. ૪૪ લાખની જોગવાઈ કરવામાં આવી છે. નિર્વાસિતોને માટે ઘરો બાંધવા માટે રૂ. ૨૩૫ લાખની લોન આપવામાં આવશે.

૧૧. દારૂબંધીની યોજના અંગે રૂ. ૩૮૪ લાખની આવક ઓછી થશે.

૧૨. નોકરોના પગાર બિલમાં, અને સંસ્થાઓને અપાતી મદદમાં સવા છ ટકા અને ભાડાં ભથ્થાં તથા સ્ટેશનરી ખર્ચમાં સાડા બાર ટકાનો ઘટાડો કરીને આવક-ખર્ચ સમતોલ કરવામાં આવશે.

ઉપર આપેલા સાર ઉપરથી જણાય છે કે, સરકાર પોતાના ચાલુ ખર્ચમાં યોગ્ય કાપકૂપ કરીને કેળવણી, આરોગ્ય, ખેતીસુધારણા, પછાત કોમો અને નિર્વાસિતોને મદદ આપવાના કામમાં બને તેટલું વધુ ખર્ચ કરવા માગે છે. છતાં કેટલાક અસંતોષની બૂમો પાડયા કરે છે. પ્રજાકીય સરકાર છે એટલે તેઓ પોતાની લાગણી વ્યક્ત કરી શકે છે પણ બધાની માગણીઓને પહોંચી વળવાનું કોઈ પણ સરકાર માટે શક્ય નથી. એકંદરે વલણ કઈ દિશામાં છે તે જ જોવું જોઈએ. એ રીતે જોતાં મુંબઈ સરકારના અંદાજપત્રમાં નિખાલસતા અને પ્રામાણિકતા બંને દેખાય છે.

વિઠ્ઠલદાસ કોઠારી

# સ્વભાષા મારફતે કામ ચલાવો

આપણા દેશમાં અનેક ભાષાઓ છે. તેમાંની એક એકને બોલનારા લાખો કરોડો લોકો છે. તેનું મોટું સાહિત્ય છે; મોટા પ્રદેશોમાં તે ભાષાઓ ચાલે છે. તેથી દેશના પ્રાંતો પાડવા ભાષાનું ધોરણ લેવામાં આવે તો સારું, એમ સૌને લાગે છે. પણ તેમ કરવામાં જાત જાતની પંચાતો રહેલી છે. તેનો ઉકેલ આજે અઘરો થઈ પડયો છે. શાથી તે જોઈએ.

ભાષાવાર પ્રાંત રચવો હોય, તો અત્યારે જે પ્રાંતો પાડેલા છે, તે ફેરવવા પડે; કારણ કે આજના પ્રાંતો તો ગમે તેમ રચાતા ગયેલા છે. દાખલા તરીકે, આપણો મુંબઈ પ્રાંત જુઓ. તેમાં ગુજરાતી ભાષાવાળો પ્રદેશ, મરાઠી ભાષાવાળો પ્રદેશ, અને કાનડી ભાષાવાળો પ્રદેશ પણ સમાયેલો છે. મુંબઈ શહેર જુઓ તો ત્યાં તો હિંદની બધી ભાષાઓ બોલનારી પચરંગી વસ્તી સેંકડો વરસોથી રહે છે. છતાં આ આખો પ્રદેશ એક પ્રાંત છે અને એક વહીવટ તળે છે. એને છૂટો કેવી રીતે પાડી શકાય! આપણામાં કહેવત છે કે, બાર ગાઉએ બોલી બદલાય. મતલબ કે, ભાષા તો એટલી બધી ફરતી અને છતાં મળેલી રહેતી ચીજ છે. બાર ગાઉએ કાંઈ નવી જ ભાષા નથી થઈ જતી; છતાં સ્થાનિક ફરક થતા જાય છે. તો જે પ્રદેશ આગળ બે નોખી જ ભાષાઓ બોલતા લોકોનાં વતન મળે, ત્યાં શું થાય? બંને ભાષાઓ ત્યાં એકમેકમાં ગૂંથાઈ જાય છે; તેથી કયા ભાગને કઈ ભાષાવાળો ગણવો એ સવાલ થાય છે. ત્યાંના લોકો ઓછીવત્તી બેઉ ભાષાઓ સમજી લેતા હોય છે. આથી કરીને, પ્રાંતો ભાષાવાર છૂટા પાડવામાં બે ભાષાઓની હદ બાંધવાનું મુશ્કેલ હોય છે. એવે વખતે બને પક્ષોએ મળીને તોડ કાઢી લેવો પડે. પણ તેમાં ખેંચાખેંચી થાય છે. એક કહે, આ ભાગ મારા પ્રાંતમાં જાય; બીજો કહે, મારામાં. બે સ્વતંત્ર રાજ્યો મુલકની મારામારી કરે એવો ભાવ જાગે છે. આમ થવાનું કારણ લોભ હોય છે. જેટલો મુલક આપણને મળે તેટલું આપણા પ્રાંતનું ધન વધે! આમ લાગે છે. બે ભાઈઓ જ્યારે વહેંચે છે ત્યારે પણ આમ જ

થાય છે ને? દેશ જેવા મોટા સવાલમાં આ થાય, તો આફત આવે. લોકો દેશ આખાની ભક્તિ કરતાં પ્રાંતભક્તિ વધારે મોટી માની બેસે; તો દેશની એકતા ટકી ન શકે. અને એમાંથી જાત જાતની પીડાઓ જનમે. આથી કરીને ભાષાવાર પ્રાંત રચવાનું કામ આપણને ગમે તેટલું ગમે, તોપણ તે સંભાળવા જેવું ગ્રધડાણ બની ગયું છે.

છતાં, તેની મુખ્ય જરૂર શું કામ છે? એટલા માટે કે, તેથી આપણા ભાષા-પ્રદેશનો વહીવટ આપણી ભાષામાં ચાલે; આપણું બધું ભણતર આપણી ભાષા મારફતે શીખવાય. આ બધું કરવા માટે તરત પ્રાંતો ન રચી શકાય, તોપણ એ કામો તો આપણી ભાષા મારફતે ચાલતાં કરી જ શકાય છે. તે કામ આપણે સરકાર, યુનિવર્સિટી, તથા હાઈસ્કૂલો બધા પાસે કરાવી શકીએ છીએ. એ કર્યા વગર આપણો આરો નથી.

૮-૩-'૫૦ મગનભાઈ દેસાઈ

## સત્યનું બળ*

સત્યાગ્રહીઓને લોકો ઘણી વાર ઠપકો આપતા જોવામાં આવે છે. તેઓ કહે છે, તમે દુનિયા સારી છે એમ માની ચાલો છો ને દુષ્ટોના દમન માટેના યુદ્ધમાં ભળવા તૈયાર થતા નથી. પણ તમે ધારો છો એટલી દુનિયા સારી નથી. આવી દુનિયામાં તમારી અહિંસા કેમ ચાલે? મને આ વિચારસરણી સાચી લાગતી નથી. સત્યાગ્રહી માને છે કે દરેક વ્યક્તિમાં સારો ગુણ કંઈક અંશે રહેલો હોવો જ જોઈએ, છે જ. કારણ કે સૌમાં ઈશ્વરનો વાસ છે. રામમાં ઈશ્વરનો વાસ છે અને રાવણમાં નથી એમ માનવાને કારણ નથી. રાવણમાં પણ કાંઈક સારું તત્ત્વ હોવું જ જોઈએ. સદ્‌ગુણનો તણખો દરેકના હૃદયમાં પડેલો છે એવી મારી શ્રદ્ધા છે.

* * *

તમે કદાચ આ હકીકત સ્વીકારશો પણ દલીલ કરશો કે દરેકમાં સદ્‌ગુણ — દૈવી અંશ તણખારૂપે હશે પણ એ તણખા ઉપર દુષ્ટ સંસ્કારોનાં એટલાં

* શ્રી રિચર્ડ ગ્રેગે વેડછીના સ્વરાજ્ય આશ્રમની મુલાકાત દરમિયાન આપેલું એક ભાષણ.

બધાં પડ ચડેલાં છે કે ઉપરનાં એ પડ ક્યારે જાય અને ક્યારે તણખો સળગે? એ રીતે વિચાર કરતાં નિરાશા આવે છે. પણ હું દૃઢપણે શ્રદ્ધા રાખું છું કે કોઈએ એ રીતે નિરાશ થવાની જરૂર નથી. વનસ્પતિનું જીવન તપાસતાં માલૂમ પડે છે કે કોઈ પણ સજીવ વસ્તુ ઉપર જે પ્રકારનું બળ કામ કરે છે તે પ્રકારની અસર તેના પર પહોંચ્યા વિના રહેતી નથી અને તેનો જવાબ મળતો જોવામાં આવે છે. વનસ્પતિ ઉપર સૂર્ય, વરસાદ, ઠંડી વગેરેની અસર કેવું કામ કરે છે તે આપણે પ્રત્યક્ષ જોઈએ છીએ; એની અસરથી વનસ્પતિ વૃદ્ધિ પામે છે અથવા સુકાય છે. તેવી જ રીતે પ્રાણીઓ અને મનુષ્યનાં માનસ પર જુદાં જુદાં બળોની અસર પહોંચ્યા વિના રહેતી નથી. શુભ બળોની અસર શુભ થાય છે, અને અશુભ બળોની અસર અશુભ હોય છે. આ વિવિધ અસર કરનારાં બળો કડવાં હોય છે કે મીઠાં, દુઃખદાયક કે આનંદદાયક હોય છે. કોઈને ખીલો ભોંકીએ તો તે ચીસ પાડે છે. પણ કોઈને મધુર સંગીત સંભળાવીએ તો તે આનંદથી ડોલવા લાગે છે. આમ દુનિયાનાં ભલાં કે ભૂંડાં બધાં બળો સજીવ સૃષ્ટિ પર અસર કરે છે. સજીવ પ્રાણી તે તત્ત્વનો જવાબ આપ્યા વગર રહી શકે નહીં. એટલું ખરું કે જે પ્રાણીમાં જેટલા પ્રમાણમાં ચેતન હશે તેટલા પ્રમાણમાં અસરનો જવાબ મળશે. સંગીતની અસર મનુષ્યો પર જેટલી થાય છે તેટલી ઝાડ પર ન થાય, કારણ કે મનુષ્ય કરતાં વૃક્ષમાં ચેતન ઓછું છે. વૃક્ષો ઉપર સંગીતની અસર જોવામાં આવશે નહીં, પણ સૂર્યના તાપની અસર તેના પર તરત વરતાશે. આ રીતે એક કે બીજું બળ અસર ઉપજાવ્યા વગર રહેતું નથી.

આપણે જાણીએ છીએ કે ડિસેમ્બરની ૨૧મી તારીખ પછી સૂર્યનો કાળ દરરોજ દોઢ મિનિટ વધે છે, અને દરરોજ વૃક્ષો પર દોઢ દોઢ મિનિટની વધતી જતી અસર પહોંચાડે છે. પહેલે દિવસે ઓછી અસર, બીજે દિવસે વધારે, એમ થતાં થતાં છેવટે સંપૂર્ણ અસર પહોંચે છે. પરિણામે વૃક્ષમાં જીવન ઊભરાઈ જાય છે અને ફૂલ ફૂટે છે. આ પરિણામ કંઈ એક દિવસની અસરથી

નથી આવતું, દરરોજની દોઢ દોઢ મિનિટની વધતી જતી માત્રાનું પરિણામ છે. તે જ રીતે પાનખર ઋતુમાં પણ વૃક્ષો એક જ દિવસમાં ઉઘાડાં થઈ જતાં નથી. ગરમીની જેમ ઠંડીની અસર પણ ધીમે ધીમે પહોંચે છે. તેવી જ રીતે મનુષ્યના માનસ ઉપર પણ અમુક વિચારનું બળ સતત ચલાવવામાં આવે તો એ તે તેના પર ધારી અસર ઉપજાવ્યા વિના રહેતી નથી. બાળકના જીવનમાં આપણે આ જોઈ શકીએ છીએ. શરૂઆતમાં બાળક ગણિત જરા પણ જાણતું નથી, પણ ધીમે ધીમે તે શીખતું જાય છે અને જ્ઞાન વધારે છે અને છેવટે અઘરા દાખલા ગણે છે. તેનાં ઘરડાં વડીલો કે જેમના ઉપર આ જ્ઞાનની અસર પહોંચાડવામાં આવી નથી તેનાં કરતાં તે બાળક વધારે શક્તિ બતાવે છે અને તેમના કરતાં ઘણી સરળતાથી અઘરા દાખલાઓ ગણી નાખે છે.

આ ઉપરથી અનુમાન બાંધી શકાય અને શ્રદ્ધા રાખી શકાય કે શુભ બળની અસર પણ પહોંચ્યા વગર ન જ રહે. બળનું પુનરાવર્તન પૂરતા વખત સુધી કરવામાં આવે તો તેમાંથી તણખો ઝર્યા વિના ન જ રહે. પૂરતા પ્રમાણમાં પ્રેમનું બળ અજમાવવામાં આવે તો દુષ્ટ, દુર્ગુણી માણસો પણ તે ઝીલે છે, તો સામાન્ય માણસ પર તેની અસર કેમ ન પહોંચે! જ્યાં સુધી માણસમાં ચેતન છે ત્યાં સુધી પ્રેમના બળની અસર તેના પર કામ કરે છે જ. શરૂઆતમાં આ અસર ન દેખાય પણ પૂરતા પુનરાવર્તન પછી તે જરૂર તે દેખાશે. તેથી આપણે પ્રેમના પ્રવાહો, સત્યઅહિંસાનાં બળો ફેલાવતાં કદી પણ કંટાળવું ન જોઈએ કે નિરાશ થવું ન જોઈએ. બાપુએ આ શિક્ષણ તેમની પોતાની અલૌકિક વાણીમાં અને અપૂર્વ પદ્ધતિથી આપણાં સૌ આગળ રજૂ કર્યું છે. આજે ભલે તણખા ઉપર રાખ બાઝી ગયેલી હોય પણ પ્રેમના બળની અસર પહોંચતાં તે વહેલી કે મોડી ખસૂસ ઊડી જશે અને અંદરનો તણખો જળી ઊઠશે. આ સત્ય અને અહિંસા વહેલીમોડી ઝળકી ઊઠશે જ. આપણે આજની અંધકારમય સ્થિતિ જોઈ નિરાશ ન થઈએ પણ શ્રદ્ધા અને આશા રાખીએ.

('હરિજનબંધુ'માંથી)

**સાચું સુખ બહારથી નહીં પણ અંતરમાંથી જ મળે.**

# ખોરાકમાં દેખાવ જોઈએ કે પોષણ?

સવિતાબહેન – જુઓ બહેનો, ગંગાકાકી આજે આપણા વર્ગમાં આવ્યાં એ કંઈ ઓછી મહત્ત્વની વાત નથી. હવે વર્ગની મહેનત સફળ થવાની. કમળા બહેનનું કામ તો હવે સહેલું થઈ ગયું. હવે સાસુબાના વિરોધની ફરિયાદ કરવાપણું એમને ન રહ્યું. ખોરાકનો સુધારો કરવો હોય તો બહેનોના આવા વર્ગો ચલાવવા એ જ એક સચોટ ઉપાય છે એમ મેં તો ઘણા વર્ગો ચલાવીને જોયું છે.

ગંગાકાકી – કમળા ચોખાને ઘસી-ઘસીને ધુએ નહીં ને મેલા ને મેલા ઓરી દેશે તો હું વઢવાની, હા.

સવિતાબહેન – ઉતાવળાં મા થાઓ ગંગાકાકી. હવે તો તમે અમારી પકડમાં આવ્યાં છો. તો તમને પાકાં ભણાવીને જ નહીં મોકલીએ? જુઓ ગંગાકાકી, ઓસાવવાથી થાય છે તેવું જ નુકસાન ચોખાને ઘસીઘસીને ધોવાથી થાય છે. બેઉ રીતે પાણીમાં ઓગળનારાં દાણાનાં દ્રવ્યો ધોવાઈ જાય છે અને એટલે જ ભાત ફીકો લાગે છે. ચોખાને એક વાર પાણીમાં ધોઈ લેવા ઠીક છે, જેથી કચરો નીકળી જાય પણ ઘસ્યા કરવા એ તો ચોખ્ખો બગાડ જ છે.

ગંગાકાકી – તમે તો બહુ બીક બતાવવા માંડી છે? એવાં તે કયાં મોઘાં દ્રવ્યો નીકળી જાય છે?

સવિતાબહેન – બીક સાવ સાચી છે, ગંગાકાકી. આપણા શરીરની માફક ચોખાનો દાણો એ શરીર છે. દાણાના શરીરમાંથી આપણું શરીર બને છે. દાણાના શરીરનો ચૂનો ખાવાથી આપણા શરીરનાં હાડકાં બને છે. ચૂનો પાણીમાં ઓગળે છે એટલે ચોખાને ઘસી ઘસીને ધોવાથી કે ઓસાવવાથી એ ચૂનો આપણે ખોઈ બેસીએ છીએ. ચૂનાની સાથે સાથે બીજાં પણ દ્રવ્યો ધોવાઈ જાય છે અને એવાં દ્રવ્યો ન ખાવાથી હૃદય, ફેફસાં, હાથ, પગ અને નસો વગેરે નબળાં પડી જાય છે. બોલો, હવે મેં સાચી બીક બતાવી કે ખોટી?

ગંગાકાકી – બળ્યું, સવિતાબહેન, આટલી બધી ખબર અમને ક્યાંથી

હોય? અમને તો એમ કે ચોખા ઊજળા દેખાય તેમ સારા.

સવિતાબહેન—એ જ દુ:ખની વાત છે ને એક તો કોઈ વાતનું જ્ઞાન નહીં, પછી દેખાવ પાછળ પડ્યાં ને પોષણ ખોઈ બેઠાં. ઊજળા ચોખા એ તો રોગનું ઘર છે.

ગંગાકાકી—તો બહેન, મિલમાં છડાયેલા ચોખા કેવા?

સવિતાબહેન—તમે તો બહુ હોશિયાર વિદ્યાર્થી નીકળ્યાં, ગંગાકાકી! કેવી આબાદ અટકળ કરી! ધસવામાં કે ઓસાવવામાં જે દ્રવ્યો નાશ પામે છે તેજ દ્રવ્યો ચોખાને છડવામાં પણ નાશ પામે છે એટલે ખરું પૂછતાં તો છડવાનું બંધ જ કરવું જોઈએ.

ગંગાકાકી—હાથે છડવાનું પણ?

સવિતાબહેન—હા. કેમ કે મિલમાં છડવાથી વધારે નુકસાન થાય તો હાથે છડવાથી ઓછું નુકસાન થાય, પણ નુકસાન તો ખરું જ. નુકસાનથી બચવું હોય તો તો કરડ જ ખાવી જોઈએ.

ગંગાકાકી—બળી, નકરી કરડ તે ભાવે? ભાત લાલ લાલ દેખાય ને દાણો ઠોઠ રહે.

સવિતાબહેન—પાછાં ભૂલ્યાં, ગંગાકાકી. તમારે દેખાવ જોઈએ કે પોષણ? અને દેખાવ જ જોવો હોય તો લાલ ભાત શા ખોટા દેખાય છે? એને તમે કેસરીભાત કહોને. બધી વસ્તુઓ ધોળી જ જોઈએ કે? કાલે તો તમે કહેશો કે દાળ અને શાક પણ ધોળાં હોય તો સારાં. એટલે દેખાવની વાતને તમે ભૂલી જ જાઓ ને પોષણનો ખ્યાલ કરો. કરડનો ભાત ઠોઠ રહેવાનું તમે કહો છો પણ એને બરાબર રાંધી હોય તો દાણો ઠોઠ રહેવાનું કંઈ કારણ નથી. પણ કરડ વિષે ફરી મળીશું ત્યારે વાત.

ઝવેરભાઈ પટેલ

---


નવાં પુસ્તકો

**आश्रम-भजनावलि**

સંગ્રા૦ નારાયણ મોરેશ્વર ખરે

કિં. રૂ. ૦–૧૦–૦ ટપાલરવાનગી ૦–૩–૦

**ધર્માત્મા ગોખલે**

ગાંધીજી

કિં. રૂ. ૦–૯–૦ ટપાલરવાનગી ૦–૨–૦

**મારી જીવનકથા**

**રાજેન્દ્રપ્રસાદ**

અનુ૦ પ્રભુદાસ ગાંધી

કિં. રૂ. ૮–૦–૦ ટપાલરવાનગી અને વેચાણવેરો ૧–૦–૦

નવજીવન પ્રકાશન મંદિર, અમદાવાદ

# પૂરું થતું પખવાડિયું

ઇંગ્લંડમાં તાજેતરમાં થયેલી સામાન્ય ચૂંટણીમાં સાત સભ્યોની નજીવી બહુમતીથી મજૂરપક્ષ ફરીથી સત્તા પર આવ્યો છે અને એ પક્ષના નેતા મેજર એટલીએ પોતાનું મજૂર પ્રધાનમંડળ રચ્યું છે.

ગઈ ૨૮મી તારીખે નાણાપ્રધાન શ્રી જૉન મથાઈએ પ્રજાસત્તાક ભારતનું પ્રથમ અંદાજપત્ર આપણી વડી ધારાસભામાં રજૂ કર્યું હતું. નાણાપ્રધાને બધો ખર્ચ બાદ કરતાં આગામી વરસમાં નવ કરોડ બાસઠ લાખની પુરાંત રહેશે એવો અડસટ્ટો આપ્યો છે.

મુંબઈ રાજ્યના મજૂર ખાતાના પ્રધાન શ્રી ગુલઝારીલાલ નંદાની, હિંદી સરકારે નીમેલી નિયોજન સમિતિના ઉપપ્રમુખ તરીકે નિમણૂક થવાથી તેમણે મુંબઈ રાજ્યના પ્રધાનમંડળમાંથી રાજીનામું આપ્યું છે. તેમનું મજૂર ખાતાનું દફતર વિકાસ ખાતાના પ્રધાન શ્રી માલોજીરાવ નિંબાળકર સંભાળશે.

આપણા વડા પ્રધાન પંડિત જવાહરલાલ નેહરુ પશ્ચિમ બંગાળની ત્રણ દિવસની મુલાકાત લઈને દિલ્હી પાછા ફર્યા છે. પૂર્વ બંગાળમાં પેદા થયેલી લઘુમતી કોમની દુર્દશાને પરિણામે ઊભી થયેલી પરિસ્થિતિનો અભ્યાસ કરવાને માટે તેમણે આ મુલાકાત લીધી હતી. બંગાળની પ્રજાને તેમણે કહ્યું છે કે, બંગાળનો પ્રશ્ન એ આખા હિંદનો પ્રશ્ન છે અને એને અંગે જે કંઈ કરવું પડે તે કરવાને સરકાર તૈયાર છે.

હૈદરાબાદના નિઝામના માજી વડા પ્રધાન મીર લાયકઅલીને તેમના મકાનમાં અટકાયતમાં રાખવામાં આવ્યા હતા ત્યાંથી તે પોતાના કુટુંબ સાથે નાસી છૂટ્યા છે. મ૦

વિષયસૂચિ પૃષ્ઠ



મુદ્રક અને પ્રકાશક : જીવણજી ડાહ્યાભાઈ દેસાઈ, નવજીવન મુદ્રણાલય, કાળુપુર, અમદાવાદ.

રજિ૦ નં. [illegible]

# લોકજીવન

યથા પ્રજા તથા રાજા

વર્ષ ૨

વાર્ષિક લવાજમ: દેશમાં રૂ. ૩ | છમાસિક " રૂ. ૨ | અમદાવાદ, ૧લી એપ્રિલ, ૧૯૫૦ | વાર્ષિક લવાજમ: પરદેશમાં રૂ. ૫; શિ. ૮

સંપાદકમંડળ

મગનભાઈ દેસાઈ — ગોપાળદાસ પટેલ
વિઠ્ઠલદાસ કોઠારી — મણિભાઈ દેસાઈ (તંત્રી)
બબલભાઈ મહેતા — જીવણજી દેસાઈ (વ્યવસ્થાપક)

## મારી સલાહ

મારી સલાહ ચોક્કસ અને દૃઢ છે. તેનું સંગીનપણું ઉઘાડું છે. આતતાયીઓ ગમે તેટલા શસ્ત્રસજ્જ હોય તોયે તેમની સામે પોતાનું રક્ષણ કરવાને દરેક શહેરી પોતાની સરકારનો ભરોસો રાખે, ઉપરાંત લઘુમતી કોમના હરેક માણસ પાસેથી અન્યાયથી ખોટી રીતે જે કંઈ પડાવી લેવામાં આવ્યું હોય તેને માટે નુકસાની માગીને મેળવી આપવાની બાબતમાં પણ તે દરેક સરકાર પર ભરોસો રાખે. અલબત્ત, મરેલાંઓને પાછાં જીવતાં કરી આપવાનું બેમાંથી એકે સરકારથી બની શકે એવું નથી. લોકો પાકિસ્તાન સરકાર પાસેથી ન્યાયની માગણી કરવાનું કામ મુશ્કેલ બનાવી મૂકશે. જે લોકો ન્યાય માગે તેમણે પોતે પણ ન્યાય કરવો જોઈએ, તેમના હાથ ચોખ્ખા હોવા જોઈએ. હું તો

કરોડો હિંદુ, મુસલમાન અને શીખોની વસ્તીની ફેરબદલીનો વિચાર સુધ્ધાં કરી શકતો નથી; એ આખી વાત જ ખોટી છે. પાકિસ્તાનની રચનાનું ખોટું પગલું દૃઢતાથી વસ્તીની ફેરબદલી કરવાના ઇનકારથી જ સુધારી શકાય.

ગાંધીજી

## સાચી સમજણ

મહારાષ્ટ્રમાં પૈંઠણ કરીને એક શહેર છે. ત્યાંના વતની અને આખા મહારાષ્ટ્રમાં અને હિંદભરમાં સંત તરીકે વખણાયેલા સંત શ્રી એકનાથ મહારાજ હતા. એક દિવસ તેમનાં ધર્મપત્ની મહેમાનો માટે રસોઈ કરતાં હતાં. તે રસોઈની સુગંધી રસ્તે જતા હરિજનોને આવી. તેમાંનો એક હરિજન બોલ્યો: 'અરે રામ! આવું સુંદર સુગંધીવાળું ભોજન તો આપણે કદી દીઠું નહિ.' મહારાજ એકનાથ આ સાંભળી ગયા. પોતાનાં પત્નીને બોલાવી વાત કરી અને કહ્યું, 'આજનું બનાવેલું ભોજન હરિજનોને આપો.' તેમનાં ધર્મપત્નીએ ઉત્સાહથી કહ્યું, 'અન્ન ઘણું છે .... માટે સૌને બોલાવો, જમાડો અને પેટ ઠારો. હું પાછળથી મહેમાનો માટે બીજી રસોઈ કરું છું.'

શ્રી એકનાથ મહારાજે અને તેમનાં પત્નીએ હરિજનોને તથા તેમનાં બાળકો અને સ્ત્રીઓને જમાડયાં અને યથાશક્તિ દાનદક્ષિણા આપી. મનુષ્યમાત્ર એક છે. આપણે બધાં એક જ પ્રભુનાં બાળકો છીએ એવું આશ્વાસન આપી વિદાય કર્યાં.

('અંત્યજ પત્રિકા' પરથી) સં. પરીક્ષિતલાલ

# સત્યવીર પ્રહ્‌લાદનો જય

[ ભીંતપત્ર ]

હોળીનો દિવસ એટલે સત્યવીર પ્રહ્‌લાદની કથાનો દિવસ. હોળીનો ઉત્સવ એટલે સુસંસ્કાર, સત્ય અને બેઠી તાકાત વધારવાનો દિવસ.

હિરણ્યકશ્યપ નામનો રાક્ષસી રાજા હતો. ભગવાનનું નામ લેનારને એ મારતો. ભગવાને એને ત્યાં જ પ્રહ્‌લાદ જેવો ભગવદ્‌ભક્તરૂપી સુપુત્ર આપ્યો. દીકરો ભગવાનનું નામ લે પણ બાપને એ ગમે નહીં. બાપ એને બહુ ત્રાસ આપવા લાગ્યો. એને પર્વત ઉપરથી ફેંક્યો. દરિયામાં ડુબાડયો. અગ્નિમાં બાળ્યો પણ ભગવાને ભક્તને બચાવ્યો. છેવટે નરસિંહરૂપ ધારણ કરીને હિરણ્યકશ્યપને ભગવાને માર્યો. પણ ભક્ત પ્રહ્‌લાદે તો આવા જુલમી પિતા માટે પણ પ્રભુ પાસે મોક્ષની માગણી કરી અને ભગવાને એ માન્ય રાખી.

આમ હોળી ઉત્સવ એટલે સત્યના જયનો અને પાપના ક્ષયનો દિવસ બની રહ્યો.

પણ રાક્ષસ રાજા મરાયો એથી એના રાક્ષસ સાથીઓ રડવા લાગ્યા. ગાળો ભાંડવા લાગ્યા અને ધૂળ ઉડાડવા લાગ્યા. દેવભક્તો ભગવાનનાં ભજન ગાવા લાગ્યા. પ્રહ્‌લાદ ઊગરી ગયો એથી ખરા દિલથી પ્રભુની પ્રાર્થના કરવા લાગ્યા. આપણે પણ સત્યના વિજયના આ પવિત્ર દિવસે ગંદકી કાઢીને સ્વચ્છ થઈએ. પાપ છોડીને પવિત્ર થઈએ અને પ્રભુની કૃપા માટે પ્રાર્થના કરીએ. આપણે રાક્ષસોની રીતે નહીં પણ પ્રભુભક્તોની રીતે આ ઉત્સવને ઊજવીએ.

બબલભાઈ મહેતા

## ટેવ કેમ છોડાય

ગઈ કાલે વર્ગમાં મનુભાઈએ ચા, બીડીના વ્યસન વિષે કહ્યું હતું. એની અસર પ્રૌઢો પર સારી પડી. બીજી રાતે વર્ગ ચાલુ થયો એટલે એક ભાઈએ એ વિષે પ્રશ્ન ઉપાડ્યો.

રઘાભાઈ: મનુભાઈ, તમે ગઈ રાતે ચા, બીડીના વ્યસન વિષે કહ્યું એની મારા મન પર અસર તો થઈ. પણ મારી મોચીની દુકાનની બાજુમાં જ હોટેલ છે એટલે ચા પીઉં તો જ જરા કામ કરવાનું મન થાય. બીડીનો એકાદ દમ ખેંચું ત્યારે જ કામ કરવામાં મજા પડે.

મનુભાઈ: રઘાભાઈ, જો કોઈ ઘોડાને આપણે ચાબુક માર્યા કરીએ તો એ બિચારો ઝડપથી દોડે ખરો. પણ એ કેટલી વાર? પાછો એ પહેલાં કરતાં પણ ધીમે ચાલવા માંડે છે અને આમ માર માર કરીએ તો એ બાપડો બે ચાર વરસ વહેલો મરી જાય. એના કરતાં એની કાળજી લઈને બરાબર ચાકરી કરવામાં આવે તો એ બે ચાર વરસ વધારે કામ આપે કેમ ખરું ને?

છનાભાઈ: હા, એ વાત તો સાચી. પણ આ ટેવ છૂટતી નથી તેનું શું? કાલે તમારી વાત સાંભળીને મેં આજે સવારે ચા ન પીધી. થોડી વાર કંઈક ઠીક ચાલ્યું અને પછી તો માથું ભારે ભારે થઈ ગયું. હું તો એક ચાનો પ્યાલો હોટેલમાં જઈને ગટગટાવી ગયો એટલે કંઈક ટાઢક વળી. બોલો, મારે હવે શું કરવું?

છગનભાઈ: મનુભાઈ, મારે પણ એવું જ થયું હતું. એકાદ મહિના પર ગાંધીજીના આશ્રમના

એક ભાઈ આવ્યા હતા. અને હું બીડી પીતો પીતો વર્ગમાં આવ્યો. તે દી તેમણે શિખામણના બે શબ્દો કહ્યા એટલે મને બહુ પસ્તાવો થયો. મેં નક્કી કર્યું કે મારે બીડી તો ન જ પીવી. પણ છનાભાઈની જેવી દશા થઈ તેવી મારી થઈ. મનુભાઈ, કંઈક રસ્તો બતાવો.

મનુભાઈ: તમને એક વાર્તા જ કહું:

એક માણસને અફીણનું વ્યસન હતું. એક દિવસે તે ગામમાં એક સાધુપુરુષ આવી ચડયા. આ ભાઈ તો એની પાસે જઈને કહે, 'મહારાજ, હું તો અફીણના વ્યસનથી કંટાળી ગયો છું. પાસે પૈસા નહીં અને આ ટેવ મને અકળાવી મૂકે છે. એને છોડવાનું મન તો બહુ થાય છે. પણ છોડાતી જ નથી.'

પેલા સાધુપુરુષે એક ચાકનો કટકો લીધો અને કહ્યું, 'બોલ, તું કેટલા વજનનું અફીણ ખાય છે?'

પેલો માણસ કહે, 'આઠ આની ભાર.' સાધુએ આઠ આની ભારનો ચાકનો કટકો આપ્યો અને કહ્યું, 'આજથી તારે અફીણ લેતાં પહેલાં આ ચાકના કટકાથી લિસોટો કરવો અને પછી ચાકના કટકા જેટલું અફીણ લેવું.'

પેલો માણસ તો ઘેર ગયો અને બીજે દિવસથી અફીણ ખાતાં પહેલાં દરરોજ પેલા ચાકના કટકા વડે લિસોટો કરે અને પછી ચાકના કટકા જેટલું અફીણ લે.

આમ કરતાં કરતાં પેલો ચાકનો કટકો ધીમે ધીમે ઘસાતો ગયો અને અફીણનું પ્રમાણ પણ ઓછું થતું ગયું. છેવટે આખો કટકો ઘસાઈ ગયો અને પેલા માણસનું વ્યસન એકદમ છૂટી ગયું.

આ જ પ્રમાણે આપણને પડેલી ટેવને બહુ ધીમે ધીમે છોડતા જઈએ તો એની અસર આપણા મન પર ન રહે અને વ્યસન પણ ધીમે ધીમે છૂટતું જાય. બોલો, હવે તમને સમજ પડી કે?

બધા: મનુભાઈ, આ રીત સારી છે. આજથી જ એ પ્રમાણે અમે વર્તીશું.

મુકુલભાઈ

## સાપ અને ખેડૂત

[ઈસપની એક વાત]

ભર શિયાળો હતો. એક ખેડૂત ખેતરમાંથી ઘેર જતો હતો. રસ્તામાં એક સાપ ટાઢથી ઠરીને લાકડા જેવો પડયો હતો. તે જોઈને ખેડૂતને દયા આવી, 'બિચારો ટાઢે ઠરી ગયો લાગે છે. લાવ એને ઘેર લઈ જઈને તાપણી પાસે મૂકું.'

આમ વિચારીને ખેડૂતે તે સાપને પોતાના ઘાસના ભારામાં ઘાલી ઘેર આણ્યો. અને તાપણી હતી તેની પાસે મૂકયો.

ગરમીથી સાપના જીવમાં જીવ આવ્યો અને તે સળવળવા લાગ્યો. અને પછી તો તે ફૂંફાડા મારવા લાગ્યો અને કરડવા તડયો! આ જોઈને ખેડૂતને ગુસ્સો ચડયો અને કુહાડી લઈ તેને પૂરો કર્યો.

ખેડૂતે કરેલા ઉપકારનો બદલો આપવાનું તો કયાં રહ્યું, ઊલટો સાપ તો સામેથી અપકાર કરવા લાગ્યો! એવા લોક જગતમાં આમ જ નાહક અકારા થઈ પડે છે.

૨૧-૩-'૫૦ મગનભાઈ દેસાઈ

**શ્રદ્ધા હોય તો માણસ બધું કરી શકે.**

# ભારત સરકારનું અંદાજપત્ર

ગઈ વખતે આપણે મુંબઈ સરકારના અંદાજપત્રની મુખ્ય વિગતો જોઈ હતી. આ વખતે આપણી મધ્યસ્થ સરકારના અંદાજપત્રની મહત્ત્વની બાબતો જોઈએ.

૧. સને ૧૯૫૦–૫૧ માં મધ્યસ્થ સરકારનાં આવક-ખર્ચનો અંદાજ નીચે પ્રમાણે કરવામાં આવ્યો છે:

આવક રૂ. ૩૩૯૧૯ લાખ
ખર્ચ રૂ. ૩૩૭૮૮ „

આજના કરવેરાના ધોરણે આવક રૂ. ૩૪૭૫૦ લાખની થાત તો રૂ. ૯૬૨ લાખની બચત રહેત. પણ કેટલાક કરવેરામાં વધારોઘટાડો કરવામાં આવ્યો તેથી સરવાળે રૂ. ૯૬૨ લાખનો વધારો રહેવાને બદલે રૂ. ૧૩૧ લાખનો વધારો રહેશે.

૨. છેલ્લા વિશ્વયુદ્ધ (૧૯૩૯) પહેલાં હિંદી સરકારનું અંદાજપત્ર રૂ. ૧૨,૫૭૭ લાખનું હતું તે દસ વરસમાં (૧૯૪૯–૫૦) ૨૬૭ ટકા વધ્યું છે.

૩. ઉપર જણાવેલા ખર્ચમાં રૂ. ૧૬,૮૦૧ લાખ લશ્કરી ખર્ચના છે એટલે મધ્યસ્થ સરકારના ખર્ચના આશરે ૫૦ ટકા થયા. તે ખર્ચ કાશ્મીરનો ઝઘડો ઊભો છે ત્યાં સુધી ઘટે તેમ નથી.

૪. કરવેરામાં ફેરફારો કરીને વેપારીઓ અને ઉદ્યોગ-ધંધાવાળાને કેટલીક રાહતો આપી છે તેમાંથી મહત્ત્વની નીચે મુજબ છે:

(ક) શૅર પરના નફાની વહેંચણી પરની મર્યાદા રદ થશે.

(ખ) ધંધાના નફા પરનો કર નાબૂદ થશે.

(ગ) વાર્ષિક દોઢ લાખ ઉપરની આવકવાળા માટે કમાયેલી આવક અને બેઠી આવક વચ્ચે ભેદ રાખવામાં આવતો હતો તે નાબૂદ થશે.

(ઘ) સંયુક્ત કુટુંબવાળા પાસેથી રૂ. ૬૦૦૦ની વાર્ષિક આવક થાય ત્યાં સુધી આવકવેરો લેવાશે નહીં.

(ઙ) સ્થાનિક કાગળો લખવાના દેરસ તો કાર્ડના બે પૈસા અને પરબીડિયાનો એક આનો લેવાશે.

૫. અનાજ-ખરીદમાં મદદ ખાતે રૂ. ૨૧ કરોડ ખરચાશે.

૬. દેશી રાજ્યોના જોડાણને લીધે સરકારને સાડા નવ કરોડ રૂપિયા જોડવા પડશે.

૭. નવા વરસમાં રૂ. ૭૫ કરોડની લોન ઉઘરાવવાની અને રૂ. ૨૬ કરોડ નાની રકમની બચતો દ્વારા ઉઘરાવવાની ધારણા રાખવામાં આવી છે.

આ અંદાજપત્રમાં વેપારીઓ અને મોટા ઉદ્યોગધંધાવાળાને ખાસ રાહતો આપવાનું વિચારાયું છે. નાણામંત્રીની ધારણા એવી છે કે તેથી તેઓને ઉદ્યોગોમાં પૈસા રોકવાનું ઉત્તેજન મળશે અને સરકારની લોનો પણ તેઓ ભરશે. આમ ધારેલું પરિણામ આવશે કે કેમ તે શંકાનો સવાલ છે. ખરી રીતે વિચારવાનું એ છે કે વરસે હજારોની અને લાખોની આવકવાળાને રાહત આપવાને બદલે મધ્યમ વર્ગ અને ગરીબ વર્ગ પાસેથી નાની બચતો ભેગી કરીને તેમાંથી મોટી રકમ ભેગી ન થઈ શકે? તેમાંથી ઉદ્યોગ-ધંધા ઊભા ન થઈ શકે? અને સરકારી લોનો ન ભરાય?

વિઠ્ઠલદાસ કોઠારી

## પ્રતિનિધિ-રાજ

હિંદમાં હવે રાજા રાજ્ય નથી કરતો, પણ પ્રજા પોતે પોતાની ઉપર રાજ્ય કરે છે. એટલે કે હિંદમાં હવે રાજા વિનાનું રાજ્ય સ્થપાયું છે; હવે હિંદમાં પ્રજાનું સ્વરાજ આવ્યું છે.

આ રાજ્ય કેવી રીતે ચાલતું હશે? એની રીત સમજી લેવી જોઈએ.

આ રીતના રાજ્યને પ્રતિનિધિ-રાજ્ય કહેવાય. પ્રતિનિધિ-રાજ એટલે એવું રાજ્ય કે જેને ચલાવવાને માટે પ્રજા પોતાની મરજીથી તેનું બંધારણ રચે; અને પછી તે પ્રમાણે રાજ્ય કરવાને માટે પોતાના પ્રતિનિધિ પસંદ કરે; તેમની પાર્લમેન્ટ કે ધારાસભા બને; તે કાયદાઓ રચે; પોતાનું પ્રધાનમંડળ બનાવે; અને તેને એ કાયદાઓ મુજબ રાજ્ય કરવા કહે. જ્યાં સુધી પ્રધાન-મંડળ આ કામ પાર્લમેન્ટને ગમે તે ઢબે ચલાવે, ત્યાં સુધી તે પ્રધાનો રાજ્ય ચલાવે; જો ન ગમે તો પાર્લ-મેન્ટ એમને દૂર કરીને બીજા મંડળને સોંપે. અને પાર્લમેન્ટ પર લોકમત ચોકી રાખે.

આ રીતે રાજ્ય ચલાવવાની રીતને કાયદાનું રાજ્ય પણ કહેવાય છે. કારણ કે, એ રાજ્યમાં કાયદાથી મોટું કોઈ હોઈ નથી શકતું.

આ રીતે રાજ્યની ઢબ રાખવાથી લોકોને સંતોષ રહે છે; જેવો વખત તેવો ફેરફાર કરવાની તેમાં મોકળાશ મળે છે; પ્રજા- ન્યાયની આશા રાખી શકે છે; સૌની સમાનતા વધારે સચવાય છે; જુલમને માટે સ્થાન કમી થઈ જાય છે.

પણ આ રીત સફળ કરવાની એક મોટી શરત છે, તે યાદ રાખવી જોઈએ: લોકોએ ગફલતમાં રહેવું ન જોઈએ. પાર્લમેન્ટના તેમના પ્રતિનિધિઓ શું કરે છે તે જોતા રહેવું જોઈએ. કાયદા પાળવામાં અને બંદોબસ્ત જાળવવામાં દરેક નાગરિકે સમજભેર ભાગ લેવો જોઈએ. ટૂંકામાં, તેણે જાગતા રહેવું જોઈએ.

ગુલામી અને આઝાદીમાં મોટો કશો ફરક હોય તો આ જ છે. ગુલામીમાં માણસ ગાફેલ રહે તોય શું! શેઠ જાણે ને તેનું કામ જાણે! આથી કરીને માણસને ગુલામી નીચો પાડે છે; તે નીતિમાં ઊતરી જાય છે. ત્યારે આઝાદી તેને જવાબદાર બનાવે છે. ગાફેલ રહીએ તો ગોથું ખાઈ જઈએ, તેથી એની મેળે આપણે ચેતતા રહીએ છીએ; મન ઉપર ચાનક રહે છે. તેથી એક મહાપુરુષે કહ્યું છે કે, આઝાદી ભોગવવી હોય તો સદા સાવધ ને હોશિયાર રહેવું જોઈએ. એટલું એનું મૂલ ચૂકવો, તો પછી બધો જ ફાયદો થશે. સમાજ પડશે નહીં પણ ચડતો જ જશે.

તેથી કરીને દેશમાં સ્વરાજ અને સ્વતંત્રતા જોઈએ જ; એ વગર દેશ ભ્રષ્ટ થાય, એમ સૌ કોઈ કહે છે.

આપણા દેશમાં પ્રતિનિધિરાજ્ય આ વરસે જાનેવારીની ૨૬મીથી શરૂ થઈ ગયું છે. તે માટે જે બંધારણ ઘડાયું છે, તેનો પરિચય થોડે થોડે હવે પછી કરીશું.

૨૨-૩-'૫૦ મગનભાઈ દેસાઈ

**આદર્શ વગરનો માણસ સુકાન વગરના વહાણ જેવો છે.**

# પાણીની શક્તિ

જૂના જમાનાના કુદરતી ગણાતાં તત્ત્વોમાંનું એક તત્ત્વ પાણી છે. પાણીની શક્તિ કોણે નથી જોઈ? વરસો-વરસ નદીનાળામાં આવતાં પૂર તેની સાક્ષી પૂરે છે. મોટા મોટા પુલ, ગામનાં ગામ એક જ સપાટે સાફ થઈ જાય છે. કઠણમાં કઠણ પથ્થરની બનેલી ડુંગરમાળાઓ પાણી ભેદી શકે છે. પાણીની પ્રચંડ શક્તિને કારણે જ કદાચ 'પાણી' શબ્દ શક્તિસૂચક થઈ રહ્યો છે. કોઈ માણસમાં પાણી નથી તેનો અર્થ એટલો જ કે તેનામાં શેકયો પાપડ ભાંગવાની શક્તિ નથી. પાણીદાર ઘોડો એટલે શક્તિશાળી ઘોડો.

પાણી વરસાદ સ્વરૂપે જ ડુંગરો ઉપર પડે છે ત્યારે પથ્થરોને તેનાથી ઘસારો પડે છે. જે ખડક ઉપરથી પાણી કાયમ વહેતું હોય તે ખડક ઘસારાથી લીસો બની જાય છે. પર્વતો ઉપર ઘણે ઠેકાણે ચિરાડો જોવામાં આવે છે. ખૂબ ઠંડી ગરમીને કારણે સંકોચાઈ તથા ફૂલવાથી એવી તડો પડવાનો સંભવ છે. વરસાદ આવે ત્યારે તે તરાડોમાં પાણી ભરાઈ રહે છે. રાત બહુ ઠંડી હોય તો તે પાણીનો બરફ જામી જાય છે અને બરફ પાણી કરતાં વધારે જગા રોકતો હોવાથી તે તરાડને તોડીફોડી નાખે છે. આમ પર્વત ઉપરની તરાડો ઊંડી થતી જાય છે અગર તૂટીફૂટી તેના પથ્થરનાં ગચિયાં બનતાં જાય છે. વરસાદના પાણીના જોરે આ ગચિયાંઓ પણ ગબડવા માંડે છે. ગબડતાં ગબડતાં, પરસ્પર અથડાતાં આવાં ગચિયાંઓ તૂટી તેના નાના પથ્થર બને છે. પાણીનાં વહેણ સાથે ઘસડાતાં ઘસારાથી તે ગોળ બને છે અને તેનું છેલ્લામાં છેલ્લું સ્વરૂપ રેતી બની રહે છે. આ ક્રિયા એક બે દિવસમાં બની જતી નથી. વર્ષોવર્ષ સૈકાઓથી આ ક્રિયા ચાલ્યા જ કરે છે અને તેથી કેટલીયે પર્વતમાળાઓ ઘસાઈ ગઈ હશે.

બહુ ઊંચો ટેકરો હોય અને તેના ઉપર પાણીનો મારો ચાલે તો પ્રથમ તેમાંથી પોચી પોચી માટી ધોવાઈ ઘસડાઈ જાય. અને પછી પથ્થરનો વારો આવે. ઊંચા પર્વતો ઉપર બનેલાં કુદરતી

તળાવો અને સરોવરો પણ આવી ક્રિયાથી જ ઉત્પન્ન થાય છે.

કુદરતી તમામ શક્તિને માણસે પોતાના ઉપયોગ માટે એક અગર બીજી રીતે જોતરી છે. પાણી અને પવનનો ઉપયોગ હજારો વર્ષ ઉપર માણસે કરી સઢવાળાં વહાણ દરિયાની સપાટી ઉપર ફરતાં કરેલાં. થોડાં જ વર્ષ ઉપર 'નીપર' બંધ તોડી નાખી પાણીની શક્તિનો પરચો રશિયાએ જર્મનીને બતાવેલો. જર્મન લશ્કરને આગળ વધતું અટકાવવા આ યુક્તિ ખૂબ સફળ નીવડેલી.

ડુંગરામાં યોગ્ય સ્થળે બંધો બાંધી પાણીને ત્યાં જ સંઘરી રાખી, તે પાણીથી નીચેનાં મેદાનો ઉપર થતું ધોવાણ તથા નુકસાન અટકાવવાના પ્રયોગો ઇજનેરોએ અજમાવેલા જ છે. એ જ સંઘરેલું પાણી નહેરો વાટે યોગ્ય નિયમનથી પૂરું પાડી નીચેનાં મેદાનો તથા સૂકા સપાટ પ્રદેશ ઉપર ખેતી કરી શકાય છે તે જાણીતી વાત છે. ઇજિપ્ત અને સિંધ આ રીતે જ ફળદ્રૂપ થયેલા પ્રદેશો છે. જૂના જમાનામાં ઘઉં દળવા માટે પવનચક્કીનો ઉપયોગ કરવામાં આવતો. પાણીના વહેણથી જળચક્કી પણ ચલાવાતી. પણ તેનો લાભ પાણીનું વહેણ હોય ત્યાં જ મળી શકતો.

વીજળીની શોધ થયા પછી કેટલાક ક્રાંતિકારી ફેરફારો થઈ ગયા. પાણીના ધોધ પાસે તેના ઉપયોગથી ચલાવાતી ચક્કી બે પાંચ ગામનું કામ બહુ બહુ તો કરી આપે. પરંતુ ધોધથી વીજળી ઉત્પન્ન કરવાનું મશીન (ડાયનેમો) ચલાવવામાં આવે તો તે બે પાંચ તો શું પણ પાંચ પચીસ હજાર ગામોને વીજળી શક્તિ પૂરી પાડી શકે. ફક્ત ધોધના પાણીમાં તાકાત હોવી જોઈએ. જ્યાં જ્યાં કુદરતી પાણીના ધોધ છે ત્યાં ત્યાં તો આવાં વીજળીનાં કારખાનાં ઊભાં થયાં જ છે. પણ જ્યાં ધોધ નથી એવે ઠેકાણે પણ બનાવટી ધોધ ઊભા કરી જળવીજળીના કારખાનાંઓ (હાઈડ્રો ઇલેક્ટ્રિક વર્કસ) ચાલુ કરી શકાય છે. આવાં કારખાનાં જેટલાં વધારે તેટલી લોકોને વધારે રાહત મળે છે અને વિશેષમાં દેશની સમૃદ્ધિ પણ વધારી શકાય છે. પાણી એ કોઈ પણ પ્રદેશને કુદરતે બક્ષેલી સંપત્તિ છે. તેનો યોગ્ય ઉપયોગ કર્યા વગર તેને ખાલી દરિયામાં વહી જવા દેવું એ નરી મૂર્ખાઈ છે. તે

સંપત્તિનો અને તેટલો લાભ લઈ, તેનાથી ખેતી તેમજ કારખાનાનું ઉત્પન્ન વધારવું જોઈએ. કોઈ પણ જાતના બંધ કે પ્રબંધ વગર કુદરતી રીતે વહી જતું પાણી ચોમાસામાં જળપ્રલય મારફત વિનાશ સર્જે છે. કોઈક પ્રદેશ ઉપર તે કાંપ ઠારી તેને થોડો ઘણો લાભ આપે તેની ના નથી. પણ એકંદરે તે લાભ કરતાં વિનાશ વધારે કરે છે. તે વિનાશક શક્તિ છે. યોગ્ય ઉપયોગે જ તેને સર્જક શક્તિમાં ફેરવી શકાય.

બંસીલાલ ગાંધી

# પોઠિલ પંડિત

બુદ્ધ ભગવાનનો પોઠિલ નામનો ભિક્ષુ પહેલેથી પંડિત તરીકે પંકાયેલો હતો. તે પાંચસો સાધુઓને શાસ્ત્રાભ્યાસ કરાવતો.

બુદ્ધ ભગવાનને એક દિવસ વિચાર આવ્યો કે, આ પોઠિલના માથામાં શાસ્ત્રજ્ઞાન તો ઠસોઠસ ભરેલું છે; અને કેટલાય વખતથી તે બીજાઓને શાસ્ત્ર શીખવે છે, પરંતુ તેને પોતાને હજુ વિચાર સરખો આવતો નથી કે, સંસારદુઃખમાંથી છુટકારો મેળવું! મારે તેને ઢંઢોળવો જોઈએ.

ત્યાર પછી જ્યારે જ્યારે પોઠિલ બુદ્ધ ભગવાનની પાસે આવતો, ત્યારે તે તેને કહેતા: 'આવો તુચ્છ પોઠિલ!' તે નમસ્કાર કરે ત્યારે કહેતા 'નમસ્કાર, તુચ્છ પોઠિલ!' તે જાય ત્યારે કહેતા: 'આવજો તુચ્છ પોઠિલ!'

પોઠિલને વિચાર આવ્યો કે, હું બધાં શાસ્ત્રો ભણેલો છું, તેમની ટીકાઓ પણ ભણેલો છું, તથા પાંચસો સાધુઓને શાસ્ત્રાભ્યાસ કરાવું છું. છતાં બુદ્ધ ભગવાન મને જ્યારે ને ત્યારે તુચ્છ કહીને સંબોધે છે. તેનું શું કારણ? હું આખો વખત શાસ્ત્રના શબ્દોની ગડમથલમાં જ રહું છું, અને શાસ્ત્રમાં બતાવેલાં ધ્યાન-ચિંતનનું આચરણ નથી કરતો, તેથી ભગવાન મને કદાચ આમ કહેતા હશે.

મનમાં આવી ગડભાંજ લાંબો વખત કર્યા બાદ પોઠિલે નક્કી કર્યું કે, મારે હવે આ પંડિતાઈનું કામ છોડી, ધ્યાનચિંતનના કામે વળગવું. તેથી તે એ સ્થળ છોડી, દૂર જંગલમાં ચાલ્યો ગયો.

જંગલમાં દૂર ગયા બાદ તેણે એક આશ્રમસ્થાન જોયું. ત્યાં બુદ્ધ ભગવાનના કેટલાક જ્ઞાની શિષ્યો રહેતા હતા. પોઠિલ તેમના વડા પાસે ગયો અને બોલ્યો, 'ભદંત! આપ મારો આધાર બનો.'

વડાએ કહ્યું: ભાઈ, તું મોટો ધર્મોપદેશક છે; તારી પાસેથી તો અમારે કાંઈ શીખવું જોઈએ. માટે એવું ન બોલતો!'

પોઠિલે કહ્યું: 'ભદંત! આમ ન કરો! મારું શરણ થાઓ!' વડાએ વિચાર્યું કે, આનો પંડિતાઈનો ગર્વ ધોઈ કાઢવો જોઈએ. એટલે તેમણે પોતાનાથી નાના સાધુ પાસે તેને મોકલ્યો. પોઠિલે તેને પણ એ જ વિનંતી કરી. તેણે પણ તેને પોતાનાથી નાના પાસે મોકલ્યો. એમ દરેક જણે તેને પોતાનાથી નાના પાસે મોકલ્યો. છેવટે તે એક જુવાન પાસે પહોંચ્યો. તે કશુંક સીવતો હતો.

પોઠિલ એ છોકરા પાસે જઈને પણ હાથ જોડી વિનંતી કરતો ઊભો રહ્યો. તે છોકરાએ પણ તેને કહ્યું: 'આપ મોટા આચાર્ય છો, તથા ભારે શાસ્ત્રજ્ઞાની છો; મારે જ આપની પાસે શીખવું ઘટે.' પરંતુ પોઠિલ કરગરીને બોલ્યો:

'સાધુજન, આપ પણ મને એમ કહીને ધકેલી ન કાઢશો. શાસ્ત્રજ્ઞાનથી માણસ સાધુતા પ્રાપ્ત કરી શકતો નથી. આપ મને સાધુતાનો માર્ગ બતાવો.'

છોકરાએ કહ્યું: 'હું ગમે તેવો ટપકો આપું, કે ગમે તે કહું, તે માથે ચડાવવાની આપની તૈયારી હોય તો હું કબૂલ થાઉં.'

પોઠિલે કહ્યું: 'આપ મને અગ્નિમાં પેસવાનું કહેશો તોપણ હું પેસીશ.'

છોકરાએ કહ્યું: 'પહેરેલાં કપડાં સમેત પહેલાં તો પેલા ખાબોચિયામાં ડૂબકી મારી આવો.'

પોઠિલે આચાર્યને છાજે તેવાં કીમતી વસ્ત્રો પહેરેલાં હતાં. પરંતુ તે તરત ખાબોચિયામાં ડૂબકું મારી આવ્યો, અને નીતરતાં કપડાંએ એક બાજુ ઊભો રહ્યો.

છોકરાએ કહ્યું: 'સામે આવો.'

પોઠિલ સામે આવ્યો.

પછી છોકરાએ કહ્યું: 'ભદંત! એક રાફડામાં છ કાણાં હોય. તેમાંથી એકમાં થઈને ઘરોળી અંદર પેસે છે. હવે જો તે ઘરોળીને પકડવી હોય, તો પાંચ કાણાં બંધ કરી દેવાં જોઈએ અને છઠ્ઠા કાણાને સાવચેતીથી સંભાળવું જોઈએ. ખરું કે નહીં?'

'હા જી!'

'તે જ પ્રમાણે ઇંદ્રિયોરૂપી છ બારણાંનું સમજવું. છમાંથી પાંચ બારણાં સજ્જડ બંધ કરીને, મનરૂપી છઠ્ઠા બારણા આગળ સાવધાન થાઓ!'

પોઠિલ આમ તો ઘણું ઘણું ભણેલો હતો. પણ આ જુવાનના શબ્દો તેને અંધારામાં દીવો સળગાવા જેવા લાગ્યા. તે બોલ્યો: 'સંતપુરુષ! બહુ સારું કહ્યું. હું એમ જ કરીશ.'

એમ કહી, પોઠિલ સાવધાન થઈ ધ્યાનચિંતનમાં લાગ્યો.

બુદ્ધ ભગવાનને આ બધી વાતની ખબર પડતાં તે પણ પોઠિલને ઉદ્દેશીને નીચેની ગાથા બોલ્યા:

'ધ્યાન-ચિંતનથી પ્રજ્ઞા અથવા બોધ પેદા થાય છે. ધ્યાન-ચિંતન ન હોય તો પ્રજ્ઞા ક્ષય પામી જાય છે, આ વસ્તુ સમજીને પોતાની જાતને એવી રીતે કામે લગાડવી કે જેથી પ્રજ્ઞા વધે.'

ગોપાળદાસ પટેલ

## કહેવા કરતાં કરવું સારું

બાપુજી હમેશાં સ્વચ્છતા ઉપર ખૂબ જ ધ્યાન આપતા. બહારની સ્વચ્છતા તો બાપુને જોઈએ જ, પણ અંદરની સ્વચ્છતા એ એમના કાર્યનું અનોખું અંગ રહેતું. કદી કોઈ વસ્તુ અસ્વચ્છ થઈ હોય તો સામા માણસને વારંવાર ટોકવાને બદલે પોતે કાર્ય વડે જ બીજાને સ્વચ્છતાનો પાઠ ભણાવે.

નોઆખાલીમાં રસ્ના પગદંડીના નાનકડા હતા. કોઈ કોઈ રસ્તો તો એટલો સાંકડો હોય કે મને પાછળ રાખીને બાપુજી એકલા જ પગદંડી પર ચાલી શકે. એથી મારો ટેકો ન મળે એટલે બીજી તરફ ટેકા માટે એમને લાકડી રાખવી પડે. ગમે ત્યાં ગંદકી હોય એ બાપુને બહુ ખૂંચતું. ખુલ્લા પગે એમને એવા ગંદા રસ્તા પર ચાલવું પડતું.

આજુબાજુમાં મળ, થૂંક, કચરો ઇત્યાદિ પડેલાં હતાં તે બધું આજુબાજુથી પાંદડાં લઈ પોતે સાફ કરવા

લાગ્યા. હું થોડી વાર આભી જ બની ગઈ. ગામડાનાં લોકો પણ આ દૃશ્ય જોઈ રહ્યા હતા.

મેં બાપુને ગુસ્સામાં કહ્યું: "બાપુજી, આપ મને શા માટે શરમાવો છો? હું અહીં પાછળ હતી, છતાં મને કહેવાને બદલે આપે સાફ કેમ કર્યું?"

એના જવાબમાં બાપુજી હસ્યા અને બોલ્યા: "તને ક્યાં ખબર છે કે મને આવાં કામો કરવામાં કેટલો બધો આનંદ આવે છે? હું કહું એના કરતાં કરી નાખું તેમાં મને કેટલી ઓછી તકલીફ પડે?"

મેં કહ્યું: "પણ આ ગામના લોકો જોઈ રહ્યા છે."

બાપુજીએ કહ્યું: "તું જોજે, આવતી કાલથી આવા ગંદા રસ્તા મારે સાફ નહીં કરવા પડે, કારણ આ ઉપરથી બધાંને પાઠ મળશે કે, આવું કામ કરવું એ હલકું કામ નથી. અને જો મારે ખાતર જ સાફ કરશે તોપણ મને ખૂંચશે."

મેં કહ્યું: "માનો કે ફક્ત કાલ પૂરતું સાફ કરે અને પછી જેમ હતું તેમ જ ગંદું રહેશે તો આપ શું કરશો?"

એટલે ઊલટાની મને પકડી. મને કહે: "હું તને જોવા મોકલીશ અને ફરી આવો ગંદો રસ્તો હશે તો હું જ સાફ કરવા આવીશ. અસ્વચ્છમાંથી સ્વચ્છ કરવું એ તો મારો ધંધો છે."

સાચે જ એવું બન્યું. બીજે દહાડે હું જોવા ગઈ તો રસ્તો ગંદો હતો. પણ બાપુને કહેવા ન જતાં હું જ સાફ કરીને પાછી ફરી. બાપુને કહ્યું: "હું રસ્તો સાફ કરીને આવી. મારી સાથે ગામના લોકો પણ ભળ્યા હતા, અને આજે તો વચન આપ્યું છે કે આવતી કાલથી તમે ન આવશો, અમે પોતે જ સાફ કરીશું."

બાપુજી કહે: "તેં મારું પુણ્ય લઈ લીધું. એ રસ્તો મારે જ સાફ કરવો હતો. પણ થયું. હવે બે કામ થયાં: એક તો સ્વચ્છતા જળવાશે અને બીજું લોકો આપેલું વચન પાળશે તો સત્યતા શીખશે." અને એ રસ્તો હમેશને માટે સાફ રહ્યો.

બાપુએ ઉપરના પ્રસંગનો ઉલ્લેખ કરીને ત્રણચાર દિવસ પછી મને કહ્યું: "આપણા કાઠિયાવાડમાં રસ્તા ગંદા કરવાની બધાને કેટલી ગંદી ટેવ છે! એટલે તું એમ ન માનતી કે, રસ્તામાં કે ગલીઓમાં પાયખાને બેસી જવાની અથવા

થૂંકવાની નોઆખાલીના જ લોકોની ટેવ છે. હિંદુસ્તાનમાં ઘણી જગ્યાએ આ કુટેવ છે. તેમાં કાઠિયાવાડમાં ખાસ છે. એ સુધારણા કરવાની બચપણમાં મારી ઉમેદ હતી. પણ,નસીબ જોગે કાઠિયાવાડમાં હું બહુ વર્ષો સ્થાયી રહી ન શક્યો. તને મારી પર ગુસ્સો આવ્યો હતો તે ખોટો હતો. કેમ કે જાતે ખાઈએ તો જ પેટ ભરાય. તેવો જ સ્વચ્છતાનો મારે માટે નિયમ છે. હું જાતે જ સફાઈ કરું તેમાં મને અનહદ આનંદ આવે છે."

('બાપુ-મારી મા'માંથી) મનુબહેન ગાંધી

# પૂરું થતું પખવાડિયું

સૌરાષ્ટ્ર સરકારના નાણા પ્રધાને સૌરાષ્ટ્ર ધારાસભામાં રજૂ કરેલા અંદાજ-પત્ર પ્રમાણે ૧૯૫૦-૫૧માં રૂ. બે લાખ ૮૯ હજારની પુરાંત રહેશે. અંદાજ-પત્રમાં નવા કરવેરા નાખવામાં આવ્યા નથી.

આપણા વડા પ્રધાન પંડિત જવાહરલાલ નેહરુ પૂર્વ બંગાળમાં પેદા થયેલી લઘુમતી કોમની દુર્દશાની જાતમાહિતી મેળવવા માટે તથા ત્યાંથી આવતા નિરાશ્રિતોની તાત્કાલિક વ્યવસ્થા કરવા માટે બીજી વાર કલકત્તા જઈ આવ્યા છે.

અટકાયતમાંથી પોતાના કુટુંબ સાથે નાસી છૂટેલા હૈદરાબાદના માજી વડા પ્રધાન મીર લાયકઅલી કરાંચી પહોંચી ગયાની સત્તાવાર જાહેરાત કરવામાં આવી છે.

સૌરાષ્ટ્રની ધારાસભાએ જીવતી પર બીજી પત્ની કરવાની મનાઈ કરતો તેમ જ બાળલગ્નની મનાઈ કરતો કાયદો પસાર કર્યો છે.

તા. ૫ મી એપ્રિલે મળનારી કોંગ્રેસના મંત્રીમંડળની બેઠકમાં પૂર્વ-બંગાળના પ્રશ્ન પર ચર્ચા કરવામાં આવશે.

મ૦



મુદ્રક અને પ્રકાશક: જીવણજી ડાહ્યાભાઈ દેસાઈ, નવજીવન મુદ્રણાલય, કાળુપુર, અમદાવાદ.

રજિ૰ નં૰ બી ૫૩૬૭,

# લોકજીવન

યથા પ્રજા તથા રાજા

વર્ષ ૨ અંક ૨૯

વાર્ષિક લવાજમ: દેશમાં રૂ. ૩
છમાસિક „ „ રૂ. ૨

અમદાવાદ, ૧૫મી એપ્રિલ, ૧૯૫૦

વાર્ષિક લવાજમ [illegible]
રૂ. ૫; શિ. ૮.

સંપાદકમંડળ

મગનભાઈ દેસાઈ — ગોપાળદાસ પટેલ
વિઠ્ઠલદાસ કોઠારી — મણિભાઈ દેસાઈ (તંત્રી)
બબલભાઈ મહેતા — જીવણજી દેસાઈ (વ્યવસ્થાપક)

## આખા દેશની દૃષ્ટિથી વિચારો

હિંદુ, મુસલમાન અને બીજા, એ સૌ મળીને આપણું એક અખંડ શરીર છે. તેથી આપણામાંથી કોઈ પણ એકની ભૂલ થાય, તો સૌને તે માટે વેઠવાનું થાય. ઈશ્વરે આ દુનિયાને એવી ઘડી છે કે કોઈ જાતે જાતે એકલો પડીને પોતાની ભલાઈ કે બૂરાઈ પોતાની પાસે રાખી મૂકવાને સમર્થ નથી. જુદાં જુદાં અંગોનું બનેલું આપણું આ અખંડ માનવી શરીર છે, તેવો જ આ દુનિયાનો ઘાટ છે. એક અંગને જે દુઃખ થાય, તે આખા શરીરને વરતાય છે; એકાદ જગ્યાએ થયેલો સડો આખા શરીરમાં ઝેર ફેલાવ્યા વિના રહેતો નથી. તેથી આપણે સૌ વ્યક્તિનો કે અંગત વિચાર કરવાનું છોડી આખા દેશની દૃષ્ટિથી વિચારીએ.

ગાંધીજી

# વ્યસનોમાં ચાર ગુણ!

એક ગામમાં એક સાધુ પુરુષ આવી ચડ્યા. એ સાધુ થોડું વૈદું પણ જાણતા હતા. એક માણસે આવીને કહ્યું, 'મહારાજ, કેટલીયે દવા કરી પણ ખાંસી મટતી નથી. તમે કોઈ ઉપાય બતાવો તો સારું.'

મહારાજે વાતવાતમાં જાણી લીધું કે એ માણસને બીડી બહુ પીવાનું અને અફીણનું વ્યસન છે. તેથી સાધુ પુરુષે કહ્યું, 'અરે, તમારો રોગ તો ઝટ મટે એવો છે. આજથી જ તમે બીડી અને અફીણ બમણા પ્રમાણમાં લેજો.'

પેલા માણસને થયું કે આ મહારાજ કેટલા ભલા છે! તેણે પૂછ્યું, 'બીજા મૂર્ખાઓ તો મને વ્યસન છોડવાની વાત કરે છે, ત્યારે તમે તો બમણા પ્રમાણમાં લેવા કહો છો એનું કારણ શું?'

સાધુએ જવાબ આપ્યો, 'ભાઈ, વ્યસનોમાં ગુણ છે. પ્રથમ તો ચોર ન આવે. બીજો ગુણ શરીર તાજું રહે. ત્રીજો ગુણ બેસવા માટે વાહન મળે અને ચોથો ગુણ ઘડપણ ન આવે.'

પેલો માણસ તો વિચારમાં પડી ગયો. તે નવાઈ પામી બોલ્યો, 'મહારાજ, એ શી રીતે?'

સાધુ કહે, 'બીડીના વ્યસનથી ખો ખો ઉધરસ આવ્યા કરે એટલે ઊંઘ ન આવે. તેથી ચોર રાતે ખાતર પાડવા આવે તોપણ નાસી જાય. શરીર પર સોજા ચઢે, ગોટલા ઘાલે, એટલે તે તાજે-

માજે દેખાય. પગમાં શક્તિ ન રહે, ક્યાંય જવું હોય તો ચાલવાની તાકાત ન રહે, તેથી વાહનમાં બેસીને જવું પડે. વળી વ્યસની માણસ જુવાનીમાં જ મરી જાય એટલે એ ઘરડો તો થાય જ ક્યાંથી?'

મહારાજનાં મર્માળાં વચન સાંભળીને પેલો માણસ ભોંઠો પડી ગયો.

સુકુલભાઈ

## છોકરો અને મગફળીનો ઘડો

એક ઘડામાં મગફળી હતી. અર્ધોક ઘડો ભરેલો હતો. એક છોકરાએ મગફળી લેવા ઘડામાં હાથ ઘાલ્યો. મૂઠો ભરીને લઈએ તો વધારે આવે ને? અને ઝટ નીકળે અને ખૂબ નીકળે! એટલે પેલાએ તો ભરાય એવડો મૂઠો ભર્યો અને હાથ બહાર કાઢવા ગયો. પણ ઘડાનું મોં સાંકડું હતું. તેથી હાથ નીકળે નહીં! એ તો ખૂબ ગભરાયો. એને થયું, આ તો મગફળી લેવા જતાં હાથ જ સપડાઈ ગયો! એણે તો હાથ કાઢવા જોર કર્યું. પણ મગફળીનો એકે દાણો ઓછો ન કરે! એટલે હાથ કેમનો નીકળે? આથી તેણે તો રડીને બૂમ પાડી, 'ઓ બા!'

પાસેથી એની બા દોડતી આવી. છોકરાની ગમત જોઈ તે હસી પડી અને કહે, 'એકસામટી બહુ શું કામ લે છે? થોડી થોડી લઈને કાઢ.'

પણ મોટેરા પણ આવી જ રીતે ઘણી વાર વર્તે છે. ગજા ઉપરવટ જઈને બાથ ભીડે છે અને પછી આમ જ ભરાઈ પડે છે. લોભ પણ યુક્તિ અને અક્કલ વગર નથી સધતો.

૬-૪-'૫૦ મગનભાઈ દેસાઈ

# કેરિયર

અમે બારે માસ લીલું શાક ઉગાડીને પડોશના શહેરને પૂરું પાડીએ છીએ. અમારું ગામ નાનું છે. અમે નાનકડું શાળાનું મકાન બાંધ્યું છે. શિક્ષકને માટે એક ઘરની પણ સગવડ આપી છે. થોડી આર્થિક મદદ પણ કરી શકીએ છીએ. અમારા ગામનું પાણી જરા મોળું છે. જોકે હવાપાણી ઉત્તમ છે. પણ કોઈ શિક્ષક અમારે ત્યાં આવવા રાજી નથી. આવાં ઉપકારી ગામોમાં શાંતિથી રહીને કામ કરવું એ કેરિયર કહેવાય કે નહીં?

પરીક્ષિતલાલ

# તળાવ અને તેનું પાણી

ગામેગામ આપણને નાનાં કે મોટાં તળાવ જોવા મળે છે. આપણા ગુજરાતમાં તો સામાન્ય રીતે પીવા માટે કૂવાનું પાણી અને નાહવા ધોવા તથા ઢોરને પાવા તળાવના પાણીનો જ ઉપયોગ થાય છે. જે ગામે નદી હોય છે તે ગામ નદીનો ઉપયોગ કરી લે. પણ ગામેગામ નદી હોતી નથી એટલે તળાવ ઉપર જ આધાર રાખવો પડે છે.

તળાવ એ પણ કૂવાની જેમ ખાડા જ છે પણ તેનું ક્ષેત્રફળ કૂવા કરતાં ઘણું વધારે હોય છે. કેટલાંક તળાવ તો કુદરતી રીતે નીચી જમીનમાં ચોમાસાનું વહેતું પાણી ભરાઈને જ બનેલાં હોય છે. કેટલાંક ગામેગામના લોકોએ પોતાના ઉપયોગ માટે માટી ખોદી હોય અને ખાડા પડી રહ્યા હોય તેમાં ચોમાસાનું પાણી ભરાઈ રહેવાથી પણ બની રહે છે.

આ બધાં તળાવનું પાણી આપણે ઘરવપરાશના ઉપયોગમાં લેવાનું હોઈ તે પાણીને પણ સાચવવું જોઈએ. તેનો ગમે તેમ અને ગમે તેવો બગાડ કરવાથી માણસોમાં તેમ જ ઢોરોમાં અનેક જાતના રોગચાળા ફેલાય છે. ગામમાં થતા ઢોરોના રોગચાળા માટે

મોટે ભાગે અજ્ઞાન લોકો ઢેડભંગી ચમારને જવાબદાર સમજે છે પણ પોતાનાં ઢોરને ગમેતેવું પાણી પાઈ રોગના ભોગ 'બનાવવામાં તેમની પોતાની જવાબદારી ઓછી હોતી નથી.

ગામતળાવનું પાણી ખરાબ થયું અને ઢોરમાં રોગ કરે એવા જીવાણુઓ તેમાં પડયા પછી જે જે ઢોર ત્યાં પાણી પીશે તે બધાને ઓછાવત્તા પ્રમાણમાં રોગની અસર થવાની જ છે.

ઘરવપરાશનાં વાસણો તળાવના પાણીએ ધોઈને ઘેર લાવીએ અને તેને ન દેખાય એવાં સૂક્ષ્મ જીવાણુઓ ચોટેલાં ન જ હોય એવું કેમ બને? અને આવા જ કોઈ કારણે તળાવ કે કૂવાનું પાણી બગડવાને લીધે માણસોમાં પણ કૉલેરા કે ટાઇફૉઈડ જેવા રોગ ફેલાય છે.

આપણાં તળાવ ખૂબ ગંદાં હોય છે. સાજા માંદા તમામ માણસો તળાવની બાજુમાં જ શૌચ જાય છે. અને ચોમાસામાં એ ગંદકીને ઘસડીને આવતું વરસાદનું પાણી એ જ તળાવમાં ઠલવાય છે. એ જ પાણીમાં આપણે નાહીએ અને કપડાં ધોઈએ. આપણાં ઢોરને પાણી પાવા માટે પણ યોગ્ય વ્યવસ્થા કર્યા વગર ગમે તેમ છૂટાં મૂકીએ એટલે તે તળાવના પાણીને ડહોળી નાખે. વધારામાં ઢોર મળમૂત્ર પણ ત્યાં જ કરી લે. આમ પણ તળાવનું પાણી ખરાબ થયા કરે. આ બધું અટકાવવા શું શું થઈ શકે તેનો વિચાર કરવો જરૂરી છે.

ચોમાસામાં તળાવનું પાણી જે જે દિશાએથી ઘસડાઈ આવતું હોય ત્યાં ત્યાં શૌચ જવાનું માણસોએ બંધ કરવું જોઈએ. શૌચ માટે ગામના નદી તળાવ સિવાયની જ જગાઓ પસંદ કરવી જોઈએ. તળાવને બને તેટલી ઊંચી પાળ બનાવવી જોઈએ અને તળાવથી બહુ પાસે ઝાડ ન હોવાં જોઈએ. તળાવ ફરતાં થોડે અંતરે ઝાડપાન હોય એ ઇચ્છવા યોગ્ય છે. પણ ઝાડનાં પાન તેમ જ તે ઉપર બેઠેલાં પક્ષીઓની હગાર સીધી પાણીમાં જ પડે એ ઇચ્છવા યોગ્ય ન ગણાય.

ભાલગાળાની જમીનમાં મીઠા પાણીના કૂવા બહુ ઓછા હોય છે. એવે ઠેકાણે ઘણાં ગામનાં લોકોને તળાવનું પાણી જ પીવું પડે છે.

શિયાળો પૂરો થતાંમાં તળાવ સુકાઈ જવા આવે ત્યારે એ તળાવના તળમાં જ ખાડો કરી વીરડા ગાળવા પડે છે. આવે ઠેકાણે તળાવ કે કૂવાનાં પાણીનાં ખૂબ જતન કરવાં જરૂરી થઈ પડે છે.

ગામમાં એક કરતાં વધારે તળાવ હોય એ જરૂરી છે. ઢોરના વપરાશ માટે જુદું જ તળાવ હોય એટલે એ ગંદકી માણસોના વપરાશના તળાવમાં આવે નહીં. તળાવમાં રોજ બરોજ ઠલવાતી તેમ જ ઉત્પન્ન થતી ગંદકીને રોકવા માછલાં કાચબા ઇ૦ તળાવમાં રહે એવી વ્યવસ્થા કરવી જોઈએ. તળાવ ફરતા ચોક્કસ આરાઓ બાંધેલા હોવા જોઈએ. અને પુરુષ તેમ જ સ્ત્રીઓના વપરાશ માટે અલગ અલગ આરાઓ બંધાવવા જોઈએ.

આપણાં ગામનાં તળાવો વરસોવરસ પુરાતાં જાય છે. તેથી થોડાં વરસોમાં તળાવ છીછરું થઈ જાય છે. વરસોવરસ જેમ ઉનાળામાં કૂવા ગળાવીએ તેમ તળાવ પણ ખોદાવવાં જોઈએ. તેમ કરવાથી પણ તળાવમાં ગંદકી વરસોવરસ જમા નહીં થઈ શકે. દર વરસે તળાવને યોગ્ય રીતે ખોદાવવું જોઈએ. આ કામ ગામલોકોએ જ ઉપાડી લેવું જોઈએ.

શક્ય હોય ત્યાં સુધી તળાવનું પાણી પીવાના ઉપયોગમાં લેવું ન જોઈએ. એ જાણીતી વાત છે કે જ્યાં જ્યાં તળાવનું પાણી પીવામાં નિયમિત રીતે આવતું હોય છે ત્યાં ત્યાં કોલેરા, અને વાળા જેવાં દરદો વરસોવરસ ફેલાતા હોય છે.

ગુજરાતમાં માછલાં ખાવાનો રિવાજ નથી. પણ બીજા પ્રાંતો માંસાહારી છે. બંગાળમાં માછલાં એ શાકભાજીની જેમ સામાન્ય ખોરાક છે. એવે સ્થળે તળાવનો ઉપયોગ માછલી ઉછેરવામાં પણ થઈ શકે છે. એ રીતે તળાવ એ ઉત્પાદક હોઈ તેની વિશેષ કાળજી લેવાય છે. તળાવમાં માછલાં સારી રીતે ઊછરી શકે માટે તે માછલાંને નુકસાન કરે તેવા પદાર્થો તળાવમાં ન જાય તેની કાળજી રાખવી પડે. મિલ અગર એવાં કેટલાંક કારખાનાંમાંથી ક્ષારોવાળું પાણી નદી કે તળાવમાં છોડવામાં આવે છે ત્યારે તે તે વિસ્તારના પાણીમાં માછલાં મરી જાય છે.

બંસીલાલ ગાંધી

# ત્રણ રાષ્ટ્રીય કર્તવ્યો

૩

## ચારિત્ર્યશુદ્ધિ

ત્રીજો ધર્મ ચારિત્ર્યશુદ્ધિનો છે. દેશમાં જ્યાં જુઓ ત્યાં લાંચરુશવતની બદી ફેલાયલી છે. કાળાંબજાર ચાલે છે; એ બજાર ખરાબ તો છે જ પરંતુ સફેદ બજાર પણ સારાં નથી. આ સ્થિતિમાં આપણે સુધારો કરવો જોઈએ અને સાથે વ્રત લેવું જોઈએ કે અમે લાંચ-રુશવતમાં નહીં પડીએ. એમાં બીજાને દોષ દીધે નહીં ચાલે. આપણું પોતાનું જ જીવન શુદ્ધ કરવું જોઈશે. આપણે વહેવારમાં, મુસાફરીમાં, મોટરમાં, રેલવેમાં સીધો માર્ગ લઈએ છીએ કે આડો તે જોવું જોઈએ. એ રીતે આપણને વહેવારમાં મુશ્કેલીઓ નડે તોપણ અસત્યનો ઉપયોગ કરવો ન જોઈએ.

તમે બધા લોકો ખાદી કાર્યકર્તાઓ છો. તમે જે ખાદી પહેરો છો તેની પવિત્રતા તમારા જીવનમાં હોવી જોઈએ. ખાદી પહેરનારા હંસ જેવા હોવા જોઈએ, નહિ કે બગલા જેવા. બંને સફેદ હોય છે, પરંતુ હંસ નીરક્ષીર વિવેક કરે છે. ખાદી પહેરનારાઓ પાસેથી દેશ એવી અપેક્ષા રાખે છે કે તેઓ સત્ય અસત્ય પારખશે અને સત્ય પર જ ચાલશે. આ પ્રમાણે વર્તીશું તો આપણે થોડા હઈશું તોપણ દેશ પર અસર પડશે અને વાતાવરણ બદલાશે. એવી શક્તિ સત્યમાં જ હોય છે, અસત્યમાં નહીં. દૂધના ભરેલા હાંડામાં એક ચમચો ભરીને દહીં નાખવામાં આવે તો બધા દૂધનું દહીં બને છે, પરંતુ એટલા એક ચમચાનું દહીં આખા હાંડાના બધા દૂધથીયે દૂધ બનતું નથી. થોડા લોકોમાં પણ એ રીતે ચારિત્ર્યબળ પ્રગટ થાય તો એનો પ્રભાવ બીજા લોકો પર પડશે, પણ બીજાઓના અસત્યનો પ્રભાવ તેમના પર નહીં પડે.

મેં હમણાં તમને જે કહ્યું તે બહુ સંક્ષેપમાં ફરીથી કહું છું. પહેલું, પ્રેમ-ભાવ વધારો; બીજું, ઉત્પાદન કરો; ત્રીજું, ચારિત્ર્યશુદ્ધિ રાખો. એ રીતે કરશો તો હિંદુસ્તાન દ્વારા આખા જગતનો તમે ઉદ્ધાર કરી શકશો.

('હરિજનબંધુ'માંથી) વિનોબા

# રાષ્ટ્રપતિનો આદેશ

[દારૂબંધીની શરૂઆતના સમારંભને પ્રસંગે રાષ્ટ્રપતિ રાજેન્દ્રબાબુએ મુંબઈમાં જે ભાષણ આપ્યું હતું તેનો સાર નીચે આપ્યો છે.]

મુંબઈના ગવર્નર અને મુખ્ય પ્રધાન તરફથી સંપૂર્ણ મદ્યનિષેધનું ઉદ્ઘાટન કરવાનું નિમંત્રણ મને મળ્યું કે તરત જ મેં તે સ્વીકારી લીધું. પરંતુ એ વખતે કેટલાક લોકો તરફથી મને તાર અને કાગળો મળ્યા કે મારે આ આમંત્રણ સ્વીકાવું જોઈતું ન હતું. કારણ કે રાષ્ટ્રપતિ તરીકે હું કોઈ પણ એક પક્ષનો રહેતો નથી પરંતુ બધા પક્ષનો બનું છું. આ પદે આવ્યા પહેલાં હું ભલે ગમે તે પક્ષનો હોઉં પરંતુ રાષ્ટ્રપતિપદે આવ્યા પછી તો મારી એક જ હેસિયત રહે છે. અને એ રાષ્ટ્રના પ્રતિનિધિ તરીકેની. પરંતુ હું આજે જે કાર્ય કરવા આવ્યો છું તેને હું એક પક્ષનું નહીં પણ સારાયે રાષ્ટ્રનું કાર્ય ગણું છું.

આ પ્રસંગે મને એક પ્રસંગ યાદ આવે છે. હું જ્યારે અખિલ હિંદ રાષ્ટ્રીય કોંગ્રેસનો પ્રમુખ હતો અને સારાયે દેશનો પ્રવાસ કરી રહ્યો હતો ત્યારે કેટલીક સભાઓમાં કેટલાક લોકો કાળા વાવટાઓ સાથે આવ્યા હતા અને મને "પાછા જાઓ" (ગો બૅક) એમ સંભળાવ્યું હતું. મેં એક સભામાં સામેથી પૂછ્યું કે આ સભામાંથી હું પાછો જાઉં એમ ઇચ્છતા હોય તેટલા પોતાનો હાથ ઊંચો કરે. ભાગ્યે જ પાંચ સાત હાથ ઊંચા થયા. એ પછી મેં પૂછ્યું કે જે લોકો હું રહું એમ ઇચ્છતા હોય તે હાથ ઊંચા કરે. અને પાંચ છ સિવાય બધા હાથ ઊંચા થયા અને પછી મેં "પાછા જાઓ" કહેનારાઓને કહ્યું કે તમે "પાછા જાઓ". આવી જ રીતે મને આ આમંત્રણ સ્વીકારવાની ના પાડનારાઓને પણ મારો આવો જ જવાબ છે. કારણ કે આ આમંત્રણ સ્વીકારતાં પહેલાં મેં વિચાર કર્યો હતો કે મદ્યનિષેધની તરફેણમાં સારાયે દેશનો મોટો ભાગ છે.

કોંગ્રેસે ૩૦ વર્ષ પહેલાં મદ્યનિષેધના સિદ્ધાંતને અપનાવ્યો હતો. ચૂંટણી વખતે જે ઢંઢેરો બહાર પાડવામાં આવ્યો હતો તેમાં પણ દારૂબંધી

મોખરે હતી. એના ઉપર આજની સરકાર ચૂંટાઈ અને એ ચૂંટાયેલી ધારાસભાએ સંપૂર્ણ મદ્યનિષેધને મંજૂરી આપી. આ પછી આમાં આપણામાં મતભેદ છે એમ કહેવું યોગ્ય નથી. મદ્યનિષેધ અંગે પ્રજાએ બરાબર પોતાનો મત આપ્યો છે અને મુંબઈ સરકારે તો એ દાખલ કરીને પ્રજામતને માન પણ આપ્યું છે. એમાં થોડાએ વિરોધ કર્યો હશે. પણ દુનિયામાં એકમતીએ કોઈ પણ કાર્ય થતું નથી. લોકશાહીમાં પોતાનો મત વિરોધમાં પ્રદર્શિત કરવાનો અધિકાર જરૂર છે. પણ બહુમતી એક પક્ષમાં હોય ત્યારે એ ચીજ આપણું મન કબૂલ કરતું ન હોય તો પણ બહુમતી આગળ લઘુમતીએ નમતું આપવું જ જોઈએ.

મદ્યનિષેધ અંગે ૧૯૩૭નો હું મારો પોતાનો અનુભવ કહીશ. બિહારની એ વખતની કોંગ્રેસ સરકારે બિહારના એક જિલ્લામાં જ્યાં કોલસાની ખાણોના વિસ્તારમાં કામદારો બહુ દારૂ પીતા હતા ત્યાં મદ્યનિષેધ કરવાનો નિર્ણય કર્યો. મેં એ વખતે જનતાનો અભિપ્રાય જાણવા માટે દારૂની દુકાનોએ હજારો પીનારાઓને પૂછ્યું કે તમે કેમ દારૂ પીઓ છો? તો કોઈ મને સાફ જવાબ આપી શક્યું નહીં. મેં પૂછ્યું 'તમારાં બૈરાંછોકરાં આ પસંદ કરે છે?' તેમણે કહ્યું, 'ના.' મેં કહ્યું, 'તમે દારૂ છોડી દો તો ઘણા પૈસા બચે અને એનો બીજો સદુપયોગ કરી શકો.' તેઓ આ વાતને સંમત થયા. 'તો પછી શા માટે તમે દારૂને વળગી રહો છો?' એવા મારા પ્રશ્નના જવાબમાં તેમણે કહ્યું, 'અહીં મળે છે તે અમે પીએ છીએ અને બંધ કરવામાં આવે તો ન લઈએ.'

અમે આ જિલ્લામાં શરાબબંધી ફરમાવી અને અમને લોકોના આશીર્વાદ મળ્યા. એ જ જગાએ એ પછી બહેનોને અમે ચાંદીનાં કડાંઓ પહેરતી જોઈ. બાળકોને સારું ખાતાંપીતાં જોયાં. અને ખાણોના માલિકોને પૂછ્યું તો પીવાનું છોડી દેવાને કારણે કામદારો હવે વધુ કોલસા ખોદી શકતા હોવાનું અમને કહેવામાં આવ્યું.

આ પછી તો મને થયું કે દારૂ એ એક એવી ચીજ છે કે જે બંધ કરવાના માર્ગમાં હજારો રુકાવટો આવે તોપણ

બંધ કરવી જોઈએ. મને એ વાતની ખુશી છે કે મુંબઈ સરકાર આ કાર્ય પૂરું કરી શકી છે.

૧૯૩૭માં મુંબઈ, મદ્રાસ અને બિહાર એ પ્રાંતોએ દારૂબંધીના અખતરા કર્યા હતા. પણ એ વખતે જુદી રીત અપનાવાઈ હતી. અમુક અમુક જિલ્લાઓમાં દારૂબંધી દાખલ કરવામાં આવી હતી. એ વખતે એ મુશ્કેલી નડી હતી કે જે જિલ્લામાં દારૂબંધી ન હતી ત્યાંથી દારૂ ચોરીછૂપીથી બંધીવાળા જિલ્લાઓમાં પહોંચી જતો હતો. અને સફળતા મળી ન હતી. પણ અહીં તો તમે આ વખતે હોશિયારીથી કામ લીધું છે, આખાય પ્રાંતને એક સાથે લીધો છે. તમે શરૂમાં બે દહાડા, ત્રણ દહાડા અને છેલ્લે તમે સાતે સાત દહાડા, ન મળે એ રીત અજમાવી. એટલે આ વખતે ચોરીછૂપીથી દારૂ આવવાની શકયતા તમે બંધ કરી છે અને તમે સાચેસાચ સંપૂર્ણ દારૂબંધી કરી શકયા છો. મને આશા છે કે આ કામમાં તમને પૂર્ણ સફળતા મળશે.

પરંતુ લોકોને દારૂને સ્થાને અન્ય આનંદપ્રમોદનાં સાધનો પૂરાં પાડવાની દિશામાં અને દારૂના ધંધામાં લાગેલાઓ બેકાર બની જાય તેમને બીજા ધંધાઓ આપવાનો પ્રબંધ મુંબઈ સરકારે કરવો જોઈએ. આ સિવાય તો સરકારે હવે પોતાનું કામ પૂર્ણ કર્યું છે. અને હવે મૂળ કામ તો જનતાનું છે કે દારૂબંધીને સફળ બનાવવી. જનતા જ દારૂ નહીં ખરીદવાનો નિર્ણય કરે તો ખુદ સરકાર વેચે તોપણ કોણ લેવાનું હતું! માટે અહીં એકઠા થયેલા લોકો એમ ન સમજે કે આજે સંપૂર્ણ દારૂબંધી અમલમાં આવી એટલે હવે કામ પૂરું થઈ ગયું. તમારી ફરજ છે કે તમે લોકોમાં એવી હવા પેદા કરો કે માત્ર સરકારી કાનૂનથી નહીં પણ જનતાની ઇચ્છાથી દારૂબંધી સફળ બને.

શરાબને આપણે પશ્ચિમના લોકોની જેમ અપનાવ્યો નથી. પશ્ચિમના લોકો શરાબ પીવાનું ખરાબ ગણતા નથી. પીને ગાંડા થવું ખરાબ ગણે છે. અહીં હકીકત જુદી છે. આપણે તો શરાબ પીવાનું ખરાબ ગણીએ છીએ. અને પીનારાઓ કોઈને ખબર પડે તો શરમાય છે. હા, કેટલાક નથી શરમાતા.

ગાંધીજીએ કહ્યું હતું કે દારૂથી પૈસાની જ નહીં પણ ચારિત્ર્યની હાનિ થાય છે. મનુષ્ય મનુષ્ય મટીને જાનવર બને છે. શરાબ- બંધ કરવો જોઈએ કે જેથી માનવી જાનવર બને નહીં. મુંબઈ રાજ્યના આ પગલાથી મહાત્માજીનો આત્મા આજે પ્રસન્નતા અનુભવી રહ્યો હશે.

# આપણા રાજ્યબંધારણની પ્રતિજ્ઞા

બંધારણ-રાજ્યનું લક્ષણ એ છે કે, તે રાજયનો કારભાર અમુક નક્કી બંધારણ મુજબ ચાલવો જોઈએ. તે રાજ્યનો અધિપતિ રાજા હોય અથવા પ્રજાએ ચૂંટેલો પ્રમુખ પણ હોય. જેમ કે, અમેરિકામાં રાજા નથી, પણ પ્રમુખ છે, અને તે અમેરિકાનું રાજય તેની પ્રજાએ ઠરાવેલા બંધારણ મુજબ ચલાવે છે. વિલાયતમાં રાજા છે; તે એ દેશનું રાજ્ય ત્યાંના બંધારણ પ્રમાણે ચલાવે છે. એટલે વિલાયતની પાર્લમેન્ટ કહે તેમ એ રાજ્યને ચલાવે છે.

આથી આવા રાજ્યનું કાઠું તેનું બંધારણ બને છે. બંધારણમાં શરૂમાં પ્રતિજ્ઞા કરવામાં આવે છે; આપણા દેશના બંધારણમાં તેની પ્રતિજ્ઞા નીચે પ્રમાણે છે:

"ભારત દેશના અમે પ્રજાજનોએ ગંભીરતાથી નક્કી કર્યું છે કે, અમારા દેશમાં સાર્વભૌમ લોકશાહી પ્રજાસત્તાક રાજ્ય રચવું; અને તેના બધા નાગરિકોને નીચેની બાબતની ખાતરી આપવી કે, સૌને

સામાજિક, આર્થિક અને રાજકીય ન્યાય;

વિચાર, વાણી, માન્યતા, ધર્મ અને પૂજાપાઠમાં સ્વતંત્રતા;

દરજ્જો અને તકમાં સમાનતા મળી રહેશે;

અને વ્યક્તિનું ગૌરવ અને રાષ્ટ્રની એકતાની રક્ષાની ખાતરી આપે એવી ભ્રાતૃભાવના સૌમાં વધારવી.

આથી કરીને, આજ રોજ તા. ૨૬મી નવેમ્બર, ૧૯૪૯ને દિવસે, અમે અમારી બંધારણસભામાં આ બંધારણ સ્વીકારીએ છીએ, તેનો કાયદો કરીએ છીએ, અને અમે પોતે પોતાને તે અર્પીએ છીએ."

આ પ્રતિજ્ઞામાં આપણા દેશનો આદર્શ અને પ્રજાજનને મળતો હક બેઉ ટૂંકામાં કહ્યાં છે. તે બંને સાચવીને જે કર્યું છે તે કર્યું છે, એમ પણ તે પ્રતિજ્ઞાનો ભાવ છે. આપણને સ્વરાજ મળ્યું એનો આમાં ચોખ્ખો અર્થ બતાવ્યો છે. તે એ કે, આપણે જ આપણા દેશનું રાજ્ય કેમ ચાલે તે હવે ઠરાવ્યું છે. અંગ્રેજી હકૂમત હવે રહી નથી.

૬-૪-'૫૦ મગનભાઈ દેસાઈ

# આઈસક્રૂટની ઠગવિદ્યા

ખોરાકની બનાવટોમાં ઠગવિદ્યાઓ વધતી ચાલી છે, પણ આઇસક્રૂટની ઠગવિદ્યા સૌથી ચઢી જાય તેવી છે. બરફફળનું સુંદર નામ આપ્યું! બાળકોને અને બાળક બુદ્ધિવાળાંને આકર્ષણ થાય એવો બાહ્ય દેખાવ કર્યો અને અંદર જોઈએ તો શું મળે?

પાણીને થીજાવીને તેમાં સાકર તથા ખુશબોદાર રંગીન અત્તર નાખો એટલે થયું બરફફળ. એક આનાના બરફફળમાં દૂધનું ટીપું ય નહીં, ને બે આનાના બરફફળમાં થોડાં ટીપાં હોય એ એમાંનું પોષણતત્ત્વ! પણ બરફફળ કેવળ નિઃસત્ત્વ જ હોત તો તો એને કદાચ નિર્દોષ માની પૈસા પાણીમાં ગયા ગણાત. આમાં તો પૈસા ખરચીને રોગ ખરીદવાની વાત છે. વિદેશોમાં આઇસક્રૂટ બનાવાય છે ત્યાં કાયદાની રૂએ પાણીની વરાળને ઝીલીને તેને ઠારવામાં આવે છે ને તેમાં દૂધ ઠીક ઠીક મેળવવામાં આવે છે. અહીં નથી કાયદો કે નથી બરફફળ બનાવનાર લોકોને સફાઈનું ભાન. ગમે તેવા ગંદા પાણીને જ ઠારવામાં આવે છે. તેમાં રોગનાં જે જંતુઓ હોય તે પાણી ઠરવાથી મરી જતાં નથી, દબાઈને પડયાં રહે છે, ને પેટમાં જતાં પોતાની પ્રવૃત્તિ આદરે છે. એ રીતે ટાઇફૉઈડનાં, કૉલેરાનાં, પ્લેગનાં કે એવાં જ બીજાં જંતુઓ પાણી દ્વારા પેટમાં પહોંચી જાય છે. આટલું પૂરતું ન હોય તેમ, બરફફળ વેચનારા છોકરાઓ કે માણસો તેમને વધારે ગંદાં કરવાનું ચૂકતા નથી. સમજુ માબાપો, બરફફળથી સાવધાન.

ઝવેરભાઈ પટેલ

# ગાય અને ગ્રામોન્નતિ

ખેતીનો કાયડો ગોપાલનથી જુદો પાડી શકાય એવો હરગિજ નથી. ગાય-બળદ પાળવાં ન પાલવે એટલાં મોંઘાં થાય અને થતાં જાય તો ભરપૂર અનાજ પેદા કરવાનો મનોરથ પાર ન પડે એવો ડર રહે છે.

ગાય તથા ભેંસની વચ્ચે આર્થિક દૃષ્ટિએ ગાય વધારે સસ્તી છે એ બાબતમાં સરકારી તેમ જ બિનસરકારી સર્વે નિષ્ણાતો એકમત છે. ગુજરાતને ભેંસ રાખવી પાલવતી જણાય છે તેનું કારણ ભેંસ ગાય કરતાં વધારે સસ્તી છે એ નથી પણ બીજું છે. ભૂતકાળમાં દૂધ ખાવાનો રિવાજ ઝાઝો નહોતો. મોટે ભાગે લોકો છાશ પીતા અને ઘી શ્રીમંતોના ખપનો કે વારતહેવારે ખાવાનો પદાર્થ ગણાતો. ઘીના હરીફ ન હોવાથી ભેંસ રાખવી પાલવે એટલી ઘીની કિંમત ઊપજતી. હવે ઘીનો વનસ્પતિ જેવો મોટો હરીફ જાગવાથી અને ચારાની તથા દાણાકપાસિયાની મોંઘવારીને લીધે ઘીની પડતર કિંમત પણું ઊપજી શકતી નથી, એટલે ભેંસ દૂધને માટે મહત્ત્વની લાગવા માંડી છે. તેમાં ચા કૉફીની આદત વધવાથી દૂધનો વપરાશ પણ વધવા લાગ્યો, અને મોટાં શહેરોમાં દૂધનું બજાર ખૂલ્યું: આથી તેમાં થોડો વખત લાભ જણાયો અને ખેડૂતો એની પાછળ મંડયા. ખેતીની ખાધ એમાંથી થોડે અંશે પુરાવા લાગી અને બેકારીના દિવસોમાં તથા વિધવાઓને ભેંસ આશ્રયદાતા લાગી. પણ હવે ચોખ્ખું દેખાય છે કે ખેડૂત દૂધમાંથી ભેંસનો ખર્ચ કાઢી શકતો નથી. સહકારી મંડળીઓ વગેરેની બધી પ્રવૃત્તિઓ છતાં દૂધના જે ભાવ મળે છે, તે એની પડતર કિંમત કરતાં ઓછા હોય છે. એટલે કે ખેતીની ખાધ પૂરી કરવા માટે આવેલી ભેંસની ખાધ હવે ખેતીની ઊપજમાંથી પૂરી કરવી પડે છે. પણ ખેતીની ઊપજ પૂરતી હોત તો ભેંસનો આટલો મોહ ન વધ્યો હોત. તે સ્થિતિમાં ખેતી સાથે ગાય પળાતી હોત. પણ ખેડૂતે ઘીના મોહથી ગાયને બદલે ભેંસ વસાવી. પછી દૂધના ભાવના મોહથી

ખેંચાઈ પોતાને અને ગરીબ પડોશીઓને મળતી છાશ પણ છોડી દઈ દૂધઘી બન્ને કાઢ્યાં, છતાં ભેંસ પાલવે એવી થઈ શકતી નથી. હવે તે માટે સારા રસ્તા અને ઉતાવળી મોટરો દોડાવી તે પાલવે એવી કરવા મથે છે. એથી દૂધની ઝપાટાબંધ નિકાસ કરી શકાશે એ વાત સાચી છે, પણ એથી ભેંસ પાલવશે એમ માનવાને કશો આધાર નથી. ગાયબળદનું પાલન તેમ જ ઉછેર કઠણ થશે એટલું જોકે નક્કી છે.

આ બાબત સરકારી તંત્રો અને વેપારીવર્ગ સમજે કે ન સમજે, ગામડાંઓની પ્રજાએ અને ખાસ કરીને ખેડૂતોએ પોતાનું હિત અવશ્ય સમજવું જોઈએ. દૂધ, ઘી, અને અનાજ છોડી નોટોના ઢગલા ભેગા કરવાનો ધંધો આત્મઘાતક છે. સંપત્તિનો પહેલો પાયો ગામમાં ભરપૂર અનાજ, દૂધ અને ઘી પર ઊછરેલી પ્રજા, હૃષ્ટપુષ્ટ ગોધણ, ઇમારતી તેમ જ ફળો આપનારાં મોટાં વૃક્ષો, અને પ્રજાના સર્વ વર્ગોમાં સંપ, સંતોષ અને સહકાર છે. આ સંપત્તિ ભરપૂર ઉપજાવી ગામની જરૂરિયાતોને પૂરેપૂરી પહોંચી વળી, ભૂખ્યાંતરસ્યાંને પોષી, જે વધે તેની નિકાસ કરી શકાય. એ સંપત્તિ ઘટાડી, અર્ધે પેટે રહી કે ગામના લોકોને અને મજૂરોને ભૂખે રહેવું પડે એવી સ્થિતિ પેદા કરી નોટોના ઢગલા ભેગા કરવા માટે, વેપારી પાકો અને વેપાર માટે દૂધઘી ઉપજાવવાં, અને તેમાંથી હવેલીઓ બાંધવી, છોકરાંઓને દાક્તર, વકીલ કે ઇજનેર વગેરે કરવાં, અને મોટરો દોડાવવાના મનોરથો ઘડવા એ ઊંધો ધંધો છે. તેથી દૂધ, ઘી ને અનાજ અને આરોગ્ય જાય છે અને સાથે ગાયબળદ પણ જાય છે, હોશિયાર છોકરાઓ ગામ છોડી શહેરોમાં વસે છે, શહેરોમાંથી આવેલી નોટો પાછી શહેરના માલના બદલામાં કે શહેરી મોજશોખનાં ખર્ચોમાં શહેરોને પાછી મળે છે, અને ગામમાં બાંધેલી હવેલીઓને સંભાળવાને માટે પણ કોઈ રહેતું નથી. ગામડાં પોતાનું હિત સમજે તો ઉપાય તેમના હાથમાં છે. ગોપાલક રબારી તેમના દુશ્મન નથી. વેપારની જાહોજલાલીની ખોટી દૃષ્ટિ સૌને પાયમાલ કરે છે અને બેકાર બનાવતી જાય છે.

('હરિજનબંધુ'માંથી)

કિશોરલાલ મશરૂવાળા

# પૂરું થતું પખવાડિયું

ગઈ તા. ૧લીથી ભારતના ઇતિહાસમાં પહેલી જ વાર દેશનાં સશસ્ત્રદળોનું એકીકરણ થયું છે. ભારતની રિયાસતોના સશસ્ત્રદળોનું સર્વોપરી આધિપત્ય તથા આર્થિક જવાબદારી ભારત સરકારે પોતાને માથે લઈ લીધી છે.

ગઈ તા. ૧લીથી મુંબઈ રાજ્યમાં સંપૂર્ણ દારૂબંધીનો અમલ શરૂ થઈ ગયો છે. હવેથી દારૂનું વેચાણ, કબજો અને વપરાશ કાયદાથી સજાપાત્ર ગુનો છે.

એ જ રીતે સૌરાષ્ટ્રમાં પણ ૧લી તારીખથી સંપૂર્ણ દારૂબંધીનો અમલ શરૂ થયો છે.

હાવરા અને તેની આસપાસના પ્રદેશમાં પરિસ્થિતિ કાબૂ બહાર જાય એમ લાગવાથી ત્યાં કાયદો અને વ્યવસ્થા જાળવવાનું કામ લશ્કરને સોંપી દેવામાં આવ્યું છે. એ પછીથી ત્યાંની પરિસ્થિતિ કાબૂ હેઠળ આવી ગયાના ખબર છે.

અમદાવાદના લોકપ્રિય અને સેવાભાવી નાગરિક ડૉ. હરિપ્રસાદ દેસાઈનું અગણોતેર વરસની ઉંમરે હૃદયની બીમારીથી ગઈ તા. ૩૧મીએ સાંજ એલિસબ્રિજમાં આવેલા તેમના મકાનમાં અવસાન થયું છે.

દેશની અત્યારની નાજુક પરિસ્થિતિ ધ્યાનમાં લઈને સરકારે હિંદુ મહાસભાના કેટલાક આગેવાનોને અટકમાં લીધા છે.

ભારત તેમ જ પાકિસ્તાનની લઘુમતીના કપરા પ્રશ્નનો ઉકેલ લાવવાને મંત્રણા કરવા માટે ગઈ તા. ર૭મીએ પાકિસ્તાનના વડા પ્રધાન શ્રી. લિયાકતઅલીખાન નવી દિલ્હી આવી પહોંચ્યા હતા. ભારતના વડા પ્રધાન પંડિત જવાહરલાલ નેહરુ તથા નાયબ વડા પ્રધાન સરદાર પટેલ સાથે મસલતો કરીને તેઓ લઘુમતીના પ્રશ્ન અંગે સમજૂતી પર આવ્યા છે. આ સમજૂતીનો પ્રામાણિકપણે અમલ કરવાની બંને દેશના વડા પ્રધાનોએ ખાતરી આપી છે. બંને દેશની ધારાસભાઓએ પણ આ સમજૂતીને વધાવી લીધી છે.

મ०

# મહાન સામાજિક વિપ્લવ

[ભારત સરકારના નાયબ વડા પ્રધાન સરદારશ્રી વલ્લભભાઈ પટેલે અમદાવાદની દારૂબંધી સપ્તાહ ઉત્સવ સમિતિ પર દારૂબંધી સપ્તાહ નિમિત્તે નીચેનો સંદેશો મોકલ્યો છે.]

મુંબઈ સરકારના ઘણા લાંબા વખતના સતત પ્રયત્ન પછી મદ્યનિષેધ યજ્ઞની આજે પૂર્ણાહુતિ થાય છે એ મુંબઈ સરકારની એક મહાન કાર્યસિદ્ધિ છે. પાશ્ચાત્ય સંસ્કૃતિના આક્રમણના ભોગ થઈ પડવાથી અને તેના મિથ્યા તેજથી અંજાઈ ગયેલા શિક્ષિત વર્ગમાંનો કેટલોક ભાગ ભલે આ મહાન સામાજિક વિપ્લવનું મહત્ત્વ ના સમજે અથવા એનો અણસમજ્યો વિરોધ કરે. પણ વખત જતાં એનો લાભ એ વર્ગને થયા વિના રહેવાનો નથી. અને તે જ્યારે એ લાભ અનુભવશે ત્યારે પોતાનો વિરોધ છોડી એની કદર કરતો થઈ જશે. ટૂંકી નજરે જોતાં હાલ તુરત તો સરકારની આવકમાં મોટો ઘટાડો થશે. એ ખાડો પૂરવાને કેટલાક અપ્રિય માર્ગો ગ્રહણ કરવા પડયા હશે ખરા, પરંતુ અસંખ્ય ગરીબ કુટુંબો વિનાશને માર્ગે જતાં અટકી જઈ આર્થિક અને નૈતિક ઉન્નતિનો અનુભવ કરતાં થઈ જશે અને સરકારને આશીર્વાદ આપતાં થઈ જશે એ વિષે મારા મનમાં જરાયે શંકા નથી. મારી ઉમેદ છે કે મુંબઈ પ્રાંતની પ્રજા આ મહાન કાર્યમાં સરકારને પૂરા દિલથી સહકાર આપશે.

વલ્લભભાઈ પટેલ

વિષયસૂચિ



મુદ્રક અને પ્રકાશક: જીવણજી ડાહ્યાભાઈ દેસાઈ, નવજીવન મુદ્રણાલય, કાળુપુર, અમદાવાદ

રજિ૦ નં. [illegible]

# લોકજીવન

યથા પ્રજા તથા રાજા


વર્ષ ૨ | અંક ૧૮

વાર્ષિક લવાજમ: દેશમાં રૂ. ૩
છમાસિક „ „ રૂ. ૨

અમદાવાદ, ૧લી મે, ૧૯૫૦

વાર્ષિક લવાજમ: પરદેશમાં
રૂ. ૫; શિ ૮



સંપાદકમંડળ

મગનભાઈ દેસાઈ — ગોપાલદાસ પટેલ
વિઠ્ઠલદાસ કોઠારી — મણિભાઈ દેસાઈ (તંત્રી)
બબલભાઈ મહેતા — જીવણજી દેસાઈ (વ્યવસ્થાપક)


## બહેનોને

એક મોટામાં મોટો દોષ બહેનોમાં જોયો છે, એ પોતાના વિચારો આખા જગતથી છુપાવવાનો છે. તેથી તેનામાં દંભ આવી જાય છે. અને અસત્ય જેનામાં ઘર કરે તેનામાં જ દંભ આવી શકે છે. દંભના જેવી ઝેરી વસ્તુ આ જગતમાં હું કોઈ જાણતો નથી. અને તેમાં પણ હિંદુસ્તાનની મધ્યમવર્ગની સ્ત્રી જે સદાય દબાયેલી રહે છે તેનામાં દંભ આવે છે એ તો તેને કાનખજૂરાની જેમ કોરી ખાય છે. ડગલે ને પગલે પોતાને ન ગમતું હોય એવું એ કરે છે, અને કરવું પડે છે એમ તે માને છે. જરાક સમજી લે તો તે જાણે કે આ જગતમાં કોઈથી દબાવાનું કારણ તેને નથી. તે જેવી છે તેવી આ જગતની પાસે હિંમતપૂર્વક ઊભી રહેવાને તૈયાર થાય. અને આ પહેલો પાઠ શીખી લે તો બીજાં કારણો મેં જે બતાવ્યાં છે તેને પહોંચી વળે.

# ધર્મમાં આમ હોય?

હિન્દુ-મુસલમાન સૌને વિચારવા જેવો પ્રશ્ન એ છે કે જે વિવિધ ધર્મો આપણે પાળીએ છીએ તે બધા શું એકબીજા પ્રત્યે દ્વેષભાવ અને સાણુસ માણુસમાં ધર્મ, દેશ કે જાતિને નામે વેરીઓના વાડાઓ ઊભા કરવા થયેલા હોઈ શકે? શું આ માટે પરમેશ્વર અવતારો, પેગંબરો કે જ્ઞાનીઓ પેદા કરે એ શક્ય છે? શું કોઈ ધર્મ એવો હોય કે જે કહેવાય ધર્મ અને પરવાનગી આપે ખૂન, લૂંટ, આગ, વ્યભિચાર, સ્ત્રીઓની બેઈજ્જતી, અપહરણ વગેરે કરવાની? જેઓ પોતાના ધર્મના ન મનાય તેમની સાથે રહેવાનું અશક્ય કરી મૂકે એ ધર્મ? હિન્દુ-મુસલમાન બન્ને ધર્મોમાં આ બૂરાઈ પેઠેલી છે. એક કાળે રોમન કેથલિક ધર્મમાં તેમ જ યહૂદી ધર્મમાં પણ આવું જ અનિષ્ટ હતું.

બધા વિચારે કે શું સાચે જ આવા ધર્મો હોઈ શકે? જો ધર્મમાંથી આવા જ પ્રકારના સંસ્કાર પેદા થતા હોય તો એ ધર્મોની અને ધર્મગ્રંથોની શી કિંમત? આ વસ્તુનો મૂળમાંથી વિચાર કર્યા વિના અને આવી વાડાબંધીઓને તોડ્યા વિના છૂટકો નથી. આપણે બધાએ તે કામે લાગવું જોઈએ. ધર્મગ્રંથોનાં જે વાક્યો આવો અર્થ કાઢી શકાય એવાં લાગે તે વાક્યો વિષે અશ્રદ્ધા કરવી જોઈએ. જો ધર્મગ્રંથોમાં તેવું કાંઈ ન હોય, પણ આપણા ગુરુઓ કે વડીલો જ આપણામાં એવાં ખોટાં અભિમાન અને સંસ્કાર પોષતા હોય, તો તેઓ અધર્મ શીખવે છે, ગેરઇન્સાનિયત

શીખવે છે એમ સમજવું જોઈએ.

ધર્મ મનુષ્યોમાં એકતા, પ્રેમ, મેળ, સુલેહ, શાંતિ સ્થાપવા માટે જ હોય. જે એમ ન કરી શકે તે અધર્મ જ છે. આ આપણે સૌ સમજીએ.

કિશોરલાલ મશરૂવાળા

## કંકાસ

આપણામાં એવી કહેવત છે કે 'એક હાથે તાળી ન પડે'. એ જ મુજબ કંકાસ માટે પણ ઓછામાં ઓછા બે જણ તો જોઈએ જ. એકલા એકલા કંઈ ઓછો જ કંકાસ થઈ શકે છે?

આપણે બધા જાણીએ છીએ કે કંકાસથી સૌ કોઈ કંટાળે છે. તોયે એવા કેટલાયે લોકો હોય છે જેમને કંકાસ કર્યા વિના ચેન જ ન પડે. એવા માણસોને ખરી રીતે જોતાં આપણે જ ઉત્તેજન આપતાં હોઈએ છીએ. કોઈ કંકાસની શરૂઆત કરે કે તરત જ બીજા માણસને એની સામે જવાબ આપવાનું કે બોલવાનું મન થાય છે અને બળતામાં ઘી નાખીએ તો એ વધારે બળવા માંડે છે તેમ બીજો માણસ સામે બોલીને કંકાસમાં વધારો જ કરે છે.

એક જાણીતી વાત છે. એક ઘરમાં એક બાઈનાં સાસુ ખૂબ અધીરાં સ્વભાવનાં હતાં. વહુથી જરા કામમાં મોડું કે ઢીલ થાય એટલે સાસુ અકળાઈ ઊઠે અને વહુ સાથે કંકાસ કરવાની શરૂઆત કરે. વહુને પાણી ભરતાં જરા મોડું થાય એટલે સાસુ અધીરાં બની જાય અને કહે, "વહુ, તારાથી કામ ન થતું હોય તો ના કહી દે. લાવ, હું પાણી ભરી આવું." એમ કહી કંકાસની શરૂઆત કરે. વહુથી પણ છાનાં

રહેવાય નહીં અને સામે બોલે એટલે સાસુજીનું જોર વધે.

આમ રોજ રોજ ઘરમાં કંકાસ ચાલતો જોઈને વહુ તો કંટાળ્યાં. પણ એનો ઉપાય કંઈ સૂઝે નહીં. આમ દરરોજ ઘરમાં કંકાસ થાય તો પછી ઘર અકારું જ થઈ પડે. એકેય દિવસ એવો ન જાય કે ઘરમાં કંકાસ ન થયો હોય.

એક વાર એ ગામમાં એક સાધુ મહારાજ આવ્યા અને આખા ગામમાં એવી વાતો થતી હતી કે સાધુ મહારાજ સિદ્ધ પુરુષ છે. એમની પાસે જઈએ તો આપણું દુઃખ દૂર થઈ જાય.

વહુને પણ થયું કે 'લાવને હુંયે એ સાધુપુરુષ પાસે જાઉં અને કંકાસ મટાડવાની જડીબુટ્ટી માગી લાવું. સાધુપુરુષની મહેરબાનીથી ઘરમાંથી કંકાસ ટળે તો કંઈક સુખેથી રહેવાય.'

એવો વિચાર કરી બીજે દિવસે કૂવા પર પાણી ભરવા જતાં રસ્તા પર વડની છાયા નીચે બેઠેલા સાધુ પાસે વહુ ગયાં અને સાધુને પગે પડી ઊભાં રહ્યાં. સાધુ કહે, "માઈ, બોલો તમારી શી ઇચ્છા છે?"

વહુ કહે, "મહારાજ, મારી સાસુ મારી સાથે નાની નાની વાતોમાં કંકાસ કર્યા કરે છે. હું તો કંકાસથી કંટાળી ગઈ છું. માટે એવી કોઈ જડીબુટ્ટી આપો જેથી ઘરમાં કંકાસ થતો અટકે."

સાધુ કહે, "ઠીક, આવતી કાલે સવારે આવજો."

સાધુએ બીજે દિવસે એક દાતણમાંથી એક કટકો કાપ્યો અને ઉપરની છાલ કાઢીને રાખી મૂક્યો. થોડી વાર પછી વહુ આવ્યાં અને પગે લાગીને ઊભાં રહ્યાં.

સાધુએ પેલો કટકો વહુને આપતાં કહ્યું, "માઈ, આ લઈ જાઓ અને જ્યારે જ્યારે તમારી સાસુ તમને કંઈ કહે અને કંકાસની શરૂઆત કરે, ત્યારે આ જડીબુટ્ટીને તમારા દાંત વચ્ચે મૂકી રાખજો."

જડીબુટ્ટીને પોતાના પાલવના છેડે બાંધી વહુજી પ્રણામ કરી ઘેર ગયાં. વહુને આવતાં જરા મોડું થયું હતું એટલે સાસુ તો બોલવા લાગ્યાં, "કેમ વહુજી, કયાં બેસી આવ્યાં? ઘરમાં કંઈ કામ છે કે નહીં? આખો વખત બહાર ભટકયાં જ કરવું છે?" પણ વહુજીએ તો સાધુના કહ્યા પ્રમાણે તરત જ પાલવના છેડેથી પેલા કટકાને છોડીને સાસુ ન જુએ એમ દાંત વચ્ચે મૂકી દીધો.

વહુજીને આમ શાંત જોઈને થોડી જ વારમાં સાસુ બોલતાં બંધ થયાં. વહુને થયું કે ખરેખર જડીબુટ્ટીનો તો ભારે ચમત્કાર છે! આજથી જ એની અસર થવા લાગી.

આમ જ્યારે જ્યારે સાસુ વહુને બોલવાની શરૂઆત કરે ત્યારે ત્યારે વહુ પેલા કટકાને દાંત વચ્ચે મૂકી દે અને સામે કંઈ જવાબ જ મળતો ન હોવાથી સાસુ થોડી વારમાં નરમ પડી જતાં.

થોડા દિવસમાં તો કંકાસ થતો જ અટકી ગયો. વહુ પણ મનમાં રાજી થયાં અને સાધુના આવવાની રાહ જોવા લાગ્યાં.

એક દિવસે ફરીથી સાધુ એ ગામમાં આવ્યા એટલે વહુ એમને પગે લાગવા ગયાં. સાધુને પગે લાગી વહુજી બોલ્યાં, "મહારાજ, તમારી જડીબુટ્ટીએ તો અજબ ચમત્કાર બતાવ્યો. તે દિવસથી કંકાસ જ મટી ગયો. હવે બોલો મહારાજ, મારે હવે એ જડી-બુટ્ટીનું શું આપવું?"

સાધુ કહે, “ માઈ, આ કંઈ જડીબુટ્ટી નથી. એ તો દાતણનો કટકો જ છે. જ્યારે તમને તમારાં સાસુ કંઈ બોલતાં ત્યારે તમે એને તમારા દાંત વચ્ચે મૂકી દેતાં. તેથી તમે સાસુ સામે બોલી શકતાં ન હતાં—અને તમને આમ શાંત જોઈને તમારાં સાસુ પણ ધીરાં પડી જતાં. એકલા એકલા કંઈ કંકાસ થતો હશે? જાઓ, હવે એ કટકાને ફેંકી દેજો. પણ સાસુ કંઈ બોલે તો કદી એમની સામે કંઈ બોલતાં નહીં એટલે કંકાસ થશે જ નહીં.”

વહુજી તો સાધુ મહારાજને પગે પડી રાજી થતાં ઘેર ગયાં.

મુકુલભાઈ

## ચકલાં ને શણનું ખેતર

ખેતરમાં ખેડૂત શેરિયાં વાવતો હતો. જાત જાતનાં ચકલાં આમ તેમ ચણતાં હતાં. તેવામાં તેમાંથી એક ચકલીએ કહ્યું,‘જુઓ ભાઈઓ, તમને એક વાત કહું. પેલો ખેડૂત શણ વાવે છે. તમે એનાં એકેએક બી વીણી વીણીને ચણી લેશો. નહીં તો તમને કહું છું કે, તમારે આગળ ઉપર પસ્તાવું પડશે.’

ચકલાં એવાં તો તાનમાં હતાં કે તેમણે આ વાત ગણકારી નહીં. તે તો પહેલાં પેઠે ગમે તેમ ચણતાં રહ્યાં.

પછી તો શેરિયાં ફૂટવા લાગ્યાં. જોત જોતામાં શણના છોડ ઊગ્યા. તેમાંથી શણ થયું. તેની દોરીઓ ભગાઈ. દોરીઓની જાળ ગૂંથાઈ. અને એ જાળ વડે પારધીઓ પક્ષીઓ પકડવા લાગ્યા. ' એમ પકડાવા લાગ્યાં ત્યારે તેમને પેલી ચકલીની સલાહ યાદ આવી. પણ ત્યારે મોડું થઈ ગયું હતું.

આથી જ આપણામાં કહેવાય છે કે, રોગને અને પાપને મૂળથી જ ડાંભવાં જોઈએ, નહીં તો તે વકરીને પછી માણસને લાચાર કરી દે છે.

૨૨-૪-'૫૦ મગનભાઈ દેસાઈ

## દેવદાસી

મહારાષ્ટ્રના સંયોજિત પ્રદેશના અને કર્ણાટકના કેટલાક પ્રદેશોમાં દેવદાસીની પ્રથા છે. આમાં હરિજનો મોટે ભાગે સપડાયેલા છે. કુટુંબમાંથી એકાદ છોકરી અને બને તો મોટી છોકરી ઈશ્વરને 'અર્પણ' કરવી — એટલે કે આખરે તેને ભગવાનને નામે ગમે તેની પાસે છૂટી મૂકી દેવી. યુવાવસ્થામાં થોડો વખત શોખ ભોગવ્યા પછી પેટને ખાતર કૂટણખાનાંમાં દાખલ થવાનું અને જીવતા નરકમાં રહેવાનું. એક દેવદાસી બહેને કહ્યું, "માતૃભાષાનું ચાર ધોરણોનું શિક્ષણ લીધું છે પછી માતાપિતાએ 'દેવ'ને ધરી — હવે સમજી છું. એક બાળક છે. અંગ્રેજી ૬ઠ્ઠી સુધી પહોંચાડ્યો છે. હવે એક પુરુષ જોડે રહું છું."

પરીક્ષિતલાલ

## વરુ અને ઘેટું

એક ખેડૂતની ખળીના છાપરા ઉપર ઘેટું ઊભું હતું. ઊભું ઊભું ચારે તરફ જોતું હતું. તેવામાં ત્યાં આગળ નીચેથી એક વરુ જતું તેણે જોયું. તેને જોઈને ઘેટાને રોફ મારવાનું મન થઈ આવ્યું : "એ અલ્યા વરુ! શું જોઈને અહીં આવ્યું છે? ભાગ અહીંથી. અહીં અમારા ખેતરમાં તારા જેવા ગંધાતાનું કામ નહીં."

વરુએ ઘેટા સામે જોયું. તેને ક્રોધ ચડ્યો. તેણે કહ્યું, 'બાયલા! અહીંયાં રોફ મારે છે ને? કોક વાર બીડમાં કે કયાંક ફરી ભેગો થાય, ત્યારે વાત કરજે; તો તને દેખાડીશ.'

વાત એમ છે કે, ખુલ્લા મેદાનમાં જે હિંમત દાખવી શકાય એમ ન હોય, તે ઘરને ખૂણે દાખવવાની પતરાજી ન કરવી જોઈએ.

૨૨-૪-'૫૦ મગનભાઈ દેસાઈ

# ભારતનો રાજ્યવિસ્તાર



આપણા દેશનું નામ હિંદ અથવા ભારત કહેવું એમ ઠરાવવામાં આવ્યું છે. ૧૯૪૭માં સ્વતંત્ર થયા તે પહેલાં આપણા દેશનો જે રાજ્યવિસ્તાર હતો, તેમાંથી પાકિસ્તાન છૂટું થયું, એટલો ભાગ ઓછો થયો. છતાં લગભગ ૩૫ કરોડની વસ્તી જેવડો પ્રદેશ આપણા દેશમાં છે.

આ મોટા પ્રદેશમાં કુલ ૨૮ પ્રાંતો કે સૂબા છે. બંધારણમાં તે દરેક સૂબાને 'રાજ્ય' કહ્યું છે.

આ ૨૮ રાજ્યોના વહીવટ ઉપરથી તેમના ત્રણ મોટા ભાગ પડે છે. પહેલા ભાગમાં નીચેના નવ પ્રાંતો આવે છે —

૧. આસામ
૨. બિહાર
૩. મુંબઈ
૪. મધ્ય પ્રદેશ
૫. મદ્રાસ
૬. ઓરિસા
૭. પંજાબ
૮. ઉત્તર પ્રદેશ
૯. પશ્ચિમ બંગાળ

આ નવ પ્રાંતોમાં ગવર્નરો હોય છે. ધારાસભાઓ અને પ્રધાનમંડળો ત્યાંનો રાજ્યકારભાર ચલાવે છે.

બીજો મોટો વિભાગ છે તેમાં જૂનાં દેશી રાજ્યો આવે છે. પહેલાં તો પાંચસો ઉપર એમની સંખ્યા હતી. તેમાંથી આજે લગભગ પંદરેક રહ્યાં છે.

તે રાજ્યોમાં તેમના રાજા રાજ્ય-પ્રમુખ કહેવાય છે; અને તેઓનાં પ્રધાન-મંડળો રાજ્ય ચલાવે છે. નીચેનાં નવ રાજ્યો તેવા વહીવટ તળે ચાલે છે —

૧. હૈદરાબાદ
૨. જમ્મુ-કાશ્મીર
૩. મધ્ય ભારત
૪. મૈસૂર
૫. પતિયાળા ને પૂર્વ પંજાબનું રાજ્યમંડળ ('પેપ્સુ')
૬. રાજસ્થાન
૭. સૌરાષ્ટ્ર
૮. ત્રાવણકોર-કોચીન
૯. વિન્ધ્ય પ્રદેશ

ત્રીજા વિભાગમાં કેટલાંક નાનાં રાજ્યો આવે છે; તે બધાં વડી સરકારની સીધી દેખરેખ નીચે ને તેના વહીવટ તળે છે. અને તે રીતે તેમનો નોખો વર્ગ ગણાયો છે. તે નીચેનાં છે:

૧. અજમેર
૨. ભોપાળ
૩. બિલાસપુર

૪. કુચબિહાર
૫. કુર્ગ
૬ દિલ્હી
૭. હિમાચલ પ્રદેશ
૮. કચ્છ
૯. મણિપુર
૧૦. ત્રિપુરા

આ ઉપરાંત આંદામાન અને નિકોબાર બે ટાપુઓ હિંદી મહાસાગરમાં છે, તે પણ આપણા દેશમાં આવે છે.

આ બધાં રાજ્યોની સ્થિતિ સરખી નથી. કોઈ આગળ તો કોઈ પાછળ હશે. પરંતુ તેમના આખા વિસ્તારમાં રહેતા દરેક નાગરિકને બંધારણ સમાન ભાવે ગણે છે. અને સૌને આગળ વિકાસ કરવા માટે પૂરી તક અને મદદ આપવાનું જણાવે છે

૨૩-૪-'૫૦ મગનભાઈ દેસાઈ

# શ્રી રમણ મહર્ષિ

વાચકોને જાણીને ભારે શોક થશે કે જગતભરમાં સુપ્રસિદ્ધ થયેલા તિરુવણ્ણમલાઈના સંત અને જ્ઞાની શ્રી રમણ મહર્ષિ લાંબી માંદગી ભોગવ્યા બાદ એપ્રિલની ૧૪મી તારીખે સાંજે પોતાના આશ્રમમાં નિર્વાણ પામ્યા છે. મહર્ષિ આધુનિક યુગના એક વિરલ જ્ઞાની અને સંત હતા. સોળ વરસની ઉંમરે ઘર છોડીને તિરુવણ્ણમલાઈની પાસે અરુણાચલના પહાડ પરના એક મંદિરમાં સ્થિર થઈ ત્યાં આત્મજ્ઞાન માટેની સાધનાની તેમણે શરૂઆત કરી. પોતાનો હેતુ સિદ્ધ થયો છે, એવી ખાતરી થયા પછી અને બીજું કશું જાણવાની કે મેળવવાની અભિલાષા ન રહેવાથી, તે પછી એકોતેર વર્ષની ઉંમરે પોતે નિર્વાણ પામ્યા ત્યાં સુધી ત્યાં જ રહ્યા હતા. તેઓ ઘણી ભાષાઓ જાણતા હતા અને તેમણે કાવ્યો પણ રચ્યાં છે, તોપણ તેઓ કદી પ્રવાસ કરતા નહીં કે જાહેર ભાષણ આપતા નહીં, પરંતુ મોટે ભાગે મૌન સેવતા અને કોઈ સવાલ પૂછે તેને જ જવાબો આપતા. ધીરે ધીરે જનતામાં એ જાણીતા થવા લાગ્યા અને દૂર દૂરથી તેમનાં દર્શન અને સમાગમ માટે લોકો આવવા લાગ્યા. આથી તેમની આસપાસ એક આશ્રમ રચાયો. તેમના કેટલાક શિષ્યોએ

(જેમાં યુરોપિયનો પણ ગણાવી શકાય) તેમને દેશવિદેશમાં જાણીતા કર્યા; અને પાછલાં કેટલાંક વરસોથી સત્યના શોધકોમાં તેમનું નામ સારી રીતે જાણીતું થયું હતું. તેમના જેટલી જ પ્રસિદ્ધિ મેળવેલા બીજા સંતપુરુષો કરતાં મહર્ષિ પાસે સામાન્ય લોકો વધારે સહેલાઈથી જઈ શકતા. તેમના દેહત્યાગથી દુનિયાને એક મહાન સંતની ખોટ સાલશે.

તેમના કેટલાક શિષ્યો તેમની ઈશ્વરના અવતાર તરીકે પૂજા કરે છે; અને તેમને નામે એકાદ સંપ્રદાય તેઓ સ્થાપે એવો ભય પણ છે. હિંદુ સાંપ્રદાયિક પ્રણાલિકાની આ એક ન ઇચ્છવા જેવી પરંપરા છે. 'સર્વ ભૂતોમાં એક જ આત્મા'ના સિદ્ધાંતમાં માનનારા આપણે ભારતના જુદા જુદા ભાગમાં એક જ વખતે એકથી વધુ પુરુષોને ઈશ્વરનો અવતાર ગણાવીએ છીએ. વળી, ઈશ્વરનો એક અવતાર બીજો અવતાર થોડા માઈલને અંતરે હોય તોયે મળે નહીં.અને એકના શિષ્યો બીજા અવતારની પૂર્ણતા વિષે ઝઘડા કર્યા કરે! ગાંધીજી પોતાના જીવનના અંત સુધી પોતાને આવો ઈશ્વરનો અવતાર માનવામાં આવે એનો વિરોધ કરતા રહ્યા હતા, અને પોતાને એક સામાન્ય મરણાધીન માનવી તરીકે સમજવામાં સંતોષ માનતા — બલકે તેમ જ સમજવાનો આગ્રહ રાખતા. પરંતુ શ્રી અરવિંદ, શ્રી રમણ મહર્ષિ અને બીજા જ્ઞાનીઓ મનુષ્યરૂપે ઈશ્વરનો અવતાર માનવાની આ પરંપરાને અટકાવી શક્યા નથી.

શ્રી રમણ મહર્ષિ હવે અનંત તત્ત્વમાં ભળી ગયા છે, ત્યારે હું આશા રાખું છું કે તેમના શિષ્યો તેમને ઈશ્વરના અવતાર તરીકે સ્થાપવામાં પોતાની શક્તિઓ ખર્ચવાને બદલે તેમના ઉપદેશોનો અભ્યાસ કરશે અને જે પદ તેમણે મેળવ્યું તે પ્રાપ્ત કરવા પ્રયત્ન કરશે. આપણે યાદ રાખીએ કે જ્ઞાનીને ઈશ્વરના અવતાર તરીકે પૂજવો એ જ્ઞાનનો માર્ગ બંધ કરી નાખવાની ક્રિયા છે.

શ્રી મહર્ષિની પવિત્ર સ્મૃતિને મારાં અનેક વંદન.

વર્ધા, ૧૫-૪-'૫૦ કિશોરલાલ મશરૂવાળા
(હ. નં. ગાંધી)

# નાનાં બાળકો પર ઠંડી-ગરમીની અસર

નાનાં બાળકો ઠંડી ગરમી સહન કરી શકતાં નથી. ધાવણાં બાળકો ઠંડીમાં ઠરી જાય છે અને સાધારણ ગરમીએ પણ તેમનાં શરીર તપી જાય છે.

એમ બનવાનું કારણ આપણે વિચારીએ.

મનુષ્ય બાળક પાંગળું જન્મે છે. તે જન્મે છે ત્યારે તે બરાબર જોઈ શકતું નથી. બરાબર સાંભળી શકતું નથી. તેની સ્પર્શશક્તિ પણ ઓછી હોય છે. બાળકની આ બધી ઇંદ્રિયો ધીમે ધીમે જન્મ પછી વિકસે છે. શરીરમાં ઉષ્મામાનને કાબૂમાં રાખનારી એક ઇંદ્રિય છે. બહુ ગરમી થાય ત્યારે તે ઇંદ્રિય ચામડી વાટે પરસેવો વધારે અને વધારે બહાર કાઢી શરીરને ઠંડું પાડે છે. બહુ ઠંડીમાં શરીરને કામ કરવા ઉશ્કેરી તે કામ કરાવે છે. કામ કરતાં શરીરમાં આંતરિક દહનથી વધારે ગરમી ઉત્પન્ન થાય છે. આમ ઠંડી હોય કે ગરમી પણ શરીરની એ ઇંદ્રિય શરીરનું ઉષ્મામાન સદાય ૯૮॥ અંશ રાખે છે. નાના બાળકમાં તેની બીજી ઇંદ્રિયો જેમ આ ઇંદ્રિય અધૂરી વિકસેલી હોય છે. તેથી ઠંડી પડે ત્યારે બાળકનું શરીર ૯૮॥ અંશ ઉષ્મામાનને રહી શકતું નથી. તે ઠરી જાય છે. તેમ જ તાપમાં પણ તેનું શરીર તપી જાય છે. જન્મ્યા પછી તે ઇંદ્રિય ઝડપથી વિકસતી જાય છે. અને બે ત્રણ વરસમાં તે સંપૂર્ણ વિકાસ પામી રહે છે.

ઘણી વાર નાનાં બાળકને કંઈ પણ દરદ ન હોય છતાં તેનું શરીર તપે લાગે છે તેનું કારણ પણ આ જ છે. શરીર ઠંડું પાડવા પ્રયત્ન કરવાથી વગર દવાએ શરીર સારું થઈ જશે. બાળકનું શરીર ઠંડું લાગે છે ત્યારે આપણે દાક્તર પાસે દોડી જતા નથી પણ તેને ગરમ શાલમાં વીંટાળી લઈએ છીએ કે ઘોડિયા પાસે સગડી મૂકી હવા ગરમ કરીએ છીએ. એવી જ રીતે ઉનાળામાં શરીર ગરમ થાય ત્યારે ઘણીયે વાર બાળકને તાવ હોતો જ નથી. તેની ઉષ્મામાનનું નિયંત્રણ કરનારી ઇંદ્રિયની ખામીને લઈને જ

શરીર તપે છે. તેને પંખો નાખવાથી કે ઠંડી જગાએ લઈ જવાથી એની મેળે સારું થઈ જાય છે.

કેટલાંક બાળકોની આ ઇંદ્રિય જન્મ પછી આઠેક માસમાં જ પૂરતો વિકાસ સાધી લે છે.

બંસીલાલ ગાંધી

## કરડના ફાયદા

ગંગાકાકી— કમળા, જા સવિતાબહેનને કહે કે આજનો વર્ગ આપણે ઘેર ભરે. કરડને કેવી રાંધી બતાવે છે તે તો જોઈએ. બધી બહેનો પણ જોશે. બધાંને આપણે ઘેર જમવાનું નોતરું પણ દેજે.

કમળાબહેન— લો બા, સવિતાબહેન અને બધી બહેનો આવી.

સવિતાબહેન— ગંગાકાકી, તમને બે જાતના ધન્યવાદ આપવાનું મન થાય છે. એક તો જમવાના નોતરા માટે અને બીજો, રાંધી બતાવવાનો વર્ગ ગોઠવવા માટે.

ગંગાકાકી— ત્યારે વાતોનાં વડાં કર્યે શું વળે! સીધું પારખું જ ના લઈએ! તમે બતાવો ને કમળા રાંધે. પછી ખાઈએ એટલે તમારી પરીક્ષા.

સવિતાબહેન— વાહ, ગંગાકાકી, તમે તો માસ્તરની જ પરીક્ષા લેવા નીકળ્યાં. પણ તમે મનને આટલું તૈયાર કર્યું તેથી હું બહુ જ રાજી થઈ છું, હો. તમારા જેવાં ઘરડાં માણસ જૂના વિચારને વળગી ન રહે અને નવું કરી જોવા તૈયાર થાય એ કંઈ સાધારણ વાત નથી. ચાલો ત્યારે હવે કામે લાગીએ. કમળાબહેન, કરડને તમે તપેલીમાં પલાળી રાખો. કરડ ઉપર ચાર આંગળ પાણી રહેવા દો. બીજી રસોઈ બને ત્યાં સુધી એક કલાક એને પલળવા દો. પલળવાથી કરડ સહેલાઈથી ચડી જાય છે. નહીં તો, ચડતાં બહુ વાર લાગે છે, લાકડાં બહુ બળે છે ને ગંગાકાકી કહેતાં હતાં તેમ કોઠ પણ રહી જાય છે.

ગંગાકાકી— એ યુક્તિ તમે ઠીક બતાવી, બહેન. હવે વાત કંઈક સમજાય છે. પણ એથી ભાત ઘેંસ જેવો ઢીલો તો નહીં થાય ને!

સવિતાબહેન— હવે તમારે તર્ક કરવાની જરૂર જ ક્યાં છે! ઘેંસ થાય

એટલું બધું પાણી રાખીએ તો ને? હા, તેનો દાણો ફાટવા દેવો જોઈએ. કરડ રાંધવામાં આ મુદ્દો ખાસ ધ્યાનમાં રાખવાનો છે. દાણો ફાટે નહીં તો ઠોઠ લાગે ને પચવો પણ ભારે પડે. બસ હવે ભાત ચડી ગયો. એને અંગાર ઉપર સીજવા મૂકી દો.

ચાલો બહેનો હવે પીરસો. જો જો થાળી ભરીને ભાત ન પીરસતી. છડેલા ચોખાનો ભાત લેવાની ટેવ હોય તેથી પોણા ભાગનો કરડનો ભાત લેવો. કરડ ખાવામાં આ ત્રીજી સાવધાની રાખવાની છે. છડેલા ચોખા જેટલી જ કરડ ખાઈ બેસવાથી પચવી ભારે પડી જાય છે, કેમ કે તેમાં પોષણદ્રવ્યો વધારે હોય છે. જુઓ ત્યારે, કરડ વિષે ત્રણ સાવધાની રાખવાની છે. પલાળી રાખવાની, દાણો ફાટવા દેવાની અને ઓછી ખાવાની.

બોલો ગંગાકાકી કરડ ભાવે છે કે નહીં? જો જો મનમાં અણગમો રાખીને ન ખાતાં. મન મોકળું રાખીને, શાંતિથી ખાજો ને સાચો અભિપ્રાય આપજો.

ગંગાકાકી — ખોટું શું કરવા બોલું, આ ભાત તો બહુ જ મીઠો લાગે છે. તમારી કરડની વાત મને ગ ઊતરવા લાગી છે. એથી પોષણ મળે ચોખાની બચત થાય.

એક બહેન — સવિતાબહેન, એ કેટલીક બચત થવાની હતી! આપ ત્યાં ચોખાનો શો દુકાળ છે?

સવિતાબહેન — તમે ઠીક યાદ કર્યો. બાકી તમારી બુદ્ધિ સા મારે તકરાર કરવી પડશે. તમને ખબ છે, આપણે માથે એક કલંક છે? એ કહેવત થઈ પડી છે કે 'બૈરાંની બુ પગની પાની સુધી.' પોતાપૂરતી જ ટૂંકી બુદ્ધિ રાખવી એ ચકોર માણસો લક્ષણ નથી. અને જે દેશના માણસ ચકોર નથી હોતાં તે દેશ ઉપર આફ આવી પડે છે. તમારા કરતાં તો ગંગ કાકી સાનમાં સમજી ગયાં. તમા ગામમાં ચોખાનો દુકાળ ન હોય તે શું થયું? દેશની દશા તમે જાણો છો આજે દેશમાં દસ ટકા અનાજ ઓછું છે કરોડો રૂપિયા મોકલીને એટલું અનાજ વિદેશોથી આપણે લાવવું પડે છે. રૂપિય જાય તો જાય, પણ યુદ્ધ જાગે તે અનાજ આવવું જ અટકી પડે ને આ નથી દેખાતો તે દુકાળ આવીને ઊભે

રહે. લાંબો ખ્યાલ કરીને બધા લોકો કરડ ખાય તો એમ ન થાય.

ગંગાકાકી — બહેન, એ હિસાબ શી રીતે કાઢ્યો?

સવિતાબહેન — બહુ સારું પૂછ્યું, કાકી. દેશમાં ત્રણમાંથી બે ભાગનો ખોરાક ચોખાનો છે. ચોખા છડવામાં દસ ટકા વજન ઓછું થાય છે. એટલે હિસાબ સીધો છે કે કરડ ખાવાથી અન્નની બે ભાગની ખોટ પુરાઈ જાય ને એક ભાગની જ બાકી રહે. કરડની વાત આમ નજીવી લાગે છે પણ જોઈ કેટલી મહત્ત્વની છે!

જુઓ ત્યારે, બહેનો. કરડ તરફ બે દષ્ટિએ જોવાનું છે. એક શરીરના પોષણની દષ્ટિએ અને બીજી દેશની કટોકટીની દષ્ટિએ. કરડમાં બેવડો સ્વાર્થ છે. અથવા કહો કે સ્વાર્થ સાથે પરમાર્થ સમાયેલો છે. અણઘડ સ્વાર્થ અને ઉન્નત સ્વાર્થ વચ્ચે એ જ ફરક છે. આપણાં ઘણાં દુઃખોનું કારણ ખોળવા જઈશું તો છેવટે આ અણઘડ સ્વાર્થ જ જડશે. ઉન્નત સ્વાર્થ સાધવાની કળા શીખવાની આપણે બહુ જરૂર છે.

એક બહેન — ગંગાકાકી, તમે કરડ તૈયાર શી રીતે કરી તે તો બતાવો.

ગંગાકાકી — આ જુઓ અમારો ઘંટલો. અમે એ ઘંટલામાં ડાંગર ભરડીએ છીએ. પડોશના ઘરમાં માટીના જોતરાથી ભરડે છે. બસ ભરડયા પછી ચોખાને છડવાના નહીં, એટલે કરડ થઈ. અમને તો બહુ ફાવતું આવ્યું, બહેનો. ખાંડવાનું બહુ કપરું લાગતું હતું. ડાંગર ભરડવી તો રમતવાત છે. તેમાંય ઘંટલો તો બહુ હલકો ફરે છે, જોતરું જરા ભારે ફરે છે.

સવિતાબહેન — કરડનો આ ત્રીજો ફાયદો. હું એ ગણાવવાની જ હતી. ગંગા કાકીએ જાતઅનુભવ કહ્યો એ વધારે સારું થયું. ખાંડવાનું કામ બહેનોને ભારે પડવા માંડયું એટલે જ ડાંગર સંચે લઈ જવાનો રિવાજ પડયો હવે માત્ર ડાંગર ભરડવાની જ હોય તો તો ઘરમાં જ બહેનો ખુશીથી કરશે. એક વખત કરડનું મહત્ત્વ સમજશે એટલે પછી ચોખા છડવાની મહેનત કરીને મૂર્ખ બનવાનું કોઈ પસંદ કરશે નહીં.

ઝવેરભાઈ પટેલ

# પૂરું થતું પખવાડિયું

ગઈ તા. ૧૪મીએ અમદાવાદ મુકામે ડૉ. ચંદુલાલ દેસાઈના પ્રમુખપદે બીજી ગુજરાત શારીરિક શિક્ષણ પરિષદની બેઠક મળી હતી.

ગઈ તા. ૧૫મીએ એ જ સ્થળે ભારત સરકારના આરોગ્યખાતાના પ્રધાન શ્રી રાજકુમારી અમૃતકોરને પ્રમુખપદે બીજી મુંબઈ પ્રાંત શારીરિક શિક્ષણ પરિષદનું અધિવેશન ભરાયું હતું.

તાજેતરમાં લઘુમતી કોમને અંગે ભારત તેમજ પાકિસ્તાન વચ્ચે થયેલા કરારોનો પૂરેપૂરો અમલ કરવાને માટે પશ્ચિમ બંગાળના લોકોને અપીલ કરવા માટે નાયબ વડા પ્રધાન સરદાર વલ્લભભાઈ પટેલે ગઈ તા. ૧૬મીએ કલકત્તાની મુલાકાત લીધી હતી અને એ કામ પાર પાડવા માટે ત્યાં આગળ પાંચ દિવસ રોકાયા હતા.

ભારત અને પાકિસ્તાન વચ્ચે તાજેતરમાં થયેલા લઘુમતી કોમને લગતા કરારોને અંગે મતભેદ પડવાને કારણે ડૉ. શ્યામપ્રસાદ મુકરજી તથા શ્રી કે. સી. નિયોગીએ મધ્યસ્થ પ્રધાનમંડળમાંથી પોતાના હોદ્દાનાં રાજીનામાં આપ્યાં છે.

આપણા વડા પ્રધાન પંડિત જવાહરલાલ નેહરુ પાકિસ્તાનના વડા પ્રધાન લિયાકતઅલીખાનના આમંત્રણને માન આપી કરાંચીની મુલાકાત લેશે. તેઓ તા. ૨૬મીએ કરાંચી પહોંચશે અને ત્યાં બે દિવસ માટે રોકાશે.

પાકિસ્તાનના વડા પ્રધાન લિયાકતઅલીખાન અમેરિકાની પોતાની મુલાકાતે જવા માટે તા. ૨૯મીએ કરાંચીથી લંડન જવા ઊપડી જશે.

મ૦

વિષયસૂચિ



મુદ્રક અને પ્રકાશક: જીવણજી ડાહ્યાભાઈ દેસાઈ, નવજીવન મુદ્રણાલય, કાળુપુર, અમદાવાદ

# લોકજીવન

યથા પ્રજા તથા રાજા

વર્ષ ૨ — અંક [illegible]

વાર્ષિક લવાજમ: દેશમાં રૂ. ૩
છમાસિક ,, ,, રૂ. ૨

અમદાવાદ, ૧૫મી મે, ૧૯૫૦

વાર્ષિક લવાજમ: પરદેશમાં
[illegible] ૫ [illegible] ૮



સંપાદકમંડળ

મગનભાઈ દેસાઈ — ગોપાળદાસ પટેલ
વિઠ્ઠલદાસ કોઠારી — મણિભાઈ દેસાઈ (તંત્રી)
બબલભાઈ મહેતા — જીવણજી દેસાઈ (વ્યવસ્થાપક)


## એકતાની ભાવના

એક વ્યક્તિ કે કુટુંબનાં આંસુ લૂછી શકાય તો આપણે લૂછીએ, આપણા ભોજનમાંથી એક ભૂખ્યાને ભાગ આપીએ તોયે કંઈક સંતોષ પામીએ. પોતે ભૂખ્યા રહી બધું આપી દઈએ તો મલકાઈએ નહીં; એમાં આપણું મનુષ્યત્વ છે. સર્વાર્પણ એ ઉચ્ચગામી મનુષ્યનો સ્વભાવ છે, અને સ્વભાવસિદ્ધ કર્મમાં અભિમાનને અવકાશ જ નથી. . . . એક કુટુંબની વ્યક્તિઓનાં જુદાં જુદાં નામ હોવા છતાં તે પોતાને જુદી જુદી નથી માનતી; તેમ આપણે ભારતવર્ષના જુદા જુદા પ્રાંતના હોવા છતાં એક છીએ, અને તેથી એક પ્રાંતના દુઃખે બધા દુઃખી થઈએ.

ગાંધીજી

# વીસ રૂપિયા ન ખર્ચાયા

એ ગામડાનો રહીશ, પરંતુ નોકરી કરવા મુંબઈ ગયેલો. રજામાં ઘેર આવ્યો. ત્રણેક મિત્રો સાથે આવેલા. ટેવ પ્રમાણે જમી કરી સાંજે ગજવામાં વીસ રૂપિયા લઈ પીઠા આગળ ગયો. પીઠું બંધ થઈ ગયું હતું — કારણ કે સંપૂર્ણ દારૂનિષેધ અમલમાં આવી ગયો હતો. પેલા ભાઈ ઘરે પાછા આવ્યા.

"મા, વીસ રૂપિયા ન ખર્ચાયા."

"કેમ બેટા શું થયું?"

"હવે તો પીઠાં જ સદંતર બંધ થઈ ગયાં. એટલે વીસ રૂપિયા બચી ગયા."

"સારું! એટલી બચત થઈ."

આવી કેટલીયે બચતો હજારો ઝૂંપડાંઓમાં થવા માંડી હશે!

દિલખુશ બ૦ દીવાનજી

# આપણી શરમ

ઉત્તર ગુજરાતની એક પ્રાથમિક શાળાના શિક્ષકભાઈ લખે છે કે તેમણે શાળાનો વહીવટ સંભાળતાં હરિજન બાળકોને સવર્ણ બાળકો જોડે બેસાડવા માંડયાં. શિક્ષકની કુનેહથી બાળકો સાથે બેસી શકયાં પરંતુ ગામમાં કાંઈ કાર્યક્રમ થતાં એક ભંગી બાળાએ ગરબા રાસમાં આગળ-પડતો ભાગ લીધો. તે ગામના કેટલાક ભાઈઓને ભારે પડી ગયું. ભંગીભાઈએ ડરથી પોતાની બાળાને શાળામાંથી ઉઠાવી લીધી.

એક બીજા ગામે હરિજન છોકરાઓ રજપૂતવાસમાંથી પસાર થઈ ભણવા જાય તેમાંયે ઝઘડો થઈ ગયો. આવા પ્રસંગો બને છે તે હિંદુ સમાજને માટે શરમની વાત ગણાવી જોઈએ.

પરીક્ષિતલાલ

# લડાઈ

જળચર પંખીઓનો રાજા હંસ એક સરોવર કિનારે રહેતો હતો. સ્થલચર પંખીઓનો રાજા મોર એક પર્વત ઉપર રહેતો હતો. બંનેનાં રાજ્ય મોટાં હતાં, તથા પાસે પાસે આવેલાં હતાં.

એક વખત હંસના રાજ્યમાંથી એક બગલો ફરતો ફરતો મોરના રાજ્યમાં ગયો, અને ત્યાં કેટલાક દિવસ રહ્યો. ત્યાંના પંખીઓએ તેને પૂછ્યું: "તને અમારું રાજ્ય કેવું લાગે છે? તથા અમારો રાજા કેવો છે?"

બગલો તુચ્છકારથી હસીને બોલ્યો: "આવો મારવાડ જેવો નિર્જળ દેશ, અને સ્ત્રીઓની પેઠે રંગબેરંગી ટીલડીઓ પહેરીને ફરતો તમારો રાજા! વાહ દેશ! વાહ રાજા!

પંખીઓએ કહ્યું: "કમળની પાંખડીઓ ફોલનારો તમારો રાજા અને કાદવકીચડથી સડયા કરતો તમારો દેશ! શા મોંએ તું આવી શેખી કરે છે?"

વાતવાતમાંથી બોલાબોલી, અને બોલાબોલીમાંથી મારામારી થઈ. છેવટે બધાંને પકડીને મોરરાજા પાસે લાવવામાં આવ્યાં. પંખીઓએ કહ્યું: "આ દુષ્ટ બગલો આપણા રાજ્યમાં આવી, આપણા રાજાની અને રાષ્ટ્રની ખોટી નિંદા કરે છે."

મોરરાજાએ બધી વાત સાંભળી બગલાને કહ્યું: "જા, હમણાં જ જઈને તારા રાજાને કહે કે અમે લડવા આવીએ છીએ. રણમેદાનમાં જણાશે કે કોણ બાયલું છે અને કોણ શૂરવીર છે?"

મોરરાજાનો ગીધ વચ્ચે પડયો. તેણે કહ્યું: "આવી નકામી વાતમાંથી આવડી મોટી લડાઈ કરી બેસાતું હશે? અને લડાઈથી

કશી બાબતનો ફેંસલો પણ મળતો હશે? લડાઈમાં જીતે તે શૂરવીર જ હશે કે ખરો હશે એમ શી રીતે કહેવાય?"

મોરે ગીધને ધમકાવી ચૂપ કરી દીધો. અને બગલાને સંદેશો લઈ વિદાય કર્યો.

થોડા વખતમાં બંને રાજાઓ વચ્ચે ભારે લડાઈ થઈ. મોરરાજાનું ઘણું લશ્કર મરાયું. અને તે જરા ગભરામણમાં પડ્યો. પછી થોડા કાગડાઓને તેણે સમજાવીને હંસરાજ પાસે મોકલ્યા. કાગડાઓએ જઈને હંસરાજા પાસે મોરરાજાની નિંદા કરવા માંડી, અને એ દુષ્ટ રાજાને સમજાવવા જતાં તેણે અમને મારીને દેશનિકાલ કર્યા છે એવી વાત કહી.

હંસ રાજાએ તેમને ખુશીથી પોતાના કિલ્લામાં આશરો આપ્યો. તેઓએ થોડી જ વારમાં કિલ્લો ચારે બાજુથી સળગાવી મૂકયો. ભારે દોડધામ મચી રહી. તે જ વખતે મોરરાજાએ પોતાનું રહ્યુંસહ્યું લશ્કર એકઠું કરી હંસરાજ ઉપર હુમલો કર્યો.

હંસરાજ હાર્યો અને માંડ જીવ બચાવી નાસી છૂટયો.

ગીધે હવે મોરરાજાને કહ્યું: "આપણે જીત્યા ખરા; પણ તે આપણા બળથી જીત્યા નથી. હંસરાજ અત્યારે નાસી ગયો છે, પણ તે ફરી લશ્કર ભેગું કરીને આવ્યા વિના રહેવાનો નથી. વળી થોડા દિવસમાં ચોમાસું બેસશે એટલે જળચર પંખીઓ બમણું જોર કરી શકશે, અને આપણે આ કાદવકીચડવાળા દેશમાં ફાવીશું નહીં. માટે આ નાહક ઊભી થયેલી લડાઈ હવે પતવી દો, અને હંસરાજ સાથે સુલેહ કરી, તેનું રાજ્ય તેને પાછું આપી રાજી કરો. તો જ આ લાંબું વધતું અને દૃઢ થતું વેર પૂરું થશે."

મોરરાજાએ ન માન્યું. તેણે

તો હંસરાજાને પકડીને પોતાની સાથે નોકર તરીકે લઈ જવાનો જ વિચાર કર્યો.

હંસરાજાના વજીર ચકવાએ વિચાર કરી, સારસોની એક ટુકડીને મોરરાજાની રાજધાની ઉપર પાછળથી હુમલો કરવા મોકલી. રાજધાનીમાં રાખેલું થોડુંઘણું લશ્કર કપાઈ ગયું, અને સારસોએ મોરરાજાની રાણીઓ અને પ્રજાજનોની માઠી વલે કરી.

આ સમાચાર મળતાં જ મોરરાજા ખૂબ ગુસ્સે થઈ પોતાના લશ્કર સાથે પોતાની રાણીઓને છોડાવવા રાજધાની તરફ દોડી જવાનો વિચાર કરવા લાગ્યો.

તે વખતે ગીધે તેને ફરીથી કહ્યું કે, એમ કરીશું તો હંસરાજ પીઠ પાછળથી બીજો હુમલો આપણા ઉપર શરૂ કરશે. તેના કરતાં હવે આ ફારમી લડાઈ લંબાવવાને બદલે હંસરાજ સાથે દોસ્તી કરીને બધો ઝઘડો પતવી દો. હજુ આપણે તેને રાજ્ય પાછું આપીશું તો આપણો હાથ ઊંચો રહેશે અને તે જલદી આપણો દોસ્ત થશે.

મોરરાજાને હવે કંઈક સમજ આવી. તેણે હંસરાજ સાથે સુલેહ કરવા ગીધને જ મોકલ્યો.

ગીધે જઈને હંસરાજને કહ્યું કે, આ લડાઈ નકામી ઊભી થઈ છે, અને એને લંબાવવાથી આપસઆપસમાં વેર વધતું જશે. મોરરાજને તમારી સામે કશો દ્વેષ નથી. તે તમારી મિત્રતા જ ઇચ્છે છે. તમારું રાજ્ય તે તમને પાછું આપે છે, અને તમને જાતે મળી તમારી સાથે દોસ્તી કરવા ઇચ્છે છે.

હંસરાજને આમાં કાગડાએ જેવું કંઈક કાવતરું જ લાગ્યું. પરંતુ હંસરાજના વજીર ચકવાએ હંસરાજને સમજાવ્યો અને મોરરાજ જાતે દોસ્તી કરવા આવતો હોય, તો તેનો પ્રેમથી સત્કાર કરવાની સલાહ આપી.

હંસરાજ કબૂલ થયો. તેણે પોતાના રાજ્યમાં ચારે તરફ તોરણો બંધાવ્યાં અને ઉત્સવ કરાવ્યો. મોરરાજ આવ્યો ત્યારે તે તેને સામો લેવા ગયો અને પ્રેમથી ભેટ્યો. પછી બંને જણા દરબારમાં એક જ સિંહાસન ઉપર બેઠા. અને નજીવી વાતમાંથી કેવી મોટી લડાઈ ઊભી થઈ તેનો વિચાર કરી પસ્તાવા લાગ્યા.

મોરરાજ હંસરાજની પરોણાગત થોડા દિવસ ચાખી જ્યારે પાછો ફર્યો ત્યારે હંસરાજની પાકી દોસ્તી સાથે લેતો ગયો.

ગોપાલદાસ પટેલ

## સદ્‌ભાગ્ય–કમભાગ્ય

આપણે ઘણું કરીને કોઈ પણ બનાવને ઊંડા ઊતરીને વિચારતા નથી. આપણને લાભ થાય એવું કંઈક બને ત્યારે આપણે આપણને સદ્‌ભાગી માનીએ છીએ. આપણને ગેરલાભ થાય એવું કંઈક બને તો આપણે આપણને કમભાગી કે અભાગી માનીએ છીએ. પણ જરા ઊંડા ઊતરીને વિચાર કરીએ તો જણાય છે કે લાભ કે ગેરલાભ, સુખ કે દુઃખ એ બધું મનનું જ પરિણામ છે. કોઈ વાર લાભ પણ દુઃખરૂપ બને છે અને કોઈ વાર ગેરલાભ પણ સુખરૂપ બને છે. તેથી આવા પ્રસંગોએ જો આપણે એથી ઊલટી બાજુનો જ વિચાર કરી એને સહજપણે ભોગવીએ તો લાભ કે ગેરલાભ, સુખ કે દુઃખ આપણે સરખાં ગણતાં શીખીએ.

ચીનના એક ફિલસૂફ લીત્ઝેની એક વાર્તા છે: એક ડોસો હતો. તે પોતાના એકનો એક દીકરા સાથે રહેતો હતો. એક દિવસે તેનો ઘોડો ખોવાઈ ગયો. પાડોશીઓને એની જાણ થઈ. તેઓ ડોસાને દિલાસો આપવા આવ્યા. ડોસો કહે,

"ભાઈઓ, આ મારું કમભાગ્ય છે એમ તમે શી રીતે જાણ્યું?"

થોડા દિવસ પછી એવું બન્યું કે તેનો પેલો ઘોડો બીજા પંદર વીસ જંગલી ઘોડાઓને સાથે લઈને આવ્યો. પાડોશીઓને આ વાતની ખબર પડી. તેઓ તો ડોસાને મુબારકબાદી આપવા લાગ્યા. ડોસો તો પહેલાંના જેટલી જ સ્વસ્થતાથી બોલ્યો, "અરે ભાઈઓ, તમે શી રીતે જાણ્યું કે આ મારું સદ્ભાગ્ય છે?"

હવે તો ડોસા પાસે ઘણા ઘોડા થયા. એટલે ડોસાનો દીકરો ઘોડા પર બેસી દૂર દૂર ફરવા જવા લાગ્યો. એક દિવસે તે ઘોડા પરથી પડી ગયો અને તેનો પગ ભાંગ્યો. પાડોશીઓ પાછા આવીને એને દિલાસો આપવા લાગ્યા. ડોસો કહે, "ભાઈઓ, મારા દીકરાનો પગ ભાંગ્યો એ મારું કમભાગ્ય છે એ તમે શી રીતે જાણ્યું?"

બીજે વરસે એવું બન્યું કે ચીન દેશમાં યુદ્ધ ફાટી નીકળ્યું. ઘેર ઘેરથી જુવાન દીકરાઓને લડાઈમાં લઈ જવામાં આવ્યા. પરંતુ ડોસાના દીકરાનો પગ લંગડો થયો હતો એટલે તેને લડાઈમાં જવું ન પડયું.

કેટલાક માણસો પોતાના સુખદુ:ખને કેવળ અંગત ન ગણતાં બીજા લોકોની સાથે ભોગવે છે. તેઓ પોતાના ભાગ્યને દોષ દઈને માથે હાથ મૂકી બેસતા નથી. અહીં મને લોકમાન્ય તિલકના જીવનનો એક પ્રસંગ યાદ આવે છે. એક વખતે પૂના શહેરમાં ભયંકર પ્લેગ ફાટી નીકળ્યો. લોકમાન્ય તિલકનો જુવાન પુત્ર એનો ભોગ બન્યો. વળી તે જ અઠવાડિયામાં એમના એક પિતરાઈ ભાઈ અને ભાણેજ પણ પ્લેગના ભોગ થયા. લોકમાન્ય તિલક પર ભારે દુ:ખ આવી પડેલું જોઈ એમના એક મિત્ર એમને દિલાસો આપવા આવ્યા.

લોકમાન્ય તિલકે મનની શાંતિ જાળવી કહ્યું, "ભાઈ, ગામની હોળી સળગે ત્યારે દરેક ઘરવાળાએ છાણાં આપવાં પડે એમ આમાં પણ થયું છે."

મુકુલભાઈ

## પઠાણોની અહિંસા

૧૯૩૦ની લડત ચાલુ હતી. સરહદ પ્રાંતના પઠાણો પણ એમાં જોડાયા. સરહદ ગાંધીના એ ખુદાઈ ખિદમતગારો હતા. હિંસામાં શૂરા છતાં સરહદ ગાંધીના સત્સંગથી અહિંસામાં પઠાણો પણ શ્રદ્ધા રાખતા થયા. ઉશ્કેરણી છતાં સામો ઘા ન કરવો એ આવા પઠાણો માટે બહુ સહેલું ન હતું. પરંતુ સરહદ ગાંધીને પૂર્ણ શ્રદ્ધા હતી કે જુલમગાર હિંસાથી વશ નહીં થાય—અહિંસા જ એને મૂંઝવશે.

સરઘસ જતું હતું. તે બંધ કરવા માટે હુકમ લઈને અંગ્રેજ અમલદાર આવ્યો. કાયદાથી સરઘસ અટકાવી શકતો હતો. પરંતુ એણે તો દમદાટી કરવા માંડી—રાષ્ટ્રીય વાવટો ઝૂંટવી લેવા ધસ્યો—ખુદાઈ ખિદમતગારે તે ન આપ્યો. અમલદાર ખિજાયો. 'ગોળીબાર કરો' એવો હુકમ કર્યો. પઠાણો અહિંસાને વરેલા હતા—તેઓ બિલકુલ ગભરાયા નહીં—બિલકુલ ડગ્યા નહીં. અમલદાર તાજુબ થયો—અવાક થઈ ગયો—તરત સમજી ગયો કે 'ગોળીબાર' આ સત્યાગ્રહી પઠાણોને કશી અસર નહીં કરે. શરમાઈને એ ચાલ્યો ગયો.

આ પ્રસંગ વર્ણવતાં સરહદ ગાંધીએ બાપુને જણાવ્યું, "અહિંસાને વરેલો પઠાણ હિંસાનો આશ્રય લેનાર પઠાણ કરતાં અમલદારો માટે વધુ ભયાનક છે."*

દિલખુશ બ૦ દીવાનજી

* પ્યારેલાલના 'પિલગ્રિમેજ ફૉર પીસ' નામના તાજેતરમાં પ્રસિદ્ધ થયેલા અંગ્રેજી પુસ્તકમાંથી.

# ભારતનો નાગરિક

આપણે અમુક સમાજમાં રહીએ છીએ; અને અમુક દેશમાં રહીએ છીએ પણ એ સમાજ અને એ દેશ સરખી વસ્તુ નથી. બંને જુદી જાતની વસ્તુઓ છે. દેશ એક રાજકીય અને પ્રદેશને લગતી વસ્તુ છે. તેની હદ નક્કી હોય છે તેના પર રાજ્ય કરનારી સરકાર હોય છે. તેમાં રહેતા બધા લોકો તે રાજ્યની પ્રજા કે રૈયત કે તેનો સમાજ પણ કહેવાય છે. લોકશાહી રાજ્યપદ્ધતિમાં રૈયત કે પ્રજાનો દરેક આણસ નાગરિક કહેવાય છે અને તેને અમુક હક તેમજ જવાબદારી હોય છે. તેથી કરીને દરેક દેશનું રાજ્યબંધારણ તેનો નાગરિક કોણ કહેવાય, તે નક્કી કરી આપે છે. હિંદના બંધારણનો તે વિષય જોઈએ.

હિંદનો રાજયવિસ્તાર કયા કયા પ્રાંતો મળીને થાય છે, તે ગયે વખતે આપણને જોયું. તે વિસ્તારના કોઈ ભાગનો વતની હિંદનો નાગરિક છે. વતની કોણ ગણાય, એ ત્રણ રીતે નક્કી કરાયું છે—

૧. તે હિંદમાં જન્મ્યો હોય, અથવા

૨. તેની માતા કે પિતા હિંદમાં જન્મ્યાં હોય, અથવા

૩. બંધારણ અમલમાં આવે તે પહેલાં ઓછામાં ઓછાં પાંચ વરસથી પોતે હિંદમાં રહેતો હોય ને બીજા કોઈ દેશનો નાગરિક પોતે સ્વેચ્છાએ ન બન્યો હોય.

આમ જન્મ, વંશ કે વતન ત્રણમાંથી કોઈ એક કારણથી નાગરિક થઈ શકાય છે.

પાકિસ્તાન થવાથી વસ્તીની ખૂબ હેરફેર થઈ. આથી કરીને ઉપરના સાદા નિયમમાં વધારે વિચાર કરવાનો થયો. જેઓ પાકિસ્તાન ગયા તે જૂના હિંદીઓનું શું? જેઓ પાકિસ્તાનથી હિંદમાં આવ્યા તેમનું શું? વળી, કેટલાક તો આવે છે ને જાય છે, તેમનું શું? બંધારણમાં આ બધા અંગે પણ સ્પષ્ટતા કરવામાં આવી છે.

અને નાગરિકતા નક્કી કરવા માટે આગળ પર વળી કાંઈ વિચાર કરવો પડે તો તેમ કરવાની સત્તા પાર્લમેન્ટને આપવામાં આવી છે.

આ ઉપરાંત એક ત્રીજો વર્ગ એવા લોકોનો છે કે, જે હિંદ બહાર આફ્રિકા, યુરોપ, જાવા, સુમાત્રા ઇત્યાદિ દેશોમાં જઈને રહેતા હોય. તેઓ હિંદના નાગરિક થવા માગે તો થઈ શકે. તેને માટે તે દેશોમાં આપણા એલચી મારફત તેમણે અરજી કરવી જોઈએ.

પરંતુ મોટો નિયમ એ છે કે, કોઈ પણ હિંદી હિંદનો નાગરિક હોય અને બીજા દેશનો પણ નાગરિક બને, એવી બેવડી નાગરિકતા બની શકશે નહીં.

આમ નાગરિક બનનારાને હિંદનું બંધારણ અમુક મૂળભૂત હકો બક્ષે છે; તે હકો વિષે હવે પછી જોઈશું. આ હકો અને સરકારની તે હકો સાચવીને રાજ્યનીતિ ઘડવાની જવાબદારી, — એ આપણા બંધારણનો મુખ્ય અને મૂળ ભાગ છે. તેમાં આપણી આઝાદીનો અમરપટો લખાયો છે, એમ કહી શકાય.

૨૮–૪–'૫૦ મગનભાઈ દેસાઈ

# જંગલો સાફ કરવાનો અનોખો પ્રયોગ

ખોરાકની પેદાશ વધારવાની દૃષ્ટિએ ઉત્તર પ્રદેશ (યુ. પી.)ના ખેતીવાડી ખાતાએ લખનૌ જિલ્લામાં આવેલો જંગલનો વિભાગ પ્રાન્તીય રક્ષાદળ (હોમ ગાર્ડ્ઝ)ના સ્વયંસેવકો મારફત સાફ કરવાનો અને વાવેતર લાયક બનાવવાનો પ્રયોગ ગયા ફેબ્રુઆરી માસથી શરૂ કર્યો છે, તે બીજા પ્રાન્તો અને સ્વયંસેવક દળો માટે અનુકરણ યોગ્ય છે.

લખનૌથી ૨૫ માઈલ દૂર રહીમાબાદ નામનું નાનું ગામ છે. તેની પાસે આઠ હજાર એકરનું જંગલ છે. તે વિભાગ નહેરોવાળો છે એટલે જંગલ સાફ થાય તો તેમાં ચોખા, ઘઉં, તુવેર, જવા પાકો થઈ શકે એમ છે. તેને સાફ કરાવવા માટે સરકારે ટેન્ડરો માગ્યાં તો એકર દીઠ ઓછામાં ઓછું ખર્ચ રૂ. ૨૨૦ આવશે એવો અંદાજ આવ્યો. તે કામ સરકારે રક્ષાદળના સ્વયંસેવકો પાસે એકર દીઠ રૂ. ૫૫ના ખર્ચે કરાવવા માંડયું છે. સ્વયંસેવકોને સરકાર તરફથી ઓજારો અને ખાવાપીવાની સગવડ કરી આપવામાં આવી છે. તે સિવાય કંઈ વેતન અપાતું નથી. તેઓમાં કેટલાક ગ્રેજ્યુએટો છે. થોડા

વકીલો અને દાક્તરો પણ છે. તેમણે અગાઉ કુહાડી, પાવડાથી કામ કર્યું નથી. પણ ત્યાં તેઓ ઉત્સાહભેર કામ કરે છે. જુદી જુદી છાવણીઓમાં રહે છે અને લશ્કરી શિસ્તથી કામ કરે છે. નાતજાતનો ભેદ પળાતો નથી. હિંદુ, મુસલમાન, હરિજન બધાય ભેગા રહે છે અને સાથે જ જમે છે.

ઉત્તર ભારતની સખત આબોહવામાં તે બધા રહે છે, હિંસક પશુઓ અને સાપ–વીંછીના ત્રાસને ગણકારતા નથી અને ઝાડ કાપીને તેનાં થડ અને મૂળ પાંચ પાંચ ફૂટ ઊંડે સુધી ખોદી કાઢે છે. એ રીતે સત્તર હજાર સ્વયંસેવકો દરરોજ લગભગ એક લાખ ઝાડનાં મૂળ ખોદી કાઢે છે. કોણ વધુ કામ કરે છે તેની સરસ હરીફાઈ અંદરોઅંદર ચાલે છે. એક નવજુવાને દર સાત મિનિટે એક ઝાડના હિસાબે રોજ ૬૫ ઝાડ કાપવાનો ગૌરવભર્યો દાખલો નોંધાવ્યો છે.

છાવણીઓમાં રહીને આ કામ કરતાં કરતાં તેઓ આજુબાજુ સમાજસેવાનાં બીજાં કામો પણ કરે છે. એ રીતે તેઓને જે અનુભવ અહીં મળશે તેની સુવાસ તેમની સાથે ગામડે ગામડે પહોંચ્યા વગર નહીં રહે.

આપણે ત્યાં ગુજરાતમાં જંગલો સાફ કરાવવાનો સવાલ નથી. સાફ કરાવવાનાં હોય તોપણ વરસાદ ઉપર થતી તેની અસર પહેલી વિચારવી જોઈએ. આજે તો જે ઝાડ છે તેમાં ઊલટો વધારો કરવાની જરૂર છે. એટલે જંગલોની સફાઈ નહીં પણ બીજાં સાર્વજનિક કામો આ રીતે કરવાં જોઈએ. એવાં કામો તો અનેક છે. ગામડાંમાં સારા રસ્તા નથી, ચોમાસામાં જ્યાં ત્યાં પાણી ભરાય છે, જાજરૂ માટે કે ખાતર માટે ખાડા હોતા નથી, કૂવા હવાડા સ્વચ્છ હોતા નથી, ખાડાટેકરાવાળી પડતર જમીનો પણ ઘણી હોય છે, એવાં સાર્વજનિક કામો આ રીતે કરવામાં આવે તો ઓછા ખર્ચમાં થાય અને યુવાનોને લશ્કરી તાલીમ આપવાને બદલે સાચી તાલીમ આપી શકાય અને દેશમાં સમાજસેવાનું નવું વાતાવરણ પેદા થાય. યુવાનો અને રક્ષાદળના સ્વયંસેવકોની સાથે નવરા બેઠેલા પોલીસ અને સૈનિકોને પણ તેમાં વાળી શકાય. નવા જમાનામાં તેમને બંદૂકનો કુંદો ઉપાડવાની સાથે લોકસેવાના પાઠો પણ શીખવવા જોઈએ.

વિઠ્ઠલદાસ કોઠારી

# ગોળે ગળણું બંધાય, આભે નહીં

[ ભીંતપત્ર ]

ભાઈશ્રી કિશોરલાલ મશરૂવાળાના ગુરુજી શ્રી કેદારનાથજી આજના જમાનાના એક સંતપુરુષ છે. એમણે ઘણી તપસ્યા કરી છે. એમની તપસ્યા અને જ્ઞાનનો અનુભવ આજે તેઓ સમાજને પણ આપી રહ્યા છે.

પોતાના સહવાસ, વાણી અને વર્તનથી વ્યક્તિ અને એ મારફત સમાજમાં સદ્‌ગુણ અને સદ્‌ભાવ વધારવામાં તેઓ મોટો ફાળો આપી રહ્યા છે.

જેમ એક વૈદ્ય દર્દનું નિદાન કરીને દવા બતાવે તેમ આજની સમાજ પરિસ્થિતિ જોઈને એના ઉકેલ માટે આપણે શું કરવું જોઈએ તેનો તેઓ ઉત્તમ માર્ગ બતાવે છે.

તેઓ એમ કહે છે કે આપણી પ્રજા પહેલાં બહુ નીતિમાન હતી અને હવે એકાએક બહુ અનીતિમાન બની ગઈ છે એવું નથી. પ્રજા તો પહેલાં પણ આવી જ હતી. પણ આજ સુધી આપણે આપણા બધા દોષોનો ટોપલો અંગ્રેજ સરકારને માથે ઓઢાડ્યા કર્યો અને આપણે સારા છીએ એવો દંભ સેવ્યા કર્યો. અંગ્રેજ સરકાર તો ગઈ. હવે તો સરકાર આપણી પોતાની આવી. આપણા વહાલા અને માનવંતા આગેવાનો આપણી સરકારના પ્રધાનો બન્યા છતાં આપણે સ્વરાજ્યસુખનો સાચો અનુભવ કેમ નથી કરી શકતા?

એનું કારણ એ છે કે, આપણે બધા દોષિત છીએ અને છતાં દોષ બીજા ઉપર ઢોળીને છટકી જવા માગીએ છીએ. આજે લાંચરુશવત, કાળાબજાર, ભેળસેળ કે બીજી જે જે અનીતિ ચાલે છે એ આપણે બધા કરીએ છીએ. વેપારી ખેડૂતનો દોષ કાઢે, ખેડૂત અમલદારનો દોષ કાઢે, ગામવાળા શહેરવાળાનો દોષ કાઢે કે શહેરવાળા ગામવાળાનો દોષ કાઢે એથી કશો ઉકેલ નીકળે નહીં. આખી પ્રજાની નીતિ અશુદ્ધ છે. જેને જ્યારે તક મળે છે ત્યારે એ દોષ કરે છે. બીજાના દોષો કાઢવાથી ઈર્ષા, નિંદા અને વેરઝેર વધે છે. મનનું દુઃખ અને અસંતોષ વધે છે પણ પરિસ્થિતિમાં કાંઈ સુધારો થતો નથી. આકાશમાંથી વાદળ વરસે ત્યારે પલળી ગયા એમ

કહીને વાદળોને ગાળો દેવાથી શરીર પલળતું અટકતું નથી. એ તો માથે છત્રી ઓઢીએ ત્યારે જ પલળતું અટકે. આજે પણ છત્રી બાંધી શકાતી નથી.

આજની અનીતિભરી સ્થિતિમાંથી નીકળવાનો એક જ માર્ગ છે કે દુનિયા સામે જોયા વિના આપણી જાત સામે જોવું અને આપણે કશું ખોટું ન કરવાનો નિર્ણય કરવો. તો એટલી નીતિ તો વધી જ. દુનિયાની નીતિ આ રસ્તે જ ઊંચે આવી શકે છે. એવો શ્રી નાથજીનો ઉપદેશ છે.

૨૫-૪-'૫૦ બબલભાઈ મહેતા

## હું નહીં કરું તો?

ઘણાંને બોલવાની ટેવ પડી હોય છે કે 'હું નહીં કરું તો બીજા કરશે.' પુસ્તકાલય માટે ફાળો આપવાનો હોય, કંઈ ધર્માદા કામ કરવાનું હોય, કે ગામના રસ્તા બાંધવાના હોય ત્યારે ઘણાખરા એમ જ બોલે છે.

પણ એમ બોલવું ભૂલભરેલું છે. આપણે જેવો વિચાર કરીએ છીએ તેવો જ વિચાર બીજા પણ કરે છે.

અકબર-બિરબલના વખતનો એક દાખલો તમને કહું :

બાદશાહે બિરબલને કહ્યું કે 'લોકો એક જ વિચારના હોય છે એ વાત ખરી છે?'

બિરબલ કહે: 'હા નામદાર! ખાતરી કરવી હોય તો આપણે દૂધથી એક કુંડ ભરી દેવાનો હુકમ કરો.' તે મુજબ હુકમ નીકળ્યો કે, દરેક જણે એક લોટો દૂધ કુંડમાં રેડવું.

હવે બન્યું એવું કે પહેલો માણસ હોજ પાસે આવ્યો અને તેણે વિચાર કર્યો, આખા ગામમાંથી દૂધ આવવાનું છે ને! હું એકલો પાણી રેડીશ તો શું જણાવાનું છે?

અને તે માણસ પાણી ઠાલવીને જતો રહ્યો. બીજો આવ્યો તે પણ એ જ વિચાર કરીને આવેલો. ત્રીજો પણ પાણી રેડીને ચાલતો થયો.

બીજે દિવસે બાદશાહ અને બિરબલ બંને જોવા આવ્યા તો આખો હોજ દૂધને બદલે પાણીથી જ ભરેલો દીઠો!

માટે જ આપણે જેવો વિચાર કરીએ છીએ તેવો વિચાર બીજાને પણ આવે છે એટલે જરૂરનું કામ થતું નથી.

માટે સારું કામ કરવાનું હોય ત્યારે 'હું નહીં કરું તો બીજા કરશે' એવો વિચાર કદી કરવો નહીં અને પોતાનાથી બનતું કામ કરવું.

શંકરભાઈ તડવી

# મુંબઈ પ્રાંતમાં પ્રૌઢશિક્ષણ

મુંબઈ પ્રાંતમાં પ્રૌઢશિક્ષણનું રીતસર કામ ઈ. સ ૧૯૩૮ પછી શરૂ થયું ગણાય. તે પહેલાં જુદે જુદે ઠેકાણે રાત્રિવર્ગો ચાલતા, પણ તે છૂટક છૂટક હતા; અને ઘણા તો ફક્ત અંગ્રેજી કે નામું જેવા ખાસ વિષયો શીખવવા માટે હતા. નિરક્ષરને ભણાવવાની દૃષ્ટિએ બહુ ઓછા વર્ગો ચાલતા હતા. ૧૯૩૮ માં મહાસભાવાદી પ્રધાનોના હાથમાં પ્રાંતિક સરકારનો વહીવટ આવ્યા પછી તે પ્રવૃત્તિને રીતસર ચલાવવાનો પ્રયત્ન કરવામાં આવ્યો. તેમણે નિરક્ષરતા-નિવારણ માટે ઝુંબેશ ઉપાડી અને તે ાટે ખાસ સમિતિઓ નીમીને તે કામને ાગળ ધપાવવાની યોજના કરી. આખા ાંત માટે એક પ્રૌઢશિક્ષણ બોર્ડ નીમ્યું ને પ્રૌઢવર્ગો માટે માન્યતા અને દદના નિયમો નક્કી કર્યા.

આ કામ ૧૯૩૯ પછી મંદું પડી ગયું હતું, તેને પરિસ્થિતિ બદલાતાં ૧૯૪૬ પછી ફરી વેગ મળ્યો છે. શરૂઆતથી ૧૯૪૮ના માર્ચની આખર સુધીમાં તે દિશામાં કેટલું કામ થયું છે તે નીચેના આંકડા બતાવે છે :

મુંબઈ પ્રાંત

| વર્ષ | ૩૧મી માર્ચે વર્ગો | ભણતાં પ્રૌઢો | અભણને ભણાવ્યા |
|---|---|---|---|
| ૧૯૩૭-૩૮ | ૨૪૦ | ૮,૦૭૩ | — |
| ૧૯૩૮-૩૯ | ૪૩૨ | ૧૩,૭૬૬ | ૧૧૨ |
| ૧૯૩૯-૪૦ | ૧,૦૮૫ | ૫૮,૩૭૮ | ૧૩,૨૦૮ |
| ૧૯૪૦-૪૧ | ૧૭૭ | ૯,૭૮૩ | ૨,૮૨૯ |
| ૧૯૪૧-૪૨ | ૬૫૮ | ૨૨,૫૬૭ | ૬,૮૭૭ |
| ૧૯૪૨-૪૩ | ૫૧૧ | ૨૨,૧૫૩ | ૮,૩૧૫ |
| ૧૯૪૩-૪૪ | ૪૯૨ | ૧૪,૫૩૦ | ૬,૮૧૦ |
| ૧૯૪૪-૪૫ | ૩૭૩ | ૯,૪૬૦ | ૪,૬૬૭ |
| ૧૯૪૫-૪૬ | ૭૩૩ | ૧૮,૬૬૦ | ૯,૮૯૫ |
| ૧૯૪૬-૪૭ | ૧,૮૧૮ | ૪૮,૫૭૭ | ૨૨,૩૦૦ |
| ૧૯૪૭-૪૮ | ૩,૭૦૦ | ૮૫ ૫૫૦ | ૪૪ ૦૦૦ |
| | | સરવાળો | ૧,૧૯,૦૧૩ |

૧૯૪૧ની વસ્તીગણતરી પ્રમાણે જૂના મુંબઈ પ્રાંતમાં ૧૫થી ૫૦ વરસનાં લગભગ ૮૧ લાખ પ્રૌઢો નિરક્ષર હતાં. તેમાંથી ઉપરના આંકડા પ્રમાણે દશેક વરસમાં લગભગ સવા લાખ જેટલાં લોકોને લખતાં વાંચતાં શિખવાડયું છે. તે અંગે સરકારે લગભગ સાત લાખ રૂપિયા ખર્ચ્યા હતા. એ હિસાબે હજી ઘણું કરવાનું બાકી છે.

૧૯૪૭ના ઑક્ટોબરથી સરકારે પ્રાંતના ત્રણ મુખ્ય વિભાગો (ગુજરાત, મહારાષ્ટ્ર, કર્ણાટક) માટે અલગ અલગ પ્રૌઢશિક્ષણ સમિતિ રચી છે. તે ઉપરાંત મુંબઈ અને અમદાવાદ જેવાં શહેર માટે ખાસ અલગ સમિતિઓ નીમી છે. વળી આવાં મોટાં શહેરોની મજૂર વસ્તી માટે પણ ઇલાયદી સમિતિઓ રચવામાં આવી છે. તેમાંથી ગુજરાત વિભાગનું કામ આપણે જોઈએ.

ગુજરાત વિભાગ પ્રૌઢશિક્ષણ સમિતિ તરફથી ચાલતા વર્ગોમાં તા. ૩૧-૩-૧૯૫૦ને રોજ વિદ્યાર્થીઓની સંખ્યા નીચે મુજબ હતી:

| જિલ્લો | પ્રૌઢ વર્ગો | વિદ્યાર્થીઓ |
|---|---|---|
| અમદાવાદ | ૨૫૩ | ૫,૪૦૯ |
| પંચમહાલ | ૨૯૩ | ૬,૫૭૧ |
| ખેડા | ૨૩૧ | ૪,૫૧૯ |
| ભરૂચ | ૨૯૬ | ૭,૪૭૩ |
| સુરત | ૭૦૫ | ૧૦,૨૭૭ |
| સાબરકાંઠા | ૧૯૮ | ૪,૧૦૨ |
| બનાસકાંઠા | ૩૨ | ૪૪૨ |
| વડોદરા | ૫૫ | ૧,૬૪૭ |
| | ૨,૦૬૩ | ૪૦,૪૪૦ |
| અમદાવાદ શહેર કામદાર વિભાગ | ૧૭૮ | ૪,૪૫૦ |
| અમદાવાદ શહેર સામાન્ય વિભાગ | ૧૪૧ | ૪,૦૨૮ |
| ગુજરાત કુલ | ૨,૩૮૨ | ૪૮,૯૧૮ |

સમિતિઓની અલગ રચના થયા પછી ઉપરની તારીખ સુધીમાં ૨૯,૧૯૭ પ્રૌઢ વિદ્યાર્થીઓ અક્ષરજ્ઞાનની પહેલી પરીક્ષામાં અને ૪,૬૫૫ બીજી પરીક્ષામાં પસાર થયા હતા. પહેલી પરીક્ષામાં ૩,૫૯૨ અને બીજી પરીક્ષામાં ૭૫૧ સ્ત્રીઓ હતી.*

વિઠ્ઠલદાસ કોઠારી

* ગુજરાત વિદ્યાપીઠ તરફથી ટૂંક સમયમાં પ્રગટ થનાર 'પ્રૌઢશિક્ષણ' નામની પુસ્તિકામાંથી.

**આપણને સત્યથી દૂર રાખે કે કરે તે મિથ્યા જ્ઞાન કહેવાય. તેનાથી ડરતા રહીએ.**

ગાંધીજી

# પૂરું થતું પખવાડિયું

રાષ્ટ્રીય મહાસભાનું આગામી અધિવેશન આવતા જુલાઈ માસમાં નાશિક મુકામે ભરવાનો કારોબારી સમિતિએ નિર્ણય કર્યો છે.

પશ્ચિમ બંગાળમાં આવેલા ચંદ્રનગર નામના ફ્રેંચ સંસ્થાનનો કબજો ગઈ તા. ૧ લીએ હિંદી સરકારે સંભાળી લીધો છે. લગભગ અઢીસો વરસ સુધી ફ્રેંચોના તાબામાં રહ્યા પછી એ સંસ્થાન હવે હિંદ સાથે પાછું જોડાય છે.

સરદાર પટેલ ગઈ ૭મી તારીખે મુંબઈ આવી પહોંચ્યા હતા અને ગઈ ૧૧મી તારીખે 'દિલ્હી' નામના યુદ્ધ જહાજમાં કોચીન ત્રાવણકોરની મુલાકાત માટે ઊપડી ગયા છે.

આપણા વડા પ્રધાન પંડિત જવાહરલાલ નેહરુએ પોતાના પ્રધાન મંડળની નવેસરથી રચના કરી છે. તેમાં ઓરિસ્સાના વડા પ્રધાન હરેકૃષ્ણ મહેતાબ તથા મુંબઈના જાણીતા વકીલ શ્રી કનૈયાલાલ મુનશીની નવા પ્રધાનો તરીકે નિમણૂક કરવામાં આવી છે. રાજાજીને પણ આ નવા પ્રધાનમંડળમાં જોડાવાને આ મંત્રણ આપવામાં આવ્યું છે અને તેઓ ટૂંક મુદતમાં એ સ્વીકારી લેશે એવી ખબર છે.

ગઈ તા. ૭મીએ બિહારમાં કલકત્તાથી ઊપડેલા પંજાબમેલને ગંભીર અકસ્માત નડયો હતો. એને પરિણામે લગભગ સો જેટલા મુસાફરોએ પોતાના જાન ગુમાવ્યા છે અને સંખ્યાબંધ લોકોને ગંભીર ઈજાઓ થઈ છે. અકસ્માત ભાંગફોડની પ્રવૃત્તિને લીધે થયો હોવાની માન્યતા પ્રવર્તે છે.

કોંગ્રેસના મહામંત્રીના જણાવ્યા પ્રમાણે કોંગ્રેસની આગામી બેઠક માટે પ્રમુખની ચૂંટણી આવતા જુલાઈ માસના પહેલા અઠવાડિયામાં થશે.

મ૦



મુદ્રક અને પ્રકાશક : જીવણજી ડાહ્યાભાઈ દેસાઈ, નવજીવન મુદ્રણાલય, કાળુપુર, અમદાવાદ

# લોકજીવન

પ્રથા પ્રજા તથા રાજા

વર્ષ ૨

વાર્ષિક લવાજમ: દેશમાં રૂ. ૩
છમાસિક " " રૂ. ૨

અમદાવાદ, ૧લી જૂન, ૧૯૫૦

વાર્ષિક લવાજમ: પરદેશ
રૂ. ૫, શિ. ૮

સંપાદકમંડળ

મગનભાઈ દેસાઈ — ગોપાળદાસ પટેલ
વિઠ્ઠલદાસ કોઠારી — મણિભાઈ દેસાઈ (તંત્રી)
મગનભાઈ મહેતા — જીવણજી દેસાઈ (વ્યવસ્થાપક)


## સત્ય એ જ ઈશ્વર

ઈશ્વરની મારી વ્યાખ્યાનું સ્મરણ છે કે? ઈશ્વર સત્ય છે એમ કહેવાને બદલે હું સત્ય ઈશ્વર છે એમ કહું છું. આમ હમેશાં મને સૂઝ્યું નથી. સૂઝ તો ચારેક વર્ષ પહેલાં જ પડી. પણ મારું વર્તન અજાણપણે એવી રીતે થયેલું છે. ઈશ્વરને મેં તો સત્ય રૂપે જ ઓળખ્યો છે. એક સમય એવો હતો જ્યારે ઈશ્વરની હસ્તી વિષે શંકા હતી. પણ સત્યની હસ્તી વિષે તો નહોતી જ. આ સત્ય કેવળ જડ ગુણ નહીં પણ શુદ્ધ ચૈતન્યમય છે. તે જ રાજ્ય ચલાવે છે તેથી ઈશ્વર છે. મારે સારુ તો આ અનુભવગમ્ય જેવું છે! 'જેવું' કહું છું કેમ કે સત્યદેવનો સાક્ષાત્કાર નથી કર્યો. ઝાંખી માત્ર થઈ છે. શ્રદ્ધા અડગ છે.

૧૯૩૨ — ગાંધીજી

## સાગ અને કંથાર

એક જંગલમાં સાગનું ઝાડ હતું. તેની પાસે કંથારનું ઘુંગું હતું. એક દહાડો સાગ પોતાની મોટાઈના અભિમાનમાં આવી ગયું અને કંથારને કહે, 'તું શા કામનું છે? ખાલી કાંટા જ વગાડે; લોકો તારાથી દૂર જ રહે છે. મારા વગર ઘરબાર કે કાંઈ થઈ ન શકે. દરેકને મારું કામ. તારું તે જીવતર છે!'

કંથાર કહે, 'હા ભાઈ, તારી વાત સાચી છે. પણ જરા ધીરજ રાખ. જે દહાડે કઠિયારા તેમના કુહાડા ને કરવત લઈને આવે તે દહાડે વાત કરજે. ત્યારે તને કંથાર થવું સારું કે સાગ, એની ખબર પડી જશે.'

નમ્રતામાં નવ ગુણ રહેલા છે. અભિમાનની અકડાઈથી તો પતન જ થાય. વાવાઝોડું આવે ત્યારે મોટા મોટા વડ અને પીપળા પણ ઊખડી પડે છે; પણ પાસેના છોડવા હાલતા ચાલતા અને નમતા રમતા ત્યાં મજામાં રહે છે!

૨૨-૫-૫૦ મગનભાઈ દેસાઈ

## એ ન બને

દહેગામ તાલુકાના એક ગામે હરિજનો પૈકી ઊંચા ગણાતા વણકરોએ હરિજન સેવક સંઘની મદદથી પીવાના પાણીનો કૂવો કર્યો. વર્ષો જતાં એ કૂવેથી હરિજનો પૈકીની જ શેણુવા નામે ઓળખાતી બીજી જ્ઞાતિના લોકોએ પણ પાણી ભરવાનો આગ્રહ રાખ્યો. આનો વણકર લોકોએ સખત વિરોધ કર્યો અને ગામ છોડીએ પણ આ હરિજનો જોડે પાણી ન ભરીએ,

એવું વલણ બતાવ્યું. આ વિરોધ કરવામાં અગ્રભાગ ભજવનાર એક વણકર ડોસીમા છે. તેમની પુત્રીને બીજા ગામમાં એક રજપૂતે માર મારવાને કારણે ફરિયાદ થઈ છે. આમ હરિજનોનો ઉપલો ગણાતો વર્ગ પોતે જ પોતાનાથી નીચેના ગણાતા વર્ગને ન્યાય ન આપી શકે તો એ કમનસીબ ગણાય. આ ક્રૂર ઘટનાને ગામના બીજા સવર્ણ લોકો કૌતુકથી નિહાળ્યા કરે છે. હરિજનોને સમજાવવાનો અમારો પ્રયત્ન સફળ ન થયો તેથી ગામલોકોને અમે સમજાવ્યું કે તેમણે હરિજનો પૈકીના નીચેમાં નીચેના ગણાતા થરને અપનાવવો રહ્યો, જેથી બીજા થરના હરિજનો આપોઆપ શરમાઈ જાય. પણ 'એ તે કેમ બને?'

પરીક્ષિતલાલ મજમુદાર

## ઘોડો અને તેનો રાવત

એક શેઠે ઘોડાને માટે રાવત રાખ્યો હતો. તે રાવત ઘોડાની સરસ ચાકરી કરતો. તેને ખરેરો કરે, નવડાવે, ખૂબ થાબડે, પંપાળે. તેનો તબેલો પણ મજાનો ચોખ્ખો રાખે. પણ એક વાતમાં તે ચૂકતો હતો. શેઠ ઘોડા માટે ચંદી આપે તેમાંથી તે ચોરી ખાતો હતો.

એક દહાડો ઘોડાએ તેને કહ્યું, 'ભાઈ, તું મારી બરદાસ ચાકરી કરે છે, તે તો રાજાને પણ અદેખાઈ ઉપજાવે એવી છે. એ વાતે તું કશું કહેવાનું રાખતો નથી. પણ એનાથી હું કાંઈ તાજોમાજો થવાનો નથી. એનાથી મારી ચામડી ચોખ્ખી રહેશે, પણ આંઝી તગમગશે નહિ. જે બધું તું કરે છે એ ઠીક છે. પણ એ તો વર વિનાની જાન જેવું કે મિષ્ટાન્ન વિનાનાં ચટણી પાપડ જેવું

નકામું છે. જોઈએ તો એ તું ઓછું કર, પણ મહેરબાની કરીને ચંદી મને વધારે આપ તો પેટ ભરાય.'

આમ જ આપણે સમાજમાં કરવાના કામનો કે આપણી ફરજનો મૂળ મુદ્દો ચૂકીને, આળપંપાળ કરવા લાગીએ છીએ અને જાતને ને સમાજને છેતરીએ છીએ. સત્યનો મોટો શત્રુ હોય તો દંભ છે.

૧૨-૫-'૫૦ મગનભાઈ દેસાઈ

## દસ રૂપિયા વધી પડયા!

સુરત જિલ્લાના એક ગામડામાં બીડીવાળો રહે છે. બીડી વાળવાના ધંધામાંથી એ ભાઈ સારી કમાણી કરે છે. રોજના ચારેક રૂપિયા ઘણી વાર મેળવી લે. પરંતુ એની ગરીબાઈ એથી ઓછી થતી નથી. ઘરમાં નાણાંની તંગી પડે. બચત તો શેની જ થાય!.

આમ કેમ થતું? કારણ કે ભાઈ દારૂના પૂરા વ્યસની. રોજ ઝટ કામ પતાવી સાંજ પડતાં પીઠા ભેગા થાય. અને ચારની કમાણી ત્યાં જ લગભગ ખંખેરી નાખે.

એટલામાં મુંબઈ રાજ્યમાં એપ્રિલના પહેલા અઠવાડિયામાં સંપૂર્ણ દારૂનિષેધ શરૂ થયો. પીઠાં બધાં જ બંધ થયાં. કાયમ માટે બંધ થયાં. બીડીવાળા ભાઈ હવે ઝટ કામ બંધ નથી કરતા. કંઈક વધુ બીડી વાળે – કંઈક વધુ કમાય.

મારા મિત્રને એ ભાઈ ત્રણ-ચાર દિવસ પહેલાં મળ્યા.

'જુઓને આ દસ રૂપિયા વધી પડયા.'

'દસ રૂપિયા વધી કેમ પડયા?' મારા મિત્રે પૂછયું.

'શું કરું! દારૂ હવે મળતો

નથી એટલે કમાઉં એટલું બધું જ ખીસામાં રહે. કામ પણ વધુ થાય અને આ બે જ દિવસમાં દસ રૂપિયા વધી પડ્યા.'

હજારો અને લાખો વ્યસનીના ઘરમાં આવી જ સ્થિતિ થાય તો નવાઈ નહીં.

દિલખુશ બ૦ દીવાનજી

## ભટકતું મન

આપણું મન એવું વિચિત્ર છે કે જો એના પર કાબૂ ન રાખીએ તો બસ જ્યાં ત્યાં ભટકતું જ ફરે. કંઈક કામ લઈને બેઠા તો તે કામમાં મન રોકાતું નથી અને બીજી નકામી વસ્તુના વિચાર કર્યા કરે. તેથી હાથમાં લીધેલું કામ પણ બગડે. અને નકામી વસ્તુ તો ક્યાંથી ખપમાં આવે?

આમ મનને જો કાબૂમાં રાખી ન શકીએ તો આપણને સોંપાયેલું કામ આપણાથી બરાબર થતું નથી. અને જ્યારે એ આપણા હાથમાંથી ચાલ્યું જાય છે, ત્યારે લમણે હાથ દઈને બેસવું પડે છે.

આ સંબંધમાં એક ફારસી વાર્તા યાદ આવે છે. એ છે તો રમૂજી પણ સમજવા જેવી છે.

એક શેઠ તેના નોકર સાથે બહારગામ જવા નીકળ્યો. રસ્તામાં એક ગામ આવ્યું. ત્યાં રાતવાસો કરવા તેઓ થોભ્યા. શેઠ નોકરને કહે : 'કહેવાય છે કે આ ગામમાં ચોરનો ભારે ત્રાસ છે. રાતે આપણે બે સૂઈ જઈશું તો આપણો આ ઘોડો કોઈ ચોરી જશે. માટે તું સૂઈ જા. હું ઘોડાની ચોકી કરતો જાગીશ.'

નોકર બોલ્યો : 'અરે શેઠ સાહેબ, આપ એ શું બોલ્યા? હું તો આપનો સેવક છું. હું ઊંઘ તાણું અને આપ ઉજાગરો કરો એ કદી બને ખરું? આપ

સુખેથી સૂઈ જાઓ. હું બહુ જ ધ્યાનથી ઘોડાની ચોકી કરીશ.'

એક પહોર વીતી ગયો. શેઠે જાગીને નોકરને પૂછ્યું, 'અલ્યા, શું કરે છે? ઘોડો તો સલામત છે ને? કેમ, તું તો કંઈ વિચારમાં બેઠો છે?'

નોકરે જવાબ આપ્યો, 'સાહેબ, ઘોડો તો સલામત છે. એ માટે આપ બેફિકર રહો. હું તો એ વિચાર કરતો હતો કે આટલા બધા તારાઓથી ભરેલું આ વિશાળ આકાશ કોઈ પણ આધાર વગર કેવી રીતે આમ લટકી રહ્યું હશે?'

શેઠે નોકરને ચેતવણી આપી કહ્યું, 'પણ તું ઘોડાને સંભાળવાને બદલે આમ બીજા વિચાર કરતો બેસશે તો કોઈ ઘોડો ઉપાડી જશે.'

નોકર કહે, 'શેઠજી, ઘોડાની બાબતમાં આપ જરા પણ ફિકર ન કરો. તેની જવાબદારી મારે માથે છે.'

એક ઊંઘ લઈ શેઠે જાગીને નોકરને પૂછ્યું, 'અલ્યા, શા વિચારમાં બેઠો છે? ઘોડો ક્યાં છે?'

નોકર બોલ્યો, 'શેઠજી, ઘોડો આ રહ્યો. પણ હું તો એ નવાઈમાં પડી ગયો છું કે આટલી બધી વજનદાર પૃથ્વી પાણીની સપાટી ઉપર કેવી રીતે તરતી હશે?'

શેઠે ગુસ્સે થઈને કહ્યું, 'તું તો સાવ મૂર્ખ છે. ઘોડાને સંભાળવાને બદલે નકામા વિચાર કરતો બેઠો છે. આમ તો ઘોડો કોઈ ચોરી જશે.'

નોકર કહે, 'સાહેબ, આપ સુખેથી સૂઈ જાઓ. ઘોડાની જરા પણ ચિંતા કરશો નહિ.

વહેલી સવારે શેઠે જાગીને પૂછ્યું, અલ્યા, શા વિચારમાં પાછો બેઠો છે? ઘોડો તો દેખાતો

નથી. ક્યાં બાંધ્યો છે?'

નોકર દિલગીર થઈને કહે, 'શેઠજી, હવે તો મને એક જ વિચાર મૂંઝવી રહ્યો છે કે આ ઘોડાના જીનને મારા માથા ઉપર મૂકવું કે આપના માથા ઉપર? કારણ કે ચોર ઘોડાને ઉઠાવી ગયા છે અને એનું જીન પાછળ મૂકી ગયા છે!'

મુકુલભાઈ

## પાપીની પદરજ

[નાનપણમાં સાંભળેલી આ એક નાની સરખી વાત છે. સૌ કોઈએ એ વિચારવા યોગ્ય છે એમ માની 'લોકજીવન'ના વાચકો સામે મૂકું છું. —બંસીલાલ ગાંધી]

એક રાજા હતો. એક દિવસ ફરતાં ફરતાં તે એક ગામને પાદર આવી ચઢ્યો. ત્યાં ગામનું સ્મશાન હતું. ત્યાં રાજાએ એક ચિતા સળગતી જોઈ.

એટલામાં એક ભૂખી ચંડાળની કન્યા ખોરાક શોધતી ત્યાં આવી ચઢી. તેણે એક ઝાડ નીચે મરેલો કાગડો જોયો. મસાણમાં પડેલી એક ખોપરી લઈ તેમાં તેણે મરેલા કાગડાનું માંસ ભર્યું અને ચિતાના અગ્નિ ઉપર રંધાવા મૂક્યું. સ્મશાનમાં કોઈકના પગનું એક ખાસડું પડ્યું હતું તે લઈ તેને બરાબર ધોઈ ચોખ્ખું કરી તેણે ખોપરી ઉપર ઢાંક્યું.

રાજાને આ બધું જોઈ ચીતરી ચઢી તેમ જ તેને નવાઈ પણ લાગી. તેણે તે ચંડાળ કન્યાને કહ્યું, 'કાગડાનું માંસ મૂળે જ અપવિત્ર; તેમાંય આ તો મરી ગયેલા કાગડાનું માંસ! તેને પણ માણસની ખોપરીમાં મૂકી તેં ચિતાના અપવિત્ર અગ્નિ ઉપર રાંધવા મૂક્યું છે. એને તારે ખાસડાથી ઢાંકવાની શી જરૂર પડી અને તે પણ ખાસડું ધોઈને!'

ચંડાળની કન્યાએ જવાબ દીધો, 'મહારાજ, કાગડાનું માંસ

અપવિત્ર છે એ વાત સાચી. સ્મશાનનો અગ્નિ અપવિત્ર છે એ વાત પણ સાચી. માણસની ખોપરીમાં રાંધેલું એવું અપવિત્ર માંસ પણ મારા જેવી ચંડાળની કન્યાને ખપશે.

'પણ મહારાજ! કોઈ પાપી માણસના પગથી ઊડતી ધૂળ તેમાં પડે તો તે માંસ મારા જેવી ચંડાળની કન્યાને પણ ખાવા યોગ્ય રહે નહીં. આ જન્મે તો હું ચંડાળ છું. પણ પાપી માણસના પગની ધૂળ ઊડવાથી ભ્રષ્ટ થયેલું માંસ હું ખાઉં તો આવતા જન્મે મારી શી ગતિ થાય?

'મરી ગયેલા કાગડાનું માંસ સારું છે, ખોપરીમાં રાંધેલું માંસ પણ સારું છે, સ્મશાનના અગ્નિ ઉપર રાંધેલું માંસ પણ સારું છે—

'પણ—પણ—પાપી માણસની પદરજથી ભ્રષ્ટ થયેલી કોઈ પણ ચીજ આ સંસારમાં કોઈને પણ — મારા જેવી ચંડાળને પણ યોગ્ય નથી.

'મહારાજ! તેથી જ મેં ધોઈને શુદ્ધ કરેલું ખાસડું એ ખોપરી ઉપર ઢાંક્યું છે.'

## મૃત્યુલોકનું અમૃત

હજારો વર્ષ ઉપરની વાત છે. દ્વારકામાં યાદવોનું રાજ હતું. ત્યાંની આજુબાજુ કેટલાયે માઈલો સુધીની જમીનના માલિકો યાદવો જ હતા. ત્યાં નારિયેળ અને તાડનાં પુષ્કળ ઝાડ હતાં.

નારિયેળનો ઉપયોગ તો સૌ કોઈ કરે, સારા માઠા પ્રસંગે નારિયેળ તો જોઈએ જ. પણ તાડનો કોઈ ભાવ પૂછે ના.

ત્યાં તાડની એક વાડ હતી. ત્યાં બીજાં પણ ઘણાં ઝાડ હતાં. ત્યાં થોડા માણસો સૂઈ રહેલા. એક રાતે તેમણે રાસ ને ગરબા

સાંભળ્યા. આળસ મરડીને ઊભા થયા તો આખી વાડી ઝાકઝમાળ થઈ રહેલી. સ્વર્ગની અપ્સરાઓ ત્યાં મસ્ત થઈને ગરબા ગાતી હતી. અને કેટલીક તો તાડનો રસ કાઢવામાં મશગૂલ હતી.

વાડીના માણસો શોરબકોર કરી મૂકી અપ્સરાની પાછળ પડ્યા. બધી અપ્સરાઓ નાસી છૂટી પણ એક પકડાઈ ગઈ.

અપ્સરાને તેમણે પૂછ્યું કે તમે કોણ છો અને અહીં કેમ આવો છો?

અપ્સરાએ જવાબ દીધો – અમે સ્વર્ગની અપ્સરાઓ છીએ. સ્વર્ગ લોકમાં અમે અમૃત પીએ છીએ. પણ એ અમૃત અમને ફિક્કું લાગે છે. તેથી આ તાડનો અમૃતરસ પીવા અમે દરરોજ આવીએ છીએ.

લોકો નવાઈ પામ્યા. તાડમાં તે અમૃતરસ રહેતો હશે કે? તાડના પાનનો તેઓ ઉપયોગ કરતા. તેનાં ફળ નાનાં છોકરાંઓ વીણીને કોઈક વાર ખાતાં પણ તેમાં અમૃતરસ હોય એવો તો કોઈને ખ્યાલ નહિ.

અપ્સરાએ તેમને તાડમાંથી અમૃતરસ કાઢતાં શીખવ્યું અને તે ચાલી ગઈ.

ત્યાર બાદ આખા યાદવ-કુળમાં અમૃતરસની વાતો ચાલી. બધા અમૃતરસ પીવા આતુર થયા. એક એક ઝાડમાંથી અમૃતરસ કાઢ્યો. હોંશે હોંશે તેઓ પીવા મંડ્યા.

પણ કેટલાક લોકો આળસુ હતા. તે સવારે પહોર દહાડો ચઢે ત્યારે ઊઠે અને તાડનો અમૃત-રસ પીવા માંડે. પણ સૂરજનો તાપ ચડે ત્યારે તાડના અમૃતની તાડી બની જાય, અમૃતનું ઝેર થઈ જાય. પણ મૂરખા યાદવોને કંઈ સૂઝે નહીં. તેમણે તો સવાર

બપોર સાંજ અમૃત માની તાડી પીવા માંડી. તેમનામાં એક ડાહ્યો માણસ હતો. તેણે કહ્યું, ભાઈ તાડનો રસ તો વહેલી સવારે પિવાય. પણ તેનું માને કોણ? તાડી પીધા પછી તો તેનો નશો ચઢ્યો. તે બધા અંદર અંદર લઢવા મંડ્યા. અને એમ લઢી લઢીને બધા મરી ગયાં.

બંસીલાલ ગાંધી

## નાગરિકના મૂળહકો

સ્વતંત્ર દેશનું કે સ્વરાજ્યનું ખાસ એક લક્ષણ એ છે કે, તેના નાગરિકને કેટલાક મૂળહક મળે છે. એ હકોને સરકાર પણ છીનવી લઈ ન શકે. એટલે, સરકાર કે ધારાસભા એવું એક પગલું ભરી ન શકે, જે આ મૂળહકો પર તરાપ મારતું હોય; એમ જો લાગે, તો કોઈ પણ નાગરિક અદાલતમાં જઈ શકે અને તેની સામે ન્યાય માંગી શકે. જો તે પગલું કે કાયદો અદાલતને મૂળહકો સામે જતાં લાગે, તો આપોઆપ તે પગલું કે તે કાયદો રદબાતલ થઈ જાય. એટલે કોઈ ધારાસભા કે કોઈ સરકારી સત્તા આ મૂળહકો સામે કાંઈ કરી ન શકે. તેથી આ મૂળહકો જ ખરું બંધારણ કહેવાય, કેમ કે તે સરકારોને પણ મર્યાદા બતાવે છે.

આ મૂળહકો દરેક નાગરિકની સ્વતંત્રતા જાળવવાને માટે અને તેની સાથોસાથ આખા સમાજનું કે પ્રજાનું કલ્યાણ પ્રેરવા સારુ છે. તે હકો પ્રજામાં સ્વચ્છંદ પ્રેરવા માટે નથી હોતા. તેથી કરીને, જ્યાં તેમનો દુરુપયોગ થાય એમ હોય, ત્યાં આગળ રાજ્યસત્તા તેને સારુ ઘટતી મર્યાદા આંકે છે. એથી કરીને નાગરિક અને પ્રજા બેઉ મૂળહકોનો સારી રીતે લાભ ઉઠાવી, પોતાનું કામ કરી શકે છે.

આવા મૂળહકો ભારતના બંધારણમાં નક્કી કરવામાં આવ્યા છે. અને તેમાં કહેવામાં આવ્યું છે કે, આ હકો સામે જતા કે તેમને ઉવેખતા જે કોઈ જૂના કાયદાકાનૂનો હોય તે બધા, તે પૂરતા, રદ થાય છે. અને ભવિષ્યને માટે જણાવવામાં આવ્યું છે કે, બંધારણે આપેલા આ મૂળહકોને લઈ લે કે તે

ઉપર કાપ મૂકે એવો કોઈ કાયદો રાજ્ય નહીં કરે; અને કરશે તો તે રદ ઠરશે.

આ મૂળહકો નીચે મુજબ વિભાગ પાડીને ગોઠવવામાં આવ્યા છે —

૧. સમાનતાનો હક,
૨. સ્વતંત્રતાનો હક.
૩. શોષણ સામે હક,
૪. ધર્મની સ્વતંત્રતાનો હક,
૫. સંસ્કૃતિ અને શિક્ષણનો હક,
૬. મિલકતનો હક,
૭. બંધારણપૂર્વક પગલાંનો હક.

આ સાત વિભાગોમાં બંધારણે નાગરિકને અનેક પ્રકારના મૂળહકો આપ્યા છે. તે શા છે એ હવે ક્રમવાર જોઈશું.

૨૦–૫–'૫૦ મગનભાઈ દેસાઈ

# એકનાથની જાત્રા

મહારાષ્ટ્રમાં એકનાથ નામના જાણીતા સંત થઈ ગયા. તે વખતે ઘણા ભાવિક લોકો કાશી જઈ, ત્યાંથી ગંગાજળની કાવડ ભરી, પગપાળા છેક દક્ષિણે રામેશ્વર જતા. અને તે ગંગાજળ રામેશ્વરને ચડાવતા. એ એક ભારે જાત્રા ગણાતી.

એકનાથ પણ કેટલાક સોબતીઓ સાથે કાશી ગયા. ત્યાંથી ગંગાજળની કાવડ ભરી તે ચાલતા રામેશ્વર જવા નીકળ્યા.

રસ્તામાં એક જગાએ એકનાથ એકલા આગળ ચાલતા હતા અને તેમના સોબતીઓ પાછળ ભિક્ષા માટે રોકાયા હતા. એટલામાં એક ગધેડો તરસથી તરફડતો રસ્તામાં પડેલો એકનાથે જોયો.

આજુબાજુ દૂર સુધી ક્યાંય પાણી મળે તેવું દેખાયું નહીં. એકનાથે તરત પોતાની કાવડમાંનું બધું ગંગાજળ તે ગધેડાને પાઈ દીધું. પાણી પીવાનું મળતાં જ ગધેડો કંઈક સ્વસ્થ થયો, અને ધીમે ધીમે ઊભો થઈ, ચાલ્યો ગયો.

થોડી વારમાં એકનાથના સોબતીઓ ત્યાં આવી પહોંચ્યા. એકનાથની કાવડ ખાલી પડેલી જોઈ તેમણે એકનાથને પૂછ્યું, 'આમાંનું ગંગાજળ ક્યાં ગયું?'

એકનાથે જવાબ આપ્યો: 'અહીં

એક ગધેડો તરસે તરફડતો પડયો હતો. આજુબાજુ ક્યાંય પાણી મળે એમ હતું નહીં, એટલે મેં મારી કાવડમાંનું ગંગાજળ તેને પાઈ દીધું.'

સોબતીઓ બોલ્યા: 'પણ એ ગંગાજળ તો રામેશ્વર લઈ જઈ ભગવાનને ચડાવવાનું હતું. હવે તમારી જાત્રા અધૂરી રહેશે, અને તમને પુણ્ય પણ નહીં મળે.'

એકનાથે કહ્યું: 'ભલે મારી જાત્રા અધૂરી રહે; તથા ભલે મને પુણ્ય ન મળે. પરંતુ મારી પાસે કાવડમાં જળ હોવા છતાં, એ ગધેડાને તરસે મરવા દઉં એ પણ ઠીક શી રીતે કહેવાય? ભગવાન એ બધે રહે છે એમ કહેવાય છે, તો આ તરફડતા ગધેડામાં પણ હોવા જ જોઈએ. એટલે મારું ગંગાજળ ભગવાનને જ મેં ચડાવ્યું છે. એ ગધેડાને પાણી વિના મરવા દઈ, ગંગાજળ ઊંચકીને રામેશ્વર લઈ ગયો હોત અને રામેશ્વર ભગવાનને ચડાવ્યું હોત તો તેથી કશું વિશેષ પુણ્ય થાત નહીં!'

ગોપાલદાસ પટેલ

## બે ખાનાંનો પરિગ્રહ

ઈ. સ. ૧૯૪૭ની ૩૦મી માર્ચના રોજ પૂ૦ બાપુજીને, નોઆખાલી બિહારના યજ્ઞમાં ઝંપલાવ્યા પછી પહેલવહેલું જ લૉર્ડ માઉન્ટબૅટનને મળવા જવાનું થયું. વાઈસરૉયે તો પૂ૦ બાપુજીને વિમાનમાં મળવા બોલાવેલા. પણ "જે વાહનમાં કરોડો ગરીબો મુસાફરી ન કરી શકે તેમાં મારાથી કેમ બેસાય?" એમ કહી તેમણે તેનો ઇન્કાર કર્યો. અને "ટ્રેનમાં પણ હું તો મારું કામ સારી રીતે કરી લઉં છું, એટલે હું તો આગગાડીમાં જ આવીશ," એવો નિશ્ચય કર્યો.

ગરમી અસહ્ય હતી. ચોવીસ કલાકનો રસ્તો હતો. વળી સ્ટેશને સ્ટેશને આ પરમ પિતાનાં દર્શન કરવા હજારોની મેદની જામતી. છતાં કંઈ પણ તકલીફની એમને ક્યાં ખેવના હતી! એમણે મને બોલાવીને કહ્યું:

"જો, આ યજ્ઞમાં તું એકલી જ મારી સાથે છે એટલે દિલ્હીમાં હું પહેલવહેલો જાઉં છું. મેં નોઆખાલી જતાં તો નિશ્ચય કર્યો હતો કે ત્યાં જ 'કરવું અથવા મરવું', અને સાથીઓને

છૂટા કર્યા. પણ તને આ મારા યજ્ઞમાં ભાગીદાર બનવા માટે મેં રજા આપી. તું સાથે જ રહી એટલે જેમ નોઆખાલીમાં બધાને છોડીને આવ્યો તેમ જ અહીં બિહારમાં પણ. બાકી દેવપ્રકાશ, હુજર (એ નામના એક મુસલમાન ભાઈ) વગેરે છે તે અને મૃદુલાબહેન રહેશે. મૃદુલાબહેન મારા વતી બધું જ સંભાળશે અને કામ કરશે. પણ તને છોડીને કેમ જવાય? એ તું પણ નહીં ઇચ્છે. એટલે તારે મારી સાથે આવવાનું રહ્યું. ઓછામાં ઓછો સામાન અને નાનામાં નાનો ત્રીજા વર્ગનો ડબ્બો પસંદ કરવાનો. પણ જોજે, આમાં તારી ખૂબ કસોટી છે હો!"

મેં સામાન તો ઓછામાં ઓછો લીધો. પણ સ્ટેશને સ્ટેશને પૂ૦ બાપુજીનાં દર્શનાર્થીઓની એટલી ભીડ જામશે કે ઘડીયે એમને આરામ નહીં મળે. વળી હરિજનફંડ પણ મારે ગણવું પડશે અને એ બધો અવાજ આવશે. આમ વિચારીને મેં બે ખાનાંવાળો ડબ્બો પસંદ કર્યો. એકમાં સામાન રખાવ્યો અને બીજામાં પૂ૦ બાપુજીને સૂવાબેસવાનું રાખ્યું.

પટણાથી દિલ્હી જતી ટ્રેન સવારે ૯–૩૦ વાગ્યે ઊપડે. બાપુજી અને હું ૯–૨૫ વાગ્યે સ્ટેશને આવ્યાં. લોકોની ભીડ અસહ્ય હતી. પણ અમે ચડી ગયાં. બાપુજી તો એકએક મિનિટનો સદુપયોગ કરનારા, એટલે પાંચ મિનિટમાં હરિજનફંડ ઉઘરાવી નાખ્યું. ૯‌૫ વાગ્યે ટ્રેન ચાલી.

ગરમીના દિવસોમાં બાપુજી બપોરનું ભોજન ૧૦ વાગ્યે લેતા. હું બીજા ખાનામાં જઈ સામાન ખોલી પૂ૦ બાપુજી માટે ખાવાનું તૈયાર કરવા ગઈ. થોડી વારે પૂ૦ બાપુજીવાળા ખાનામાં આવી. બાપુજી તો લખવામાં પડ્યા હતા. મને પૂછ્યું, "ક્યાં હતી?" મેં કહ્યું, "અહીં ખાવાનું તૈયાર કરતી હતી." તેમણે મને બારીએથી બહાર નજર નાખી જોવાનું કહ્યું. મને પણ જરાક ભાન આવી ગયું કે કંઈક મારી ભૂલ થઈ લાગે છે. મેં બહાર જોયું તો લોકો લટકતા હતા. મને મીઠો ઠપકો મળ્યો:

"આ બીજા ખાનાનું તેં કહ્યું હતું?"

મેં કહ્યું: "હા બાપુજી. હું અહીં જ બધું કામકાજ કરું—સ્ટવ પર દૂધ

ગરમ કર્યું, વાસણો સાફ કર્યું, તેથી આપને તકલીફ પડશે એમ જાણીને મેં બીજા ખાનાનું કર્યું."

"કેવો લૂલો બચાવ છે? આંધળો પ્રેમ તે આનું નામ. તને ખબર છે કે મને એરોપ્લેન ઉપરાંત સ્પેશિયલ ટ્રેન, તકલીફ ન પડે માટે કહેવામાં આવેલ. એક સ્પેશિયલ પાછળ કેટલી ગાડીઓ રોકાય અને કેટલા હજારનું ખર્ચ થઈ પડે? એ મને કેમ પોસાય? હું તો લોભિયો રહ્યો. તેં આજે તો વઘારાનું ખાનું માગ્યું, પણ સલૂન માગ્યું હોત તો તે પણ મળત; પણ એ તને શોભત કે? એટલે તેં બીજું ખાનું લીધું, તે પણ સલૂન માગ્યા બરાબર છે. હું જાણું છું કે, તું આ બધું મારા ઉપરના અત્યંત પ્રેમને વશ થઈને કરે છે. પણ મારે તો તને ઊંચે ચડાવવી છે, નીચે નથી પછાડવી, એ તારે સમજવું જોઈએ. અને એ સમજી હો તો હું તને કહી રહ્યો છું અને તારી આંખમાંથી પાણી પડી રહ્યાં છે તે ન પડવાં જોઈએ. હવે એનું પ્રાયશ્ચિત્ત એ જ કે, તું બધો સામાન અહીં ખસેડી લે અને આગળનું સ્ટેશન આવે ત્યારે સ્ટેશન-માસ્તરને મારી પાસે બોલાવજે."

હું તો થર થર કાંપતી હતી. સામાન તો ખસેડયો. પણ મને પૂ૦ બાપુજીની ચિંતા પેઠી હતી કે હવે કેમ થશે? ઘણી વખત આવી નાની ભૂલ ભલે બીજાની હોય, પણ એ પોતાની જ ગણે અને એકાદ ટંક ખાવાનું પણ છોડે, એ મોટી ચિંતા હતી.

વળી ટ્રેનમાં લખવાનું, વાંચવાનું, માટી લેવાનું, કાંતવાનું, મને ભણાવવાનું વગેરે બધું જ કામ! એટલું ઘરમાં થાય તેટલું જ ટ્રેનમાં મુસાફરીમાં પણ ચાલુ રહે!

અંતે સ્ટેશન આવ્યું. સ્ટેશન માસ્તરને બોલાવ્યા. બાપુજીએ એને મારું પરાક્રમ કહ્યું કે, "આ છોકરી મારી પૌત્રી છે, પણ બિચારી ભોળી ભલી છે. હજુ મને કદાચ સમજી નહીં હોય, તેથી જ આ બે ખાનાં પસંદ કર્યાં. એમાં એનો દોષ નથી. દોષ મારો જ. મારી કેળવણી એટલી અધૂરી કહેવાય! હવે મારે અને એણે બન્નેએ પ્રાયશ્ચિત્ત કરવું રહ્યું. એટલે આ ખાનું ખાલી કરી નાખ્યું છે. તેનો ઉપયોગ તમે કરજો

પેસેન્જરો લટકે છે તેને માટે કરો; અને તો જ મારું દુઃખ હળવું થશે."

સ્ટેશન-માસ્તરે ઘણી આજીજી કરી, પણ બાપુજી ક્યાં માને તેવા હતા? સ્ટેશન-માસ્તરે ત્યાં સુધી કહ્યું કે, "હું એ લોકો માટે બીજો ડબ્બો જોડાવી દઉં."

બાપુએ કહ્યું: "બીજો ડબ્બો તો જોડવો જ જોઈએ, પણ આનો ઉપયોગ કરી લો. જે ન જોઈતું હોય છતાં વધારે મળે છે તે વાપરવું, તેમાં હિંસા છે. મળતી સગવડનો દુરુપયોગ કરાવી આ છોકરીને તમે બગાડવા માગો છો?" બિચારા સ્ટેશન-માસ્તર ઝંખવાણા પડી ગયા અને અંતે બાપુજીનું કહેવું માનવું પડ્યું.

એ તો હિંદુસ્તાનના પિતા હતા. એ સગવડ ભોગવે અને એમનાં બાળકો લટકે તે એમનાથી કેમ ખમાય? એટલે લટકતા લોકોને જગ્યા મળી.

('બાપુ—મારી મા'માંથી) મનુબહેન ગાંધી

## બાપુની જીવદયા

બાપુને હિન્દુસ્તાન આવ્યે ઝાઝા દિવસ નહોતા થયા. કોઈ કારણે એમને મુંબઈ જવાનું થયું. ત્યાં તાવ આવ્યો. તેઓ રેવાશંકરભાઈના મણિભવનમાં ઊતર્યા હતા. મહાદેવભાઈ એમની સેવામાં હતા. એક દિવસ તાવ સનેપાત સુધી પહોંચ્યો. તેમાં જ રાત્રે મહાદેવભાઈને જગાડીને કહેવા લાગ્યા, 'મહાદેવ, આ બંગાળીઓ કલકત્તામાં કાલીને નામે કાલીઘાટના મંદિરમાં પશુહત્યા કરે છે. એમને કેવી રીતે સમજાવી શકાય કે એ ધર્મ નથી, મહા અધર્મ છે? ચાલ, આપણે બંને જઈને ત્યાં સત્યાગ્રહ કરીએ ને એમને પશુહત્યા કરતા અટકાવીએ. પછી ચિડાયેલા બંગાળી બ્રાહ્મણો આપણા પર તૂટી પડશે ને આપણા ટુકડેટુકડા કરી નાખશે. આ પશુહત્યા અટકાવવામાં આપણા પ્રાણ જાય તોયે શું!'

આ વાત મેં ખુદ મહાદેવભાઈને મોઢે સાંભળી હતી.

('બાપુની ઝાંખી'માંથી) કાકા કાલેલકર

# પૂરું થતું પખવાડિયું

શ્રી ચક્રવર્તી રાજગોપાલાચાર્ય તથા આસામના હાલના ગવર્નર શ્રીપ્રકાશની ભારત સરકારના પ્રધાનમંડળમાં નિમણૂક કરવામાં આવી છે. નવા નિમાયેલા બંને પ્રધાનો મે મહિનાના અંતમાં પોતાના હોદ્દાનો ચાર્જ સંભાળી લેશે.

આસામના ગવર્નર તરીકે શ્રીપ્રકાશને સ્થાને શ્રી જયરામદાસ દોલતરામની નિમણૂક કરવામાં આવી છે.

નાણાપ્રધાન ડૉ. જોન મથાઈ મે માસની આખરે પોતાના હોદ્દા પરથી છૂટા થયા છે. તેમની જગાએ શ્રી. ચિંતામણ દેશમુખની નાણાપ્રધાન તરીકે નિમણૂક કરવામાં આવી છે.

પુનર્વસવાટખાતાના પ્રધાન શ્રી મોહનલાલ સકસેનાની જગાએ પાર્લમેન્ટના સભ્ય શ્રી. અજીતસિંહ જૈનની નિમણૂક કરવામાં આવી છે.

ભારત સરકારે રાજ્યની સરકારોને માધ્યમિક શાળાઓમાં રાજભાષા હિંદીને એક ફરજિયાત વિષય તરીકે રાખવાની સૂચના આપી હોવાની ખબર છે.

મુંબઈ પ્રાંતના પુરવઠા પ્રધાન શ્રી દિનકરરાય દેસાઈએ પહેલી જૂનથી કેરોસીન પરથી અંકુશ ઉઠાવી લેવાની જાહેરાત કરી છે.

ગાંધીજીના જન્મસ્થાન પોરબંદરમાં બંધાયેલા કીર્તિમંદિરની ઉદ્‌ઘાટન ક્રિયા ગઈ તા. ૨૭મીએ સરદાર વલ્લભભાઈ પટેલે કરી હતી.

આવતા માસના પહેલા અઠવાડિયામાં આપણા વડા પ્રધાન પં. જવાહરલાલ નેહરુ ઇન્ડોનેશિયાની મુલાકાત લેશે.

મ૦



મુદ્રક અને પ્રકાશક: જીવણજી ડાહ્યાભાઈ દેસાઈ, નવજીવન મુદ્રણાલય, કાળુપુર, અમદાવાદ

રજિ૦ નં. બી ૫૯૩૩



# લોકજીવન

યથા પ્રજા તથા રાજા

વર્ષ ૨

વાર્ષિક લવાજમ: દેશમાં રૂ. ૩
આસિક ,, ,, રૂ. ૨

અમદાવાદ, ૧૫મી જૂન, ૧૯૫૦

વાર્ષિક લવાજમ: પરદેશમાં
રૂ. ૫; શિ. ૮

સંપાદકમંડળ

મગનભાઈ દેસાઈ — ગોપાલદાસ પટેલ
વિઠ્ઠલદાસ કોઠારી — મણિભાઈ દેસાઈ (તંત્રી)
બબલભાઈ મહેતા — જીવણજી દેસાઈ (વ્યવસ્થાપક)

## અસ્પૃશ્યતા

અંત્યજ અસ્પૃશ્ય છે એવો ધર્મ આપણે કેમ માનીએ છીએ એ મારી બુદ્ધિ ગ્રહણ કરી શકતી નથી, અને એનો વિચાર કરું છું ત્યારે મારું હૃદય કંપે છે. આ અસ્પૃશ્યતા હિંદુ ધર્મનું અંગ કદીયે ન હોઈ શકે એવી સાક્ષી મારો આત્મા પૂરે છે. આટલાં વર્ષો સુધી તેમને અજ્ઞાનપણે અસ્પૃશ્ય ગણીને હિંદુ સંસારે પાપનો થર જમાવેલો છે તે દૂર કરવા આખું જીવન અર્પણ કરવું એ મને જરાયે વધારેપડતું નથી લાગતું.

જો આપણે અસ્પૃશ્યતાનો નાશ નહીં કરીએ તો હિંદુ-ધર્મનો એક દિવસ નાશ જ થવાનો છે એ તમે મારી ભવિષ્ય-વાણી જાણજો.

ગાંધીજી

# આનંદી એંજિનવાળો

એક એંજિનવાળો હતો. રેલવેમાં આગગાડીનું એંજિન હાંકવાનું કામ તે કરતો હતો. પોતાના કામમાં તે ચીવટ રાખતો, અને કદી પોતાનું કામ ચોરીને વર્તતો નહીં. તે નીતિમાન અને પ્રામાણિક હતો.

તેનો ભારે એક ગુણ એ હતો કે, તે સદાય મોજમાં રહેતો. દુઃખમાં પણ તે પોતાનો આનંદ ગુમાવતો નહીં. મિત્રો પણ તેની સોબતમાં આનંદ પામતા. તેમનાં દુઃખ પણ તે પોતાના આનંદી સ્વભાવ અને વિનોદથી ભુલાવી દેતો.

કેટલીક વાર મિત્રો કહેતા, અરે, તું આગની ભઠ્ઠીમાં આખો જનમારો કાઢે છે. એ તને કેમ ગમે છે?

ત્યારે એ કહેતો, એમાં તો ખરી મજા છે. જો, ત્રણે ઋતુ મને શું કરવાની હતી? મારા એંજિન કરતાં ઉનાળો વધારે ગરમ હોય કદી? પછી મને ઉનાળો શું કરી શકે?

ગમે તેવો શિયાળો મારા એંજિનની તાપણીને ટાઢી પાડી શકે? પછી શિયાળો શું કરી શકે?

ચોમાસું લાવી લાવીને શું લાવે? પાણી જ ને! એ તો મારે કોલસા માટે જોઈએ જ. અને ધગધગતા એંજિનને કે તેની પાસે બેઠેલા મને તે આછું પલાળવાનું હતું?

અને રોજ રોજ નવાં નવાં ગામ, નવાં નવાં માણસો જોતા જોતા, બસ, ફરવાનું! અને લોકોને જ્યાં જવું હોય ત્યાં સંભાળીને લઈ જવાના. તેમને જોઈતો દાણોપાણી, ફળફૂલ, સરસામાન બધું પહોંચાડવાનું. આમાં દુઃખ શું છે? આ કામમાં તો મજા જ મજા છે.

આમ એ એંજિનવાળો હરેક વાતમાં મજા માણતો.

આથી એના કેટલાક મિત્રો ચિડાતા. એમને થતું કે, આ તો કદી કશામાં દુઃખ માનતો જ નથી!

એક વાર એવું બન્યું કે, પેલા એંજિનવાળાની ગાડીને અકસ્માત નડયો. તેમાં તે ઊથલીને નીચે પડી ગયો. તેથી તેના પગને એવી ઈજા થઈ કે દાક્તરને તેનો એ પગ કાપી નાખવો પડયો. પરિણામે, એંજિનવાળો લંગડો થયો. પેલા તેના ચિડાતા મિત્રોને થયું કે, હવે તો તે જરૂર દુઃખી થયો હશે. તેને મળવા તેઓ ઇસ્પિતાલમાં ગયા. એક ખાટલા ઉપર એંજિનવાળો સૂતો હતો. જાંઘેથી પગ કાપેલો હતો. તે જગાએ પાટો બાંધ્યો હતો. તે ખાટલા ઉપર પડયો પડયો વાંચતો હતો. મિત્રો આવેલા જોઈને ચોપડી તેણે બાજુએ મૂકી, તેમને હસીને આવકાર આપ્યો, 'આવો, કેમ છે? બધા મજામાં છો ને?'

મિત્રો કહે, અમે તારી ખબર જોવા આવ્યા છીએ. ત્યારે તું તો ઊલટો અમારી ખબર પૂછે છે! કેમ છે તને? અમે તો મજામાં છીએ.

એંજિનવાળો — ખૂબ મજા છે. બસ સૂતા રહેવાનું. જે જોઈએ તે સૂતાં સૂતાં જ મળે. ખાટલેથી પાટલે અને પાટલેથી ખાટલે જવું તે પણ કોણ કરે? મારે તો બધું જ ખાટલા ઉપર. બેઠો પણ શું કામ થાઉં! બસ સૂતા છીએ. રાજાને પણ આવું સુખ તો નહીં હોય!

મિત્રો — પણ અલ્યા, એમાં તેં શું સુખ ભાળ્યું? પગ જેવો પગ ગયો, તે હવે ફરી આવવાનો છે? એટલું તો જો કે, હવે તું લંગડો થયો!

એંજિનવાળો — અરે યાર, લંગડો થયો તે ના-લંગડો ઓછો થવાનો છું! પણ એક મોટો ફાયદો થયો તે તું કેમ જોતો નથી? હવે મારે એક જ જોડો જોઈએ; બીજા જોડાનું ખર્ચ બચ્યું!

મિત્રો કહે, 'તું તો એવો ને એવો જ રહ્યો! ચાલ હવે જઈએ. ફરી પાછા આવીશું.

'જય જય!'

'જય જય! આવજો. બધાને ખબર પૂછજો. અને કહેજો કે, કામકાજ મૂકીને અહીં ના આવે, હું તો મજામાં છું.'

૧-૬-'૫૦ મગનભાઈ દેસાઈ

## આપણી શરમ

એક તાલુકાના મથકની સુધરાઈના હરિજન સભ્યે ફરિયાદ કરી, 'હું મારા ગામની સુધરાઈમાં સભ્ય છું. અમારે ત્યાં સુધરાઈના સભ્યો મીટિંગ વખતે અવારનવાર ચા પીતા. મને સભાસદ તરીકે બેઠા પછી એકાદ વાર આ પ્રથા ચાલી. હવે મારે કારણે આ પ્રથા બંધ થઈ છે.'

એક બીજા ગામડાના હરિજને ફરિયાદ કરી કે, 'અમારા ગાળામાં હરિજનોને પીવાના પાણીનું દુઃખ રહે છે. પણ વરસાદની ખેંચને કારણે કદાચ ગામના કૂવાઓમાં પાણી ખૂટે અને હરિજનોને કૂવે પાણી હોય અગર અમારા કૂવાઓનું પાણી વધારે સારું જણાય તો ગામલોકો અમારા કૂવાનો કબજો લેતાં સંકોચાતા નથી!'

સગવડિયા ધર્મના આ નમૂનાઓ હિંદુ તરીકે ઓળખાવતા સમાજને શરમ અને ભાર રૂપ છે. તેમાંથી હિંદુ સમાજ વહેલો મુક્ત થાય તેમાં તેની શોભા છે.

પરીક્ષિતલાલ

# ગામનો મુખી

મધુપુર ગામના મુખી રામદાસ બહુ ભલા માણસ હતા. જ્યારે તે ઘરડા થયા ત્યારે તેમણે ગામના લોકોને કહ્યું કે તમે હવે બીજા કોઈ જુવાન માણસને મુખી બનાવો. હું ઘરડો થયો હોવાથી હવે મારાથી કામ થતું નથી.

ગામના લોકોએ કહ્યું : તમે જ કોઈ સારો માણસ પસંદ કરી આપો.

રામદાસે ચાર જુવાન માણસોને પસંદ કરીને બોલાવ્યા. તેમની સાથે વાતો કરી. પછી તેમને કહ્યું કે આજે સાંજે તમે તળાવની પાળ જોવા જજો. એક જગાએથી પાણી નીકળે છે અને રસ્તામાં કાદવ થયો છે એમ મેં સાંભળ્યું છે. તમે જોઈ આવશો પછી શું કરવું તેનો આપણે સૌ વિચાર કરીશું.

પેલા ચારે જણ સાંજના તળાવની પાળ જોવા નીકળ્યા. સામી બાજુએ પહોંચ્યા ત્યારે તેમણે જોયું કે, એક ગાડું કાદવમાં કળી ગયું છે, અને ગાડાવાળો ઘણી મહેનત કરે છે છતાં ગાડું ત્યાંથી ખસતું નથી.

તે ચારમાંથી ત્રણ જણા તો આગળ ચાલતા થયા. તેમણે કહ્યું કે, એવા કાદવમાં કપડાં બગાડવા કોણ આવે? કોઈ મજૂર-બજૂર આ તરફ થઈને જાય તેને બોલાવજો.

પણ ચોથો મનોહર તરત કાછડો વાળી અને બાંયો ચડાવી કાદવમાં પેઠો અને ગાડાના પૈડાને ધકેલવા લાગ્યો. થોડી વારમાં ગાડું કાદવમાંથી બહાર નીકળી ગયું.

બધી ધમાલ પરવાર્યા બાદ મનોહરની નજર ગાડાવાળાની

નજર સામે ભેગી થઈ. તો તે મુખી રામદાસ પોતે જ હતા. તેમણે ખેડૂત જેવાં કપડાં પહેરેલાં હતાં. તે હસતા હસતા બોલ્યા, ગામના સૌને મદદ કરવા તૈયાર થનાર તારા જેવો જુવાન જ ગામનો મુખી થવાને લાયક છે. પોતાનાં કપડાં બગડવાની બીકે ગાડાના બળદને તથા ગાડાવાળાને મદદ કરે નહીં, તેને ગામનો મુખી શી રીતે બનાવાય?

બીજે દિવસે મધુપુર ગામને નવો મુખી મળી ગયો.

ગોપાલદાસ પટેલ

## મૃગ અને તેનું બચ્ચું

મૃગલીનું બચ્ચું એક વાર તેની માને કહે, 'મા, તું કૂતરા કરતાં મોટી છે. દોડે છે પણ તેના કરતાં કયાંય ઝપાટામાં: પવનવેગે જ દોડે છે કહેવાય. વળી તારે શીંગડાં છે. માથું વીંઝે તોય કૂતરાને ગબડાવી દે. તોપણ તું કૂતરાથી શું કામ ડરે છે? એની સામે થાય તો?'.

મૃગલી કહે, 'બેટા, તારી બધી વાત સાચી છે. આપણી જાતને દોડવામાં કોણ હરાવી શકે? માથું મારીએ તો શીંગડાં જરૂર કૂતરાને વાગે ને તે ભાગે. પણ વાત એમ છે કે, કૂતરું ભસતું સાંભળતાંની સાથે મારા મોતિયા જ મરી જાય છે. પગને કહેવુંયે નથી પડતું,- ને તે લાગલા જ ભાગવા માંડે છે. અને મનમાં સામે થવાની વાત જ ન ઊઠે, પછી શું થાય?'

બચ્ચું– પણ સામે થવું જોઈએ. મા, તારી શક્તિ ઓછી નથી.

મા – બેટા, તું મોટું થા; પછી એ આપણે જોઈશું.

હિંમત અને બહાદુરી કાંઈ દલીલ અને તર્કની બાબત નથી. તર્કથી જો બહાદુર થવાતું હોય તો કોણ કાયર કે બાયલું રહે?

૮-૬-'૫૦ મગનભાઈ દેસાઈ

## મધ અને માખ

મધનો શીશો ફૂટી જવાથી મધ ઢોળાયું. તે ખાવાને માટે માખો તેની ઉપર બેસવા લાગી. મધની મીઠાશનું તો પૂછવું જ શું ? માખો તે ખાવાના લોભમાં ને લોભમાં બેસતી ગઈ અને ખાતી ગઈ. અને ધીમે ધીમે તેમાં કળતી પણ ગઈ. સ્વાદની લહેરમાં એનું ભાન તેમને ન રહ્યું.

ખાઈ ખાઈને ક્યાં સુધી ખાય? થાકીને માખો ઊડવા જાય છે, તો પગ તો ઘટ્ટ મધમાં કળી ગયા હતા! કેમ કરીને પછી ઊડે! ત્યારે તેમને ભાન આવ્યું કે, 'આપણે તે કેવી મૂરખ કે થોડીક વારની ખાવાની લહેરમાં જીવ જેવો જીવ જોખમાઈ બેઠી!'

ઇંદ્રિયોનાં સુખમાં ફસાય તો માણસનું પણ આવું જ થાય છે.

૮-૬-'૫૦ મગનભાઈ દેસાઈ

## ભલાઈ અને બૂરાઈ

આપણે ઘણી વાર કંટાળીને કહીએ છીએ: 'આ ભલાઈનો જમાનો નથી. ભલાઈ કરવા જઈએ તો અટવાઈ જ જઈએ. આખી દુનિયા બૂરાઈ ઉપર નભેલી છે. જેવાની સાથે તેવા થઈએ તો જ આપણાથી આ દુનિયામાં જીવી શકાય.' આમ મને કે કમને આપણે એ માર્ગે ઘસડાઈએ છીએ અને મનને જેમ તેમ સમજાવી એને છેતરીએ છીએ.

પણ મોટાભા થઈને આપણાથી નાના હોય એના કાજી થવું પડે ત્યારે આપણે મોટી મોટી વાતો કરીએ છીએ. ધારો કે સાત–આઠ વરસનો આપણો છે.કરો કે નાનો ભાઈ ઝાડ પરથી પડીને હાથ ભાંગી રડતો રડતો ઘેર આવે તો આપણે ખિજાઈને કહીએ છીએ: 'તને કેટલી વાર કહ્યું કે જરા સારી રીતે રહે. પણ તારી સમજમાં એ ક્યાં ઊતરે છે! ઝાડ પર ચડવાની શી જરૂર હતી?'

તે રડતો રડતો કહે: 'હું ક્યાં એકલો ઝાડ પર ચડયો હતો? બધા

'છોકરા ચડયા હતા એટલે હું પણ ચડયો.'

આપણે વધારે ગુસ્સે થઈને કહીએ છીએ: 'બધા કૂવામાં પડે એટલે તારે પણ પડવું, ખરું ને!'

પરંતુ પોતે તો બીજા બધાની સાથે બૂરાઈના કૂવામાં પડે જ છે! જે સારા માણસો હોય છે એમની ભલેને બીજા નિંદા કરે કે સ્તુતિ કરે, એમનું આજે મરણ આવે કે વરસો પછી; પરંતુ તેઓ તો ભલાઈને કદી છોડતા જ નથી. બૂરાઈમાં ભલે સુખ દેખાતું હોય, પણ એ ત્યાજ્ય છે.

એક વખત હજરત મહંમદ પેગંબર સાહેબ નદીમાં નાહતા હતા. તેવામાં તેમણે એક વીંછીને પાણીમાં તણાતો જતો જોયો. એ બાપડો તરફડિયાં મારતો હતો. પેગંબર સાહેબને દયા આવી. તેમણે પેલા તણાતા વીંછીને હાથમાં લઈ બહાર કાઢવા માંડયો. ત્યાં તો વીંછીએ તેમને ડંખ માર્યો ને પાછો પાણીમાં પડી તણાવા લાગ્યો.

મહંમદ સાહેબનું હૈયું દયાળુ હતું. હાથ પર વીંછી કરડયો હતો તોયે વીંછીના વિચારમાં પોતાની એ વેદના ભૂલી ગયા. તેમણે ફરીને વીંછીને કાઢવા માંડયો. ફરીને પાછો વીંછી એમને કરડયો અને પાણીમાં પડયો.

બીજા ડંખની પણ દયાળુ પેગંબર સાહેબ પર અસર ન થઈ. તેમણે ત્રીજી વાર પેલા મરવા પડેલા વીંછીને કાઢવા પ્રયત્ન કર્યો.

આ બધું એક ભાઈ કિનારે ઊભા ઊભા જોતા હતા. તે બોલ્યા: 'અરે, મહંમદ સાહેબ, આ દુષ્ટ પોતાની દુષ્ટતા છોડતો નથી. ભલાઈનો બદલો બૂરાઈથી આપે છે. એ દુષ્ટને મરવા દો ને!'

પેગંબર સાહેબ શાંતિથી બોલ્યા: 'એ એની દુષ્ટતા નથી મૂકતો તો પછી હું મારી ભલાઈ કેમ મૂકું!'

આ જ જીવનનો સાચો માર્ગ છે. આપણે આપણી ભલાઈ જાળવી રાખીએ તો આજે આપણને જે હાડમારીઓ, જે મુશ્કેલીઓ અને દુઃખો સહન કરવાં પડે છે એ બધાંનો અંત આવે. આપણે આ બધું જાણીએ છીએ તોયે એને આપણે જીવનમાં ક્યાં ઉતારીએ છીએ!

મુકુલભાઈ

# ત્રણ ભાઈઓ

જાપાનમાં એક ડોસીમા હતાં. તેમને ત્રણ છોકરા હતા. માજી બહુ ઘરડાં થઈ ગયાં હતાં એટલે તેમનાથી કંઈ જ કામ થઈ શકતું નહીં. ત્રણેય છોકરા રાતદિવસ વૈતરું કરતા છતાં પેટપૂરતું કમાઈ શકતા નહીં. તેઓ પોતાની માને અધભૂખી જોઈ બહુ દિલગીર થતા.

તે વખતે જાપાનમાં ચોરનો ઉપદ્રવ બહુ હતો. એટલે રાજાએ ઢંઢેરો પિટાવ્યો હતો કે, જે એક ચોરને પકડી લાવશે તેને ઇનામ મળશે.

એ ઇનામનો લાભ લેવા માટે સૌથી નાના ભાઈએ પોતાના બે મોટા ભાઈઓને કહ્યું, 'હું ખેતરમાં સારી રીતે કામ કરી શકતો નથી. મારા હાથ બાંધીને મને ન્યાયાધીશની પાસે લઈ જાઓ. મને ચોર ગણી તે જેલમાં પૂરશે. અને તેના બદલામાં તમને ઇનામ મળશે. અને તેમાંથી માને પૂરતો ખોરાક આપી શકાશે. મને જરૂર મારી નાખવામાં તો આવશે જ, પરંતુ મા માટે મરતાં કોને ગર્વ ન થાય!'

બીજા ભાઈઓ પોતે જેલમાં જવા ઇચ્છતા હતા પરંતુ નાનાએ કહ્યું કે, તમારાથી તો માને મદદ મળી રહે છે અને તમે જાઓ તો એટલી કમાણી ઘટી જાય. તેઓ રોકાઈ ગયા.

છેવટે નાના ભાઈને બાંધીને ન્યાયાધીશની સામે ખડો કર્યો.

એને અંધારી કોટડીમાં પૂરી દેવામાં આવ્યો. ન્યાયાધીશે પેલા બે ભાઈઓને પાછા ફરતી વખતે ખૂબ જ ગમગીન થઈ ગયેલા જોયા. એટલે તે એમની પાછળ પાછળ છાનોમાનો ચાલવા લાગ્યો. છોકરા આટલા બધા દિલગીર કેમ થઈ ગયા તે વિષે એને આશ્ચર્ય થવા લાગ્યું.

ઘેર પહોંચતાં જ તેઓ ધ્રૂસકે ને ધ્રૂસકે રોવા લાગ્યા અને પોતાની માને બધી વાત જણાવી. ન્યાયાધીશ બારણે ઊભો ઊભો બધી વાત સાંભળી રહ્યો હતો. તેણે પાછા ફરી પેલા નાના છોકરાને છોડી મૂક્યો અને ડોસીમાના નિભાવ માટે રાજાને ત્યાંથી રૂપિયાની થેલી મોકલવામાં આવી.

શિવશંકર શુક્લ

# સર્વોદય એટલે ?

આજકાલ 'સર્વોદય'નું નામ ઘણું સંભળાય છે. મુંબઈ સરકારે ગામડાંમાં ચલાવવા માટે કેટલાંક જરૂરી કામોનો એક કાર્યક્રમ તૈયાર કર્યો છે, તેને 'સર્વોદય યોજના' નામ આપ્યું છે. એ જ પ્રમાણે સર્વોદય સંઘ, સર્વોદય સંમેલન, સર્વોદય મેળો વગેરે નામો પણ સાંભળવામાં આવે છે. ગાંધીજીના અવસાન પછી સેવાગ્રામમાં જે મોટું સંમેલન થયું હતું તેણે 'સર્વોદય સમાજ' નામનો એક સંઘ સ્થાપ્યો, ત્યારથી જ્યાં જુઓ ત્યાં સર્વોદય શબ્દ ચાલુ થઈ ગયો છે.

આ શબ્દ મૂળ ગાંધીજીનો જ બનાવેલો છે. એ શબ્દ એમને કેવી રીતે સૂઝ્યો તેની એક મજાની વાત છે. એ શબ્દનો સંબંધ ઈશુ ખ્રિસ્તના ઉપદેશો સાથે જોડી શકાય. ઈશુ ખ્રિસ્તે પોતાના અનુયાયીઓને નીચેની વારતા કહી સંભળાવી હતી :

એક જમીનદાર હતો. તેનાં ખેતરોમાં લણણીનો વખત થઈ ગયો હતો. એટલે તે વહેલી સવારે મજૂરોની શોધમાં બજારમાં જઈને ઊભો રહ્યો, અને કામની શોધ કરતો જે કોઈ મજૂર મળ્યો તેને તેણે ખેતરમાં રવાના કર્યો. આમ સવારના છ સાત વાગ્યાથી માંડીને સાંજ સુધી જેટલા મજૂરોએ કામની માગણી કરી તે બધાને તેણે કામે મોકલ્યા. કેટલાક મજૂરો સવારના છ વાગ્યે કામે ચડયા હતા, કેટલાક સાત વાગ્યે, કેટલાક આઠ વાગ્યે અને કેટલાક તો છેક સાંજે ચાર પાંચ વાગ્યે જ ખેતરે પહોંચ્યા હતા. દિવસ પૂરો થતાં બધાને મજૂરી ચૂકવવાનો વખત આવ્યો ત્યારે જમીનદારે સૌને સરખી મજૂરી ચૂકવી. એટલે કે સવારે છ વાગ્યે આવનારને ચાર આના આપ્યા તો સાંજે પાંચ વાગ્યે આવનારને પણ પૂરા ચાર આના આપ્યા. આ જોઈને જેઓ સવારથી કામે ચડયા હતા તેમને ખોટું લાગ્યું. તેમણે કહ્યું, 'આ આપનો ન્યાય કેવો ? આ પાછળથી આવેલાઓને અમારા જેટલી મજૂરી કેમ આપી

શકાય?' જમીનદારે જવાબ આપ્યો કે 'ભાઈ, તમને તો પૂરી મજૂરી મળી છે ને! તમારા પૈસા ઘટાડયા તો નથી ને! મોડા આવનારને તમારા જેટલા જ પૈસા આપ્યા તો તે તમારા પડાવી લઈને તો નથી આપ્યા ને! તમને તેમની અદેખાઈ ન આવવી જોઈએ. હું તો સૌથી પાછળ આવનારને પણ જેટલા પૈસા જીવવા માટે તદ્દન જરૂરી છે એટલા પૂરેપૂરા આપીશ.'

આ વારતામાં જમીનદારે ન્યાયના જે સિદ્ધાંતનો ઉપયોગ કર્યો તેને 'છેલ્લા નંબર સાથે સમાનતા'નો સિદ્ધાંત કહે છે. એટલે કે દુનિયામાં જે સૌથી નીચલા વર્ગનો, અશક્ત અને ગરીબમાં ગરીબ માણસ છે—છેલ્લા નંબરનો માણસ છે તેને પણ તેની ખોરાક, પાણી, કપડાં વગેરેની જરૂરિયાતો પૂરી પડે એટલું મળવું જોઈએ; અને પહેલો નંબર માનતો હોય કે તેને જે મળે છે તે ઉચિત, આવશ્યક અને વાજબી મહેનતાણું જ છે તો છેલ્લા નંબરને એથી ઓછું કેમ આપી શકાય? એટલે કે ન્યાય અથવા કાયદો તો એ જ છે કે જીવનની જરૂરિયાતોની બાબતમાં પહેલા ને છેલ્લા નંબર વચ્ચે કશો ભેદ ન પાડવો જોઈએ, બલકે સૌનું હિત જોવું જોઈએ. સૌના ભલા માટે સાહિત્યનો શબ્દ 'સર્વોદય' છે. એટલે આ સિદ્ધાંતને 'સર્વોદય'નો સિદ્ધાંત પણ કહે છે.

ઈશુ ખ્રિસ્તે કહેલી આ વારતા લોકો હજારો વરસ સુધી વાંચી ને સાંભળી. પણ કોઈએ એ વિષે પૂરો વિચાર નહોતો કર્યો. ગયા સૈકામાં ઇંગ્લંડમાં જૉન રસ્કિન નામનો એક પ્રખ્યાત લેખક થયો. તેણે આ વારતા પર ખૂબ ચિંતન કર્યું અને એ પ્રમાણે વર્તવું હોય તો પોતાનું જીવન કેવી રીતે ગુજારવું તેનો વિચાર કરવા લાગ્યો. ઘણો વિચાર કર્યા પછી તેણે એ વિષે 'અન્ટુ ધિસ લાસ્ટ' નામનું એક પુસ્તક લખ્યું. 'અન્ટુ ધિસ લાસ્ટ' એટલે 'છેલ્લા નંબર સુધી'.

મહાત્મા ગાંધી દક્ષિણ આફ્રિકામાં રહેતા હતા ત્યારે એક મિત્રે તેમને આ પુસ્તક વાંચવા આપ્યું. તેમને એ એટલું ગમી ગયું કે આખી રાત જાગીને તે

વાંચી કાઢ્યું. એ પુસ્તકે એમને એવા પકડી લીધા કે એક અઠવાડિયાની અંદર તેમણે એમાં જણાવેલા સિદ્ધાંતો પ્રમાણે વર્તવાનો નિર્ણય કરી લીધો. તેઓ ત્યારે વકીલાત કરતા હતા. અને તેમાં એમને ઘણા પૈસા મળતા હતા. પણ તેમણે વિચાર કર્યો કે વકીલાતની આવકમાંથી પોતે એક સામાન્ય મજૂરની કમાણી જેટલું જ ખર્ચ કરી શકે. એથી વધારે ખરચ કરવાનો પોતાને કશો હક નથી, કારણ કે દુનિયામાં જે કંઈ છે તેનો માલિક ઈશ્વર છે. એટલે બાકીના બધા પૈસા લોકોના ભલા માટે ખરચવા જોઈએ. આવો વિચાર કરીને તેમણે દક્ષિણ આફ્રિકામાં એક આશ્રમ સ્થાપ્યો જે આજે પણ 'ફિનિક્સ આશ્રમ'ને નામે પ્રખ્યાત છે. ત્યાં મજૂરથી માંડીને માલિક સુધીના સૌને માટે મજૂરીનો દર એકસરખો રાખવામાં આવ્યો. અને બધું કામ મજૂરો અને ઘરના લોકો સાથે મળીને કરવા લાગ્યા.

રસ્કિનના આ પુસ્તકનો ગાંધીજીએ ગુજરાતી તરજુમો બહાર પાડ્યો છે અને તેનું નામ 'સર્વોદય' રાખ્યું. આ રીતે આ નવો શબ્દ આપણી ભાષામાં દાખલ થયો.

સર્વોદયના મુખ્ય સિદ્ધાંતો નીચે પ્રમાણે છે:

૧. તમામ સંપત્તિ ઈશ્વરની છે. કબજેદાર માણસ તેનો કેવળ રખેવાળ અથવા ટ્રસ્ટી છે.

૨. તેનો એણે બરાબર હિસાબ આપવો જોઈએ. એટલે કે તેણે સંપત્તિ સાચવવી જોઈએ, વધારવી જોઈએ અને દુનિયાના ભલા માટે જ વાપરવી જોઈએ.

૩. દરેક માણસે પોતાની રોટી શારીરિક મહેનત કરીને, પોતાના પરસેવાથી કમાવી જોઈએ.

૪. પોતાના કામનું મહેનતાણું પોતાની જરૂરિયાત જેટલું જ લેવું જોઈએ; ભલે દુનિયા તેના કામની કિંમત ગમે તેટલી આંકતી હોય.

૫. ઈશ્વરે પેદા કરેલા સર્વે જીવોને જીવવાનો હક છે. એટલે માણસની જે ઓછામાં ઓછી જરૂરિયાતો ગણાય છે તે તો દરેકને મળવી જ જોઈએ. અને

જરૂર કરતાં વધારે લેવાનો કોઈ ને હક નથી. એટલે બધાં કામની કિંમત સરખી જ સમજવી જોઈએ.

૬. જો કંઈ ભેદ પડે તે જરૂરિયાતોને કારણે જ પડે. જેમ કે વૃદ્ધ, બાળક, બીમાર વગેરે કામ ન કરી શકે, છતાં તેમની જરૂરિયાત વધારે હોઈ શકે. હૃષ્ટપુષ્ટ માણસનો ખોરાક વધારે હોઈ શકે, દૂબળા પાતળાનો ઓછો હશે. લંગડા કે બીમાર માણસને વાહનની જરૂર હોઈ શકે, વગેરે. આમ જેને વધારે લેવું પડે તેની તેમાં લાચારી છે, યોગ્યતા નહીં. એ જ પ્રમાણે કોઈ કામ સારી રીતે થાય એટલા માટે તે કામ કરનારને મકાન, ગાડી, કારકુન વગેરે વધારે આપવાં પડે તો તે તેની મોટાઈ માનીને નહીં, પણ કામની મહત્તા સમજીને આપી શકાય.

ગાંધીજીના મનમાં આ વિચારોએ ઘર કર્યું હતું. હિન્દુસ્તાન આવીને તેમણે જે રચનાત્મક કામો એક પછી એક શરૂ કર્યાં અને જે સંસ્થાઓની સ્થાપના કરી તે બધી આ સિદ્ધાંતો મુજબ જ રચાઈ. આ જ સિદ્ધાંતો પ્રમાણે સર્વોદય સમાજના ઉદ્દેશો ને કાર્ય નક્કી કરવામાં આવ્યું છે.

વર્ધા, ૧૨-૫-'૫૦

કિશોરલાલ મશરૂવાળા

# સમાનતાનો હક

ભારતના રાજબંધારણમાં નાગરિકના મૂળ હકોમાં પહેલો વિભાગ સમાનતા હકનો છે. તેની કલમ ૧૪થી ૧૮માં તે હક દર્શાવ્યો છે.

ન્યાયી રાજ્યનું સૌથી પહેલું લક્ષણ એ છે કે, રાજદરબારમાં બધા જ પ્રજાજનો કે નાગરિકો સરખા ગણાવા જોઈએ. કાયદો સૌને સરખા ગણીને ચાલવો જોઈએ. કલમ ૧૪મી આ સામાન્ય હક બક્ષે છે. અને તેનો વિગતે થોડો વિચાર કરીને જણાવે છે કે,

૧. ધર્મ, નાતજાત, લિંગ, જન્મ, સ્થાન કે એવા કોઈ પણ કારણે રાજ્ય નાગરિકો વચ્ચે ભેદભાવ નહીં રાખે.

૨. એટલે સાર્વજનિક સુખાકારીનાં જાહેર સાધનો, જગાઓ, ધર્મશાળાઓ, કૂવાતળાવ વગેરે વાપરવામાં કોઈ ને કશી રુકાવટ નહીં રહે.

એટલું ખરું કે, સ્ત્રીઓ અને બાળકોને માટે ખાસ કાંઈ જોગવાઈ કરવાની રાજ્યને જરૂર લાગે, તો તેમાં ભેદભાવ કર્યો એમ નહીં ગણવાનું રાખ્યું છે.

૩. સરકારી નોકરીઓ કે કોઈ પદ પરની નિમણૂંકો અંગે પણ કહ્યું છે કે, બધા નાગરિકોને સરખી તક રહેશે. ધર્મ, જાતિ, લિંગ, કુળ, વંશ, વતન કે એવા કોઈ કારણે, કોઈને નોકરીમાં લેવા માટે નાલાયક નહીં ગણાય; અથવા તેથી કરીને ભેદભાવ નહિ રખાય.

આમાં એક અપવાદ રાખ્યો છે અને તે એ કે, એમ લાગે કે, નાગરિકોનો કોઈ પછાત વર્ગ પૂરતા પ્રમાણમાં નોકરીમાં નથી આવતો, તો તેમને માટે અમુક ટકા નોકરી નિયત કરવાનો બાધ નહીં હોય.

૪. આપણા દેશમાં સૌથી મોટી ને ભયંકર અસમાનતા અસ્પૃશ્યતાએ ઊભી કરી છે. બંધારણ કહે છે કે, અસ્પૃશ્યતા નાબૂદ કરવામાં આવે છે. જો કોઈ તે પળાવશે તે ગુનેગાર ગણાશે ને સજાવાર ઠરશે.

૫. ઇલકાબ મારફતે અંગ્રેજ સરકારે કેટલીક ખોટી અસમાનતા ઊભી કરી હતી. બંધારણ કહે છે કે, રાજ્ય કોઈને ઇલકાબ નહિ આપે. ને પરદેશી રાજ્યનો ઇલકાબ પણ કોઈ લઈ નહીં શકે.

લશ્કરી દરજ્જો કે ભણતર બતાવતી પદવીઓ ઇલકાબ ગણાશે નહિ, એટલે તે ચાલુ રહી શકશે.

આમ ટૂંકમાં સૌની સમાનતા સાચવવાને સારુ હકો આપ્યા છે. આ હકો ભોગવવા માટે નાગરિક કેળવણી વધવી જોઈએ. અદાલતોની મદદ પણ તેને માટે લઈ શકાય. પણ તે બધા અંગે ખરું તો પ્રજાએ કરવાનું રહે છે. ભારતનું રાજબંધારણ એટલું સ્પષ્ટ કહે છે કે, દક્ષિણ આફ્રિકા પેઠે આપણા દેશમાં કાળા ગોરાનો વર્ણભેદ નહીં કરી શકાય; તેવો ભેદ કરનારો કાયદો કાયદો જ નહીં ગણાય. એમ પણ નહીં કરી શકાય કે, આ દેશમાં ધર્મવાર ભેદભાવ રાખીશું. હિંદુ, મુસલમાન, શીખ, પારસી, યહૂદી, ખ્રિસ્તી સૌ ધર્મીઓ રાજ્યની નજરમાં સરખા ગણાશે. આ વસ્તુ એવડી મોટી

છે કે તેને માટે ધર્મની સ્વતંત્રતાનો હક બક્ષતી જુદી ખાસ કલમો મૂકી છે. તે તેના ક્રમે હવે પછી જોઈશું.

સમાનતાનો હક નાગરિક માટે પાયાનો એક હક છે. તેવો જ હક તેની સ્વતંત્રતાનો છે. બધા સમાન છે; તેની સાથે દરેક જણ પોતપોતાની ખાસિયત મુજબ નિરાળી અને સ્વતંત્ર વ્યક્તિ છે. તેથી સમાનતા જેટલા જ મહત્ત્વનો સ્વતંત્રતાનો નાગરિક હક છે અને તે બીજો પાયાનો હક છે. તે વિષે હવે પછી.

૮-૬-'૫૦ મગનભાઈ દેસાઈ

## મહાદેવભાઈના બાપુ

આ વાત મેં મહાદેવભાઈને મોઢે સાંભળી છે. ઉત્તર હિંદુસ્તાનમાં મહાદેવભાઈ બાપુ સાથે પ્રવાસ કરતા હતા. ચાલતી ગાડીએ લખવાનો મહાવરો બાપુને છે ને મહાદેવભાઈનું તો પૂછવું જ શું! એક દિવસ સાંજે લખવાનું શરૂ કર્યું તે પાછલી રાત સુધી લખ્યા કર્યું ને કામ પૂરું કરીને સૂતા. પછી સવારે વહેલા ઊઠવાનું બને એમ નહોતું.

સવારે જાગ્યા ત્યારે જોયું તો બાપુએ પોતે વેઈટિંગ રૂમમાં જઈ પોતાના મહાદેવ માટે ચા, દૂધ, ખાંડ, પાઉંરોટી, માખણ બધું મંગાવીને તાસકમાં તૈયાર રાખ્યું હતું. ગાંધીજી પોતે ચા પીતા નહોતા, પણ એમને ખબર હતી કે મહાદેવને ચા વગર ચાલતું નથી. એટલે આ બધી તૈયારી કરી મહાદેવ ક્યારે ઊઠે તેની રાહ જોતા બેઠા. મહાદેવભાઈ જાગ્યા ત્યારે આ બધી તૈયારી જોઈને બહુ શરમાઈ ગયા. એમની ચાની પોલ બાપુજી આગળ ઉઘાડી પડી ગઈ એથી એમને વધારે સંકોચ થયો. પણ બાપુએ આમ તેમની મીઠી મીઠી વાતો કરી તેમનો સંકોચ દૂર કર્યો ને કહ્યું, 'રાતનો થાક પણ ઊતરવો જોઈએ ને!'

('બાપુની ઝાંખી'માંથી) કાકા કાલેલકર

**માણસ ભલે કોઈ શુભ નિશ્ચય ન કરે, પણ વિચારીને કરે તો તેને કદી ન છોડે.**

ગાંધીજી

# પૂરું થતું પખવાડિયું

આપણા વડાપ્રધાન પંડિત જવાહરલાલ ઇંડોનેશિયા પહોંચી ગયા છે. ત્યાં ઇંડોનેશિયાના પ્રમુખ સોકાર્ણોએ એમનું સ્વાગત કર્યું હતું.

આવતા જુલાઈ માસનું પહેલું અઠવાડિયું 'વનમહોત્સવ સપ્તાહ' તરીકે ઊજવવાની અને તે દરમ્યાન એક કરોડ વૃક્ષો રોપવાની અપીલ ખેતીવાડીખાતાના પ્રધાન શ્રી કનૈયાલાલ મુનશીએ કરી છે. તે સપ્તાહની શરૂઆત રાષ્ટ્રપતિ રાજેન્દ્રબાબુ રાજઘાટ ખાતે વૃક્ષ રોપીને કરશે.

રાષ્ટ્રીય મહાસભાનું આગામી અધિવેશન આવતા ઑગસ્ટ માસમાં નાશિક ખાતે ભરવાનું નક્કી થયું છે.

સૌરાષ્ટ્ર સરકારે હુન્નરઉદ્યોગનો વિકાસ કરવાનો નિર્ણય કર્યો છે. અને તે માટે જે કાંઈ સૂચના આવે તે પર વિચારણા કરી યોગ્ય પગલાંઓ સૂચવવા માટે તેણે જુદી જુદી પાંચ કમિટીની નિમણૂક કરી છે.

પાર્લમેન્ટના કૉંગ્રેસપક્ષની કારોબારીએ અંકુશો ઉઠાવી લેવા સંબંધમાં નીમેલી તપાસ સમિતિએ ધારાસભ્યો, અર્થશાસ્ત્રીઓ, જાહેર સંસ્થાઓ, પાર્લમેન્ટના સભ્યો, રાજ્યોના પ્રધાનો વગેરે થઈને ૨૦૦૦ માણસોને પોતાની પ્રશ્નાવલિ મોકલી હતી. તેના જવાબમાં મોટા ભાગનાએ અંકુશો ઉઠાવી લેવાની હિમાયત કરી છે.

વિંધ્ય પ્રદેશને મધ્ય પ્રદેશ અને ઉત્તર પ્રદેશ સાથે જોડી દેવા માટેનું બિલ સપ્ટેમ્બર માસમાં રજૂ થશે.

જાણીતા સમાજસેવક અને સમાજવાદી નેતા શ્રી સાને ગુરુજીનું ટૂંક માંદગી પછી ગઈ તા. ૧૧મીએ મુંબઈ ખાતે અવસાન થયું છે.

મ૦

વિષયસૂચિ



મુદ્રક અને પ્રકાશક : જીવણજી ડાહ્યાભાઈ દેસાઈ, નવજીવન મુદ્રણાલય, કાળુપુર, અમદાવાદ

# લોકજીવન

યથા પ્રજા તથા રાજા

વર્ષ ૨ | અંક ૨૨

વાર્ષિક લવાજમ: દેશમાં રૂ. ૩
છમાસિક „ „ રૂ. ૨

અમદાવાદ, ૧લી જુલાઈ, ૧૯૫૦

વાર્ષિક લવાજમ: પરદેશમાં
રૂ. ૫; શિ. ૮



સંપાદકમંડળ

મગનભાઈ દેસાઈ — ગોપાળદાસ પટેલ
વિઠ્ઠલદાસ કોઠારી — મણિભાઈ દેસાઈ (તંત્રી)
બબલભાઈ મહેતા — જીવણજી દેસાઈ (વ્યવસ્થાપક)


## વાચન અને વિચાર

આપણને વાંચવાનો શોખ થાય તે સારું કહેવાય. આળસને લીધે જેઓ ભણતા નથી, વાંચતા નથી તે જરૂર મૂઢ ગણાય. પણ જે નકરું વાંચ્યા જ કરે અને વિચાર ન કરે તે પણ લગભગ મૂઢ જેવા રહે છે. વળી સાટામાં કેટલાક આંખ ખુએ છે એ જુદું. નકરું વાચન એ એક પ્રકારનો રોગ જ ગણાય.

આપણામાં ઘણા નકરું વાચન કરનારા હોય છે. તે વાંચે છે પણ વિચારતા નથી. તેથી વાંચેલાનો અમલ તો શાને જ કરે?–તેથી થોડું વાંચવું, તે વિચારવું અને તેનો અમલ કરવો. અમલ કરતાં જે યોગ્ય ન લાગે તે રદ કરવું અને પછી આગળ વધવું. આમ કરનાર ઓછા વાચનથી પોતાનો નિર્વાહ કરી શકે, ઘણો વખત બચાવે, અને મૌલિક કામો કરવા જવાબદારી વહોરવા લાયક થાય.

ગાંધીજી

# આપણા ભાઈઓ

વાંસદાથી નાસિક જિલ્લા તરફ જતા રસ્તામાં જંગલો વટાવતી અમારી મોટર પસાર થતી હતી. વાંસ અને ઇમારતી લાકડાંનાં ઝુંડ સિવાય બીજું કાંઈ દેખાતું ન હતું. ખીણના પ્રદેશમાં એક ઠેકાણે મોટર જરા ઊભી રહી. આસપાસ જોયું તો આદિવાસી બહેનો એક ઠેકાણે ટોળે મળેલી હતી. ખીણમાં એક ઠેકાણે ખાડો ખોદીને પાણીની સગવડ કરી હતી. પાણી લગભગ દસ ફૂટ ઊંડે હતું. ત્યાં સુધી પહોંચવા માટે જમીનમાં લાકડાંનો કઠેરો ઊંડો ઉતાર્યો હતો. પ્રત્યેક બાઈ અંદર ઊતરી પાણીનું માટલું ભરે અને પછી બહાર આવે. કોઈ વાર એક બહેન બીજીને મદદ કરે. અમે સવાલ પૂછ્યો, " તમે ડોલ દોરડાંથી પાણી ખેંચી શકો નહીં?" આ સવાલ નવો જણાયો. એક વૃદ્ધ બાઈને પૂછતાં તેણે જણાવ્યું કે વર્ષોથી તે ત્યાં રહેતી હતી. પણ પાણી તો આ રીતે જ ભરાતું હતું. ગામના મુખીને (ભીલ) બોલાવીને કહ્યું, વળતે દિવસે સુરગાણા મુકામે આવે તો ડોલ દોરડું આપવાની વ્યવસ્થા થાય. તેણે નમીને આવવાની હા કહી. વળતે દિવસે બપોર સુધી આ ભાઈ આવેલા જણાયા નહીં. તેથી એક ડોલ દોરડું ખરીદીને સ્થાનિક મહાલકારીને સોંપ્યું. તેને ઘટતે સ્થળે પહોંચાડવા કબૂલ્યું.

આ રીતે જંગલોમાં જ વસતી આપણી લગભગ અઢી કરોડની પ્રજા છે. અને તે પણ હિંદુસ્તાનની નાગરિક પ્રજા ગણાય. તેમનું શાંત અને સરળ જીવન જરા વધારે ઊજળું બનાવાય તો કેવું સારું?

પરીક્ષિતલાલ

# માન અને અપમાન

માણસનાં ઘણાંખરાં સુખ-દુઃખનું કારણ માન-અપમાનની પોતાની માન્યતામાં જ રહેલું છે. કોઈ આપણાં વખાણ કરે અને માન આપે તો આપણને આનંદ થાય છે અને સામો માણસ પણ આપણને ગમી જાય છે. પરંતુ આપણા વિરુદ્ધનું કંઈ બોલે અથવા બેચાર માણસની વચ્ચે આપણી ભૂલ તરફ આપણું ધ્યાન ખેંચે કે તરત જ એને આપણે મોટું સ્વરૂપ આપી દઈએ છીએ. 'બધાની વચ્ચે મારું અપમાન કર્યું' એમ વિચારીને આપણે મનમાં દુઃખી થઈએ છીએ અને પેલા માણસ સાથે લડવા મંડી પડીએ છીએ. તેથી જ બધા સાધુસંતોએ માન-અપમાનને તુચ્છ ગણ્યાં છે અને એથી દૂર રહેવા આપણને ઉપદેશ આપ્યો છે.

એક વાર બુદ્ધ ભગવાન એક બ્રાહ્મણને ત્યાં ભિક્ષા માગવા ગયા. પેલા બ્રાહ્મણે બુદ્ધ ભગવાન ઉપર ગાળોનો વરસાદ વરસાવ્યો અને એમનું અપમાન કર્યું. પરંતુ ભગવાન બુદ્ધ શાંત રહ્યા અને બોલ્યા : "અરે ભાઈ, તારે ત્યાં કોઈ યાચક ભિક્ષા માગવા આવે અને તું એને ભિક્ષા આપવા તૈયાર થાય. પરંતુ એ તારી ભિક્ષા ન લે તો એ કોની પાસે રહે?"

પેલો બ્રાહ્મણ બોલ્યો : "એમાં વળી પૂછવાનું શું હોય? એ મારી પાસે જ રહે!"

ભગવાન બુદ્ધે કહ્યું : "હે બ્રાહ્મણ, એ જ પ્રમાણે તેં મને આટલી બધી ગાળો દીધી અને મારું અપમાન કર્યું. પણ જો હું એનો સ્વીકાર ન કરું તો એ બધું તારી પાસે જ રહે ને?"

આ રીતે માન કે અપમાન એ આપણા મનની સ્થિતિ છે. આપણને કોઈ માન આપે તો એથી ફુલાઈ ન જવું જોઈએ અને કોઈ આપણું અપમાન કરે તો ગુસ્સે ન થવું જોઈએ કે દુ:ખી ન થવું જોઈએ. માન કે અપમાનની આપણા મન પર અસર જ થવા ન દેવી જોઈએ.

ઘણાં વરસો પહેલાં મિસર દેશમાં મૅકેરિયસ નામે સંત થઈ ગયા. એક દિવસ એક માણસ સંત મૅકેરિયસ પાસે આવ્યો અને કહેવા લાગ્યો : "હે સંતપુરુષ, મને મુક્તિનો માર્ગ બતાવો."

સંતપુરુષે કહ્યું : "કબ્રસ્તાનમાં જા અને મુડદાંને ગાળો ભાંડી આવ."

પેલો માણસ તો એ પ્રમાણે કરીને સંત પાસે પાછો આવ્યો. સંતે પૂછ્યું : "કેમ, તને ત્યાં શો જવાબ મળ્યો ખરો ?"

પેલા માણસે કહ્યું, "ના જી, મને કોઈએ કશું કહ્યું નહીં."

પછી સંતે કહ્યું : "હવે પાછો તું ત્યાં જા અને બધાંનાં વખાણ કર."

પેલો માણસ એ પ્રમાણે કરીને પાછો સંત પાસે આવ્યો અને બોલ્યો, "સંતપુરુષ, મને કોઈએ જવાબ આપ્યો નહીં."

સંતે કહ્યું : "આ જ છે મોક્ષનો મારગ."

પેલા માણસને તો કંઈ સમજ પડી નહીં. એણે પગે પડી સંતને પૂછ્યું, "હે ધર્માત્મા, તમે મારી શા માટે મશ્કરી કરો છો ? મને તો આમાં કંઈ સમજ પડતી નથી."

સંતપુરુષ હસતાં હસતાં બોલ્યા : "ભાઈ, આ જ મોક્ષનો સાચો મારગ છે. તું પણ મરણને વશ આ બધા લોકો વચ્ચે માન-અપમાનથી અલિપ્ત બની રહે.

માન કે અપમાનની અસર આ મુડદાંની માફક તને પણ ન થાય એમ તું રહે. એમાં જ તારી મુક્તિ છે."

મુકુલભાઈ

# રામરાજ્ય કેવું હોય?

૧

આર્થિક પાયો

ગાંધીજીએ વારંવાર 'હરિજનબંધુ' માં એમના રામરાજ્યની વિગતો આપી છે. ગાંધીજીને માર્ગે આપણા દેશની ઉન્નતિ કરવા માટે આપણે બધાયે રામરાજ્યનું એ સ્વરૂપ બરાબર સમજી લેવું જોઈએ.

૧. રામરાજ્યનું એકમ ગામડું હશે.

૨. ગામડું પોતાની મુખ્ય જરૂરિયાત અંગે સ્વાશ્રયી, સ્વયંપૂર્ણ અને સ્વતંત્ર હશે.

૩. સ્વાશ્રયની સ્વતંત્રતા ખળવી પડોશના પ્રદેશો સાથે પરસ્પર સહકાર અને આલંબનના જરૂર પડતા વ્યવહારો રાખશે.

૪. અનાજ, ફળઝાડ, શાકભાજી અને કપાસ માટે પ્રત્યેક ગામમાં પૂરતી જમીન હોવી જોઈએ અને તેની યોગ્ય ખેતી કરવા માટે પૂરાં સાધનો હોવાં જોઈએ.

૫. આટલી જમીન તો હોય જ ઉપરાંત ઢોર માટે ગોચર, રમતગમત માટે મેદાન અને ફરવાહરવા માટે બગીચાની જમીન પણ હોવી જોઈએ.

૬. ગામમાં જોઈતાં તળાવકૂવા હોવાં જોઈએ. એમાં પાણી પૂરતું રહે અને તેનો સદુપયોગ થતો રહે એની કાળજી રાખવી જોઈએ.

ગામની પ્રજાની આ બધી આર્થિક પ્રવૃત્તિઓ બની શકે ત્યાં સહકારી ધોરણ પર ચાલતી હશે.

દિલખુશ બ૦ દીવાનજી

## ૩૦મી શુક્રવાર

ગઈ ૩૦મી તારીખે શુક્રવાર હતો. બાપુજીનું અવસાન ૩૦મીને શુક્રવારે થયું હતું. આમ ૩૦મી તારીખ અને શુક્રવારનો સુમેળ ૧૯૫૦ના વરસમાં આ જ દિવસે આવે છે. ગયા વરસની ૩૦મી ડિસેમ્બરે બાપુના અવસાનને સો અઠવાડિયાં પૂરાં થતાં હતાં. વળી એ જ તારીખે શુક્રવાર પણ હતો. એ તરફ શ્રી કિશોરલાલભાઈએ આપણું ધ્યાન ખેંચ્યું હતું.

૩૦મી તારીખે ૧૨૬ અઠવાડિયાં પૂરાં થયાં. આમ બાપુ ગયાને એ તારીખે ૮૮૨ દિવસો થયા.

મુકુલભાઈ

## કૂકડો અને સમડી

[ઈસપની એક વાત]

બે નાના કૂકડા હતા. કલક કલક કરતા તેઓ આમ તેમ જીવડાં વીણી ખાતા હતા. એક કૂકડાને એક કીડો મળી ગયો. તે લઈને ખાય તેવામાં બીજા કૂકડાએ તે જોયું. તે તરત તેની ઉપર તડયો. બે વચ્ચે કીડાને માટે બરોબર મારામારી શરૂ થઈ. તેમાં એક કૂકડો હાર્યો અને નાસીને મરઘી-ખાનામાં ભરાઈ ગયો. વિજેતા કૂકડાએ ડોક ફુલાવી ઊંચી કરી; અને મરઘીખાનાની ઉપર જઈ ઉચ્ચાસને બેઠો. અને ત્યાંથી જાણે પોતાના વિજયની જાણ કરવી હોય તેમ, બોલવા લાગ્યો.

બન્યું એવું કે, તે જ વખતે એક મોટી સમડી ઉપરથી જતી હતી. તે કાંઈક ખાવાનું શોધતી જ હતી. તેણે કૂકડાને જોયો અને

તેના પર ઝપટ મારી તેને ઉઠાવ્યો. એમ, જીતનો ગર્વ પૂરો માણી પણ લેવાયો નહોતો, ત્યાં જ એનો ઉતાર આવી ગયો! ચડે તે પડે એ ન્યાય ખોટો નથી કહ્યો.

૨૦-૬-'૫૦ મગનભાઈ દેસાઈ

# ખેડૂત અને કોયલ

[ ઈસપની એક વાત ]

એક ખેડૂત હતો. તેને કોયલનું ગાયન બહુ ગમતું હતું. તેણે વિચાર કર્યો, 'આ કોયલ તેની મરજીમાં આવે તો કે ત્યારે બોલે છે, એ ન ફાવે. મારે જ્યારે સાંભળવું હોય ત્યારે તો ન પણ બોલતી હોય. એટલે તેને પકડીને પાંજરામાં રાખીએ તો સરસ. પછી તે આપણી થઈ; જેમ કહીએ તેમ કરશે; જ્યારે એનું ગાયન સાંભળવું હશે ત્યારે સાંભળી શકાશે.'

આમ વિચાર કરીને તે ખેડૂતે કોયલને પકડવા માટે જાળ નાખી અને તેને પકડી. પકડીને એક પાંજરામાં પૂરી. પછી તે એને કહે, 'જો, કેટલાય દહાડાથી હું તને પકડવા માગતો હતો. હવે હું કહું ત્યારે તું ગાઈશ ને? તું હવે આમ તેમ ઊડી ન જાય તે માટે મેં તને પાંજરામાં પૂરી છે.'

કોયલ કહે — ભાઈ, તમારી વાત તો ઠીક છે. પણ પાંજરામાં તો અમે કોયલ જાત કદી ગાઈએ જ નહીં, એનું કેમ?

ખેડૂત — એમ! તો હું તને ખાઈ જઈશ, તો પેટમાં તો કાંઈક પડશે!

કોયલ — અરે ખેડૂતભાઈ, દયા રાખો. મને જીવતી જવા દો તો હું તમને કોયલ કરતાં તો ક્યાંય વધારે કીમતી ત્રણ વસ્તુઓ કહું. મને ભાઈસાહેબ જવા દો તો હું તે કહું.

ખેડૂત લોભાયો. તેણે કોયલના પાંજરાનું બારણું ઉઘાડ્યું. કોયલ ઊડીને પાસેના ઝાડની ડાળીએ બેઠી. ખેડૂત કહે, 'હવે કહે પેલી તારી ત્રણ કીમતી વાતો.'

કોયલ — જરૂર. મારે વચન પાળવું જોઈએ. તો સાંભળો —

એક તો એ કે, કેદીનું કદી કહ્યું માનવું નહીં. બીજું એ કે, ડાહ્યાઓની શિખામણ છે કે,

યો ધ્રુવાણિ પરિત્યજ્ય
અધ્રુવં પરિષેવતે ।
ધ્રુવાણિ તસ્ય નશ્યન્તિ
અધ્રુવં નષ્ટમેવ ચ ॥

હાથની વસ્તુ સોનાની; વેગળી તે તો વેગળી જ ને? અને ત્રીજું એ કે, જુઓ, હવે હું તો આ ચાલી; પણ તેનું દુઃખ ન કરતા. સુખદુઃખ, લાભહાનિ તો આવ્યા કરે; જ્ઞાનીઓ કહે છે કે,

નાનુશોચન્તિ પંડિતાઃ

સમજણા લોક તેનું દુઃખ નથી કરતા.

એમ કહીને કોયલ બહેન ખેડૂતના પાંજરામાંથી બચીને ડાળ પરથી ફૂ કરતાંને રવાના થઈ ગયાં!

૨૦-૬-'૫૦ મગનભાઈ દેસાઈ

## સીધું પગલું ન લેવાનું જોખમ

કેટલાક દેશમાં ચોખા ખૂબ પાકે છે. તેથી ત્યાંના લોકો મોટે ભાગે ચોખા જ ખાય છે. એ લોકો ચોખા સિવાયનો બીજો ખોરાક ખૂબ ઓછો લે છે. જ્યાં ચોખાનો ખૂબ પાક થતો હોય ત્યાં વેપારીઓ વેપારને માટે ચોખા છડવાનાં અને તેને ચળકતા કરવાનાં કારખાનાં નાખે એ સ્વાભાવિક છે.

આવા જ એક દેશની વાત છે. થોડાં વરસ ઉપર ત્યાં બેરીબેરી નામનો રોગ ફાટી નીકળ્યો. ખૂબ માણસોને તે રોગ લાગુ પડ્યો.

દાક્તરોએ તેમના જ્ઞાનને આધારે કહ્યું કે ચોખાને બદલે બીજું અનાજ ખાવું જોઈએ અગર તો ચોખા છડવાના બંધ કરવા જોઈએ. ચોખાના છડામણમાં

વિટામિન બી₁ જતું રહે છે. તેથી લોકોને અધૂરું પોષણ મળે છે. અને તેથી બેરીબેરીનો રોગ થાય છે.

સરકારી અમલદારો વિચારમાં પડયા. ચોખા પાકતા હોય ત્યાં બીજું અનાજ કયાંથી લાવવું? અને કાયદાના જોરે ચોખા છડાવવાના બંધ કરી દઈએ તો કારખાનાંના માલિકો ચિડાઈ જાય. પૈસાને જોરે છાપાં પણ એમનાં. અને બધે પૈસાનું વજન પડે. માટે સાપ મરે નહીં અને લાકડી ભાંગે નહીં એવો કંઈ ઉપાય કરવો જોઈએ.

બહુ વિચારને અંતે છેવટ સરકારે નિર્ણય લીધો.

આખા દેશમાં વગર છડેલા ચોખા વેચવાની કે ખાવાની મનાઈ ફરમાવવામાં આવી. તમામ કારખાનાંએ ચોખા ખૂબ છડી પાલીસ કરીને જ વેચવા. અને ચોખાનું છડામણ જે કંઈ નીકળે તે સરકાર બાંધ્યા દરે કારખાનાં પાસેથી ખરીદી લેશે, એવી જાહેરાત કરવામાં આવી.

સરકારે ખરીદેલા છડામણમાંથી વિટામિન બી₁ તૈયાર કરવાનું કારખાનું કાઢયું. અને દાક્તરોને તેમાંથી તૈયાર કરેલું વિટામિન આપવા માંડયું.

પરિણામે બેરીબેરીનો રોગ વધતો જ ચાલ્યો. દાક્તરોને કમાણી થઈ, સરકારને કમાણી થઈ અને કારખાનાંવાળાને નાખી દેવાના કુશકાનો ભાવ ઊપજ્યો!

સહુને ખુશ કરવા નીકળનારી સરકાર પ્રજાનું કેટલી હદે નુકસાન કરી શકે છે તેનો આ દાખલો છે. આ બીના અક્ષરશઃ સાચી છે.

થોડા સમયથી છાપાંમાં જમાવેલા તેલની જાહેરાતો ચમકયા કરે છે. તેના ગુણોમાં એક ગુણ એ પણ ગણાવવામાં આવે છે કે તે પચવામાં સહેલું છે. વળી આવી જાહેરાતો સાથે જાણીતા વૈજ્ઞાનિકનાં નામ પણ જોડવામાં આવે છે.

પચવામાં સહેલું એટલે શેના કરતાં સહેલું એ પ્રશ્ન સહેજે ઊપજે છે. ચોખ્ખા ઘી કરતાં પચવામાં સહેલું કે ચોખ્ખા તેલ કરતાં? અને એ બેમાંથી ગમે તે એકના કરતાં પચવામાં સહેલું છે તે કોઈ પુરવાર કરશે?

ઉપરની વાતમાં સૂચવેલા દેશના જેવું આપણે ત્યાં પુનરાવર્તન તો નહીં થાય ને?

મંગીલાલ ગાંધી

# શરમાવનારું દૃશ્ય

ફાટેલાંતૂટેલાં મેલાં કપડાંવાળો એક ડોસો સુરત શહેરના રસ્તા ઉપરથી પસાર થતો હતો. ક્યાંક ક્યાંક સંભળાતા વાજાંના સૂરો, રસ્તા ઉપર ઊડતી એઠી પતરાવળીઓ અને કીમતી વસ્ત્રો ને અલંકારો પહેરી ફરતાં સ્ત્રીપુરુષો વગેરેથી લગનસરા ચાલતી હોવાનું જણાતું હતું.

ડોસો લાકડીને ટેકે ચાલતો ચાલતો એકદમ થંભ્યો. એક લીલા તોરણ ને સાથિયાથી શણગારેલા આંગણા પાસે થઈ ઊભરાઈ જતા ખાળકૂવાનું ગંદું પાણી ખદખો મારતું વહી જતું હતું. નજીકમાં જ જાજરૂનું નીચલું બારણું હતું જે દુર્ગંધમાં વધારો કરતું હતું. ડોસાની નજર તે બાજુ ગઈ અને આંખ આનંદથી ચમકી. ત્યાં શું હતું? એ છલકાતા ખાળકૂવાની ગટર ઉપર ને જાજરૂના બારણાની પાસે એઠી પતરાવળીનો થોકડો પડ્યો હતો. ઝડપથી તે ત્યાં ગયો ને વાંકા વળી ઘણી જ કાળજીથી તેમાંનું એઠું, જે શ્રીમંતોએ દાબી દાબીને ખાતાં વધારેલું તે લઈ પોતાના કપડાની ચાળમાં ભરવા માંડ્યું. એક પછી એક પતરાવળ લૂછીને બાજુમાં મૂકતો ગયો. પણ આખરે એ એઠા મિષ્ટાન્નથી તેની જીભ કાબૂમાં ન રહી અને તેણે તે સીધું જ પોતાના મોમાં મૂકવા માંડ્યું!

"અરેરે બિચારો!" મકાનની ઉપલી બારીમાંથી કોઈક બોલ્યું અને એ ઘૃણાજનક દૃશ્યથી દૂર ખસી અંદર જતું રહ્યું.

એ જ શહેરના રસ્તા ઉપરથી સવારે નાહીધોઈ પવિત્ર થઈ દેવદર્શને જતા ઘણા લોકો દેખાય છે. પણ સાથે એ જ સમયનું બીજું દૃશ્ય જેનું વર્ણન કરતાં પણ કંપારી છૂટે, તે નજરે પડે છે.

જાજરૂની છલકાતી ડોલો, પાસેની મોટી ડોલોમાં પોતાના હાથે લૂછી લૂછી ઠાલવતાં હરિજન ભાઈબહેનો! ઠેરઠેર દેખાતું આ કરુણ ઘૃણાજનક દૃશ્ય ને સાથે તે જ રસ્તા ઉપરથી નાકે હાથ દઈ, નજર ખસેડી પસાર થતાં

ભૂંજળાં કહેવાતાં લોકો, આપણા મગજમાં કંઈક વિચારો જગાડે છે. માનવી, પોતાના માનવબંધુ પાસે કયા હકના જોરે આવું કામ કરાવે છે? વધારામાં, તેવું કામ કરનારનો ઉપકાર માનવાનો તો બાજુએ રહ્યો પણ તેમને નીચ અને હલકાં ગણે છે! ગટર વગરનાં શહેરોમાં પણ કોઈને આવું ઘૃણાજનક કામ કરવું ન પડે એવો રસ્તો આપણે નહીં શોધીએ ત્યાં સુધી આપણા આ પાપનું પ્રાયશ્ચિત્ત કેમ કરીને થશે?

સરલાદેવી મજમુદાર

## સ્વતંત્રતાનો બંધારણ-સિદ્ધ હક

[પાયાની મૂળ સ્વતંત્રતા]

સમાનતા પેઠે જ માણસજાતને સ્વતંત્રતા પણ ખૂબ જ ગમે છે. સ્વતંત્ર થવાને માટે માણસ ગમે તે ભોગ આપે છે; ગમે તે સહન કરે છે; ગમે તેવું જોખમ ખેડવા તૈયાર થાય છે. આપણા દેશની સ્વતંત્રતા સારુ આપણે કેવાં કેવાં જોખમો ખેડયાં છે! શું શું સહન કર્યું છે! એનું કારણ છે—જીવમાત્રને છૂટા રહેવું ગમે છે. માણસ તો તેના વગર વધી જ ન શકે. તેથી દેશમાં લોકશાહીનું સ્વરાજ આવે તેનો પહેલો અર્થ એ કે, દરેકને પોતાના વિકાસને માટે છૂટ અને મોકળાશ મળશે. લોકશાહી પદ્ધતિમાં સૌ સરખા ગણાય એટલું જ નહીં, સૌને વ્યક્તિ તરીકે સરખી છૂટ પણ હોવી જોઈએ. અને તેમાં સરકાર પણ વચ્ચે ન આવી શકે. તેથી ભારતના બંધારણમાં સ્પષ્ટ જણાવ્યું છે કે,

બધાને પોતાના વિચારો લખીને કે બોલીને જાહેર કરવાની છૂટ છે.

શાંતિથી અને હથિયારો સાથે રાખ્યા વગર સભા ભરવાની છૂટ છે.

મંડળ કે મહાજન રચવાની છૂટ છે.

ભારતમાં ગમે ત્યાં ફરવા હરવાની તથા રહેવાની, વસવાટ કરવાની છૂટ છે.

મિલકત સંપાડવાનો, તે રાખવાનો અને વેચવાનો દરેકને હક છે.

કોઈ ધંધોરોજગાર કે કામકાજ કરવાની છૂટ છે.

સાર્વજનિક હિતની દૃષ્ટિએ તથા બીજાના વાજબી હકની રક્ષાનો ખ્યાલ કરીને આવી સ્વતંત્રતા પર જે મર્યાદા

હોવી જોઈએ, તે મર્યાદાઓ જ તેની ઉપર મૂકી શકાશે; બીજી નહીં.

આમ, વિચાર રજૂ કરવા માટે લખવા ને બોલવાની કે છાપવાની છૂટ, કોઈ પણ બાબતમાં સભા ભરવાની છૂટ, કોઈ રીતનું મંડળ કે મહાજન રચવાની છૂટ, દેશમાં ગમે ત્યાં રહેવાની ને ઠીક લાગે તે ધંધોરોજગાર કરવાની છૂટ — એ દરેક નાગરિકને તેના કાનૂની હક તરીકે સ્વરાજનું બંધારણ આપે છે.

૨૧-૬-'૫૦ મગનભાઈ દેસાઈ

## 'એકદાસી'

ગંગોત્રી જતાં રસ્તે ઉત્તરકાશી નામનું ગામ આવે છે. અહીં મોટી વસ્તી સાધુસંન્યાસીઓની છે. તેમને સારુ ગૃહસ્થી લોકો તથા જાત્રાળુઓ વગેરે તરફથી મળતાં દાનોમાંથી અન્નક્ષેત્રો ચલાવવામાં આવે છે, જ્યાં સાધુઓને રોટી, દાળ ભાત એવું રાંધેલું અન્ન વહેંચવામાં આવે છે.

અહીં થોડા – બહુ થોડા – સંતસાધુઓ પણ રહે છે. તેમના સમાગમને લોભે હું અહીં થોડો વખત રહ્યો હતો. અન્નક્ષેત્રમાં જઈ સાધુઓ જોડે ભિક્ષાનું અન્ન લાવી ખાવું મને યોગ્ય ન લાગ્યું, તેથી મારું હું રાંધી એક વાર ખાઈ લેતો. એક પરગજુ સાધુ જેઓ હંમેશ માંદાઓની સેવા કર્યા કરતા તેમણે મને એક નાની 'કુટિયા' આપી હતી ને રોજ સવારે થોડું દૂધ મળે એવું પણ ગોઠવી આપ્યું હતું. ૮–૯ વરસની એક નાનીશી પહાડી બાળકી સવારના પહોરમાં મારું દૂધ આપી જતી.

મારું બારણું બંધ હોય. તેથી એક કાંકરો લઈ બારણે ત્રણ ટકોરા કરે ને એક સાસે એની તોતળી બોલીમાં ત્રણ વાર બોલી જાય: 'એકદાસી, દૂધ લાઈ હૈ, એકદાસી દૂધ લાઈ હૈ, એકદાસી દૂધ લાઈ હૈ.' પછી ચૂપ થઈ જાય ને હું બારણું ઉઘાડું ત્યાં લગી ઊભી રહે. ત્રણથી વધુ વાર કદી ન બોલે. એનાં માબાપે એને એવું શીખવી રાખ્યું હતું.

કોઈ વાર પહેલે બોલે હું બારણું ઉઘાડી દઉં તોપણ ત્રણ વાર 'એકદાસી દૂધ લાઈ હૈ' એમ બોલીને જ અટકે. પછી એની લાકડાની ઊભી બરણીમાંનું દૂધ મારા વાસણમાં ઠાલવી પીઠે બાંધેલી ટચૂકડી કંડી (ઊભી ટોપલી)માં બરણી નાખી ચાલી જાય.

પહેલે દિવસે મેં એને પૂછ્યું :

"તુમ્હારા નામ ક્યા?"

"એકદાસી."

"ક્યા?"

"એકદાસી"

બેત્રણ વાર મેં એને પૂછ્યું. બીજે દિવસે પણ પૂછ્યું. જવાબ એનો એ.

મને થયું, શું પહાડોમાં છોકરીઓનાં આવાં નામ પાડતા હશે! કેવું દળદરી નામ – એકદાસી! રાણી, રમણી, શેઠાણી કાં નહીં? અરે લખમી, રતન, હીરા, તારા, મોતી, મણિ, એવું તો કંઈક રાખવું હતું! કેવી ચાંદરણા જેવી છોકરી છે. ને આવું નઠારું નામ! બસ, આને તો રાણી કે દુલારી કહીને જ બોલાવવી જોઈએ. કાલું કાલું બોલે ને બેઉ ખભે કંડી ભેરવીને હરણના બચ્ચાની જેમ પહાડી ઢોળાવોની પગદંડીઓ ચડેઊતરે. રોજ સવારમાં ઊઠતાંવેંત એની તોતળી બોલી સાંભળવી બહુ ગમે.

બીજે ત્રીજે દહાડે વડા સ્વામીજી સાધુનિવાસના આંગણામાં વાવેલાં ફૂલઝાડના રોપાને સાંચી રહ્યા હતા ત્યારે મેં પૂછ્યું : "આ છોકરીનું નામ એનાં માબાપે 'એકદાસી' શું જોઈને રાખ હશે? શું એના કરતાં ચડિયાતું ના જ એમને ન જડ્યું? આ પહાડી લો પણ કમાલ છે. કેટલા જાહિલ (ગમાર ચાહીચલવીને ગુલામીને ઘરક સ્થાપે છે!"

સ્વામીજી : "નહીં જી, ઐસા નહીં લડકીકા નામ તો બહુત સુંદર હૈ."

હું અકળાયો : "ખૂબ કહી. ક્ય માબાપ જાનબૂઝ કર અપની બેટીક નામ 'દાસી' રખેં, ઔર સબ લો રાતદિન ઉસે 'દાસી' કહ કર પુકારે ઇસે આપ સુન્દર કહતે હૈં?"

સ્વામીજી : "નહીં. ઇસકા ના 'એકદાસી' નહીં હૈ. નામ તો 'એકાદશી'. બેચારી દો અભી અપન નામ ઠીક કર કે કહના નહીં આત ઇસ લિયે જબ કોઈ ઉસે નામ પૂછ હૈ તો વહ ગલત બતાતી હૈ. 'એકાદર્શ કા ઉચ્ચારણ 'એકદાસી' કરતી હૈ!'

થોડા જ દિવસોમાં મને સમજા કે 'નીચે' દેશમાં જુદી જુદી કોમો ધર્મો અને સંસ્કૃતિઓનો જેમ ખીચડે થયો ને ભાષાઓનું પણ તેવું જ થ તેવું આ પહાડોમાં અને પહાડ

વસ્તીઓની ભાષામાં બહુ ઓછું થવા પામ્યું છે. અહીંના લોકોમાં હજુયે ઘણાં શુદ્ધ પુરાણાં સંસ્કૃત નામો આજે પણ મળી આવે છે, જોકે બોલીમાં એના અપભ્રંશ જ સાંભળવા મળે છે. જેમ કે, (૧) સત્તાલા (સપ્તમાલા); (૨) મંદાકિન્ (મંદાકિની); (૩) સરન્ધી (સ્વર્ણદી); (૪) લેખની (લેખિની); (૫) કાદસી (એકાદશી); (૬) મર્તિકા (મૃત્તિકા); (૭) હેમાવન (હિમાવતી); (૮) સોબતી (શોભતી); વગેરે. આ ઉપરાંત ભાગીરથી, સરસ્વતી, અન્નપૂર્ણા, વગેરે નામો પણ આપણે ત્યાંની જેમ જ આ તરફ પણ સર્વસામાન્ય હોય છે. પુરુષોનાં નામોમાં દેવીદત્ત, ભવાનીદત્ત, દુર્ગાદત્ત, એવાં દેવીના પ્રસાદસૂચક નામો બહુ હોય છે.

એક જ વૃક્ષની શાખાઓનાં ફળ, ફૂલ કે પાંદડાં જાણવા પિછાનવામાં પણ માણસ કેવો ગોથું ખાય છે ને બીજાઓને વિષે પોતાનો મત બાંધી દેવા ને જાહેર કરવા કેવો ઉતાવળો હોય છે!

મનમાં ને મનમાં હું બહુ શરમાયો.

સ્વામી આનંદ

## બ્રિટનની સ્ત્રીઓને સલાહ

બ્રિટનમાં વેપારીઓએ વસ્તુઓના ભાવ આસમાને ચડાવવા માંડયા હતા. તેના વિરોધમાં બ્રિટનની સ્ત્રીઓએ તે વસ્તુઓ જ ખરીદવાનું બંધ કરવાનો બહિષ્કાર પોકાર્યો. પરિણામે વેપારીઓનો માલ જ ખપવા ન લાગ્યો, અને તેઓની સાન કંઈક ઠેકાણે આવી.

બ્રિટનના લૉર્ડ પ્રેસિડંટ (પ્રધાનમંડળના એક આગળ પડતા સભ્ય.) મિ. હર્બર્ટ મોરિસને તા. ૧૦–૬–'૫૦ને રોજ બ્રિટનની સ્ત્રીઓને ઉદ્દેશીને ભાષણ આપતાં તે બાબત વિષે ઉલ્લેખ કર્યો અને જણાવ્યું*: "બ્રિટનની કેટલીક સ્ત્રીઓએ વધારેપડતો ભાવ પડાવનારાઓ સામે જે 'લડાયક પગલું' લીધું છે તે, ભાવો ઘટાડવાની બાબતમાં અસરકારક નીવડયું છે. જો બધી સ્ત્રીઓ ઊંચા ભાવો સામેની આ લડતમાં જોડાય, તો તંગીનો ગેરલાભ ઉઠાવનારા વેપારીઓની સાન જરૂર ઠેકાણે આવે. ઉપરાંત, ભાવો નીચે ઊતરે એટલે જીવનખર્ચ વધવાને લીધે ઊભી થતી

* એ ભાષણના ઉતારા 'ન્યૂયૉર્ક ટાઈમ્સ' જૂન ૧૧, ૧૯૫૦માંથી લીધા છે.

પગાર-વધારાની માગણી પણ ઓછી થશે, અને એ રીતે બ્રિટનની સ્ત્રીઓ પોતાના દેશની સાચી સેવા કરશે."

પણ લૉર્ડ પ્રેસિડંટે સાથે સાથે જ બીજી એક બાબત માટે પણ પોતાના કુટુંબ ઉપર પોતાની લાગવગ વાપરવા માટે ખાસ અપીલ કરી. બ્રિટનમાં આજકાલ જુગારની બદીનું મોજું ફરી વળ્યું છે. મિ. મોરિસને તે બાબતનો ઉલ્લેખ કરીને કહ્યું : "મારે 'આનંદઘાતક' નથી બનવું; પરંતુ દર અઠવાડિયાની કમાણીમાંથી આપણા દેશના માણસો સરેરાશ દસ શિલિંગ જેટલી રકમ કૂતરાંની શરતો અને ફૂટબૉલ-મૅચોના વરતારાઓના જુગાર પાછળ વેડફી નાખે છે, તે પૈસાનો વધુ સારો ઉપયોગ જરૂર કરી શકાય લોકોની બચતમાંથી દેશને ઔદ્યોગિક વિકાસ માટે મૂડી મળી શકે છે. જો દેશના લોકો પોતાની બધી કમાણી ખર્ચી જ નાખે અને કશી બચત કરવાની દાનત ન રાખે, તો સરકારને ઔદ્યોગિક વિકાસ માટે જોઈતી મૂડી ક્યાંથી મળે? અને ઔદ્યોગિક વિકાસનો કાર્યક્રમ પડતો મૂકવો તેનો અર્થ એ થાય કે હજારો મજૂરો બેકાર રહેવા."

આપણે ત્યાં પણ જુગારની બદી કેટલા મોટા પ્રમાણમાં વધતી જાય છે, તે રોજિંદા અખબારોના અહેવાલો ઉપરથી સહેજે જાણી શકાય તેમ છે. કેટલાક દાખલાઓમાં તો એ બદી ચલાવવામાં સ્ત્રીઓ પણ ખીલા તરીકે કામ કરતી જણાઈ છે. ગામડાંઓ તરફ સ્ત્રીને પિયરમાંથી કે સગાંઓમાંથી જે રોકડ ચાલુ મળતી હોય છે તે પૈસા વડે અને છેવટે કુટુંબના અનાજની વાડકીઓ વડે પણ સ્ત્રીઓ જુગાર રમતી હોય છે.

વસ્તુઓના ભાવ વેપારીઓ નફાખોરીથી વધારી મૂકે, તો બ્રિટનની સ્ત્રીઓની માફક આપણે પણ તે વસ્તુઓનો બહિષ્કાર જ પોકારીએ તો કેવું? તેને બદલે આપણે તો જે વસ્તુની અછત થાય અથવા જેના ભાવ આસમાને ચડે, તે વસ્તુની તાત્કાલિક જરૂર ન હોય તો પણ સંઘરાખોરી કરીને તે વસ્તુ માટે પડાપડી કરીએ છીએ અને એ રીતે વેપારીઓના તરકટના હાથે કરીને શિકાર બનીએ છીએ.

બ્રિટનની સ્ત્રીઓ કદાચ આપણા પુરુષો કરતાં વધુ ડાહી છે!

ગોપાળદાસ પટેલ

# પૂરું થતું પખવાડિયું

આપણા વડા પ્રધાન પંડિત જવાહરલાલ નેહરુ ઇન્ડોનેશિયા, મલાયા તથા બ્રહ્મદેશના પ્રવાસેથી પાછા આવી નવી દિલ્હી પહોંચી ગયા છે.

સરકારે ગઈ તા. ૨૪મીથી કાગળો પરના બધા અંકુશો રદ કર્યા છે. હવે કાગળો દેશમાં પૂરતા પ્રમાણમાં તૈયાર થાય છે અને પરદેશોમાંથી પણ તેની આયાત થાય છે એટલે સરકારે આ પગલું ભર્યું છે.

રાષ્ટ્રપતિ બાબુ રાજેન્દ્રપ્રસાદ તા. ૧લી જુલાઈએ રાજઘાટ ખાતે મહાત્મા ગાંધીની સમાધિ આગળ પોતે ઝાડ રોપીને રાષ્ટ્રવ્યાપી 'વન મહોત્સવ' સપ્તાહનો આરંભ કરશે. દેશભરમાં શહેરો તેમ જ ગામડાંઓમાં ઝાડો રોપીને સૌએ એ સપ્તાહ ઊજવવાનું છે.

ઉત્તર કોરિયા અને દક્ષિણ કોરિયા વચ્ચે આંતરવિગ્રહ ફાટી નીકળ્યો છે. છાપાંઓના હેવાલ પ્રમાણે ઉત્તર કોરિયાએ દક્ષિણ કોરિયા પર આક્રમણ કર્યું છે. ઉત્તર કોરિયા રશિયાની અને દક્ષિણ કોરિયા યુનાઈટેડ સ્ટેટ્સ ઑફ અમેરિકાની લાગવગ નીચે છે. એટલે આ આંતરિક ઝઘડામાંથી દુનિયાવ્યાપી યુદ્ધ ફાટી નીકળવાનો પણ સંભવ રહે છે. આથી આ કટોકટીનો વિચાર કરવા માટે સંયુક્ત રાષ્ટ્રસંઘની સલામતી સમિતિની તાકીદની બેઠક બોલાવવામાં આવી છે.

મુંબઈ સરકારે જાહેરાત કરીને કપાસના વાવેતર પરના કાનૂની તેમ જ બીજા બધા પ્રકારના અંકુશો રદ કર્યા છે. આથી ખેડૂતો હવે પોતાની ઇચ્છામાં આવે તેટલી જમીનમાં કપાસનું વાવેતર કરી શકશે.

મ૦



મુદ્રક અને પ્રકાશક : જીવણજી ડાહ્યાભાઈ દેસાઈ, નવજીવન મુદ્રણાલય, કાળુપુર, અમદાવાદ

રજિ૦ નં. બી ૫૯૨૩

# લોકજીવન

યથા પ્રજા તથા રાજા

વર્ષ ૨ અંક ૨૩

વાર્ષિક લવાજમ: દેશમાં રૂ. ૩
છમાસિક „ „ રૂ. ૨

અમદાવાદ, ૨૫મી જુલાઈ, ૧૯૫૦

વાર્ષિક લવાજમ: પરદેશમાં
રૂ. ૫; શિ. ૮

સંપાદકમંડળ

મગનભાઈ દેસાઈ | ગોપાલદાસ પટેલ
વિઠ્ઠલદાસ કોઠારી | મણિભાઈ દેસાઈ (તંત્રી)
બબલભાઈ મહેતા | જીવણજી દેસાઈ (વ્યવસ્થાપક)

## હિંદ અને અહિંસા

યુરોપના કેટલાક પ્રખ્યાત લેખકો અને હિંદના ભારે લેખકો કહે છે કે મનુષ્યજાતિ નિર્વૈર થાય એવો સમય કદી આવવાનો નથી, તે વાતની સામે આજે મારો વિવાદ છે. હું તો સામે કહું છું કે, માણસ નિર્વૈર થાય નહીં ત્યાં સુધી તે મનુષ્ય બનવાનો નથી, તેને ધામે પહોંચવાનો નથી. ઇચ્છીએ કે ન ઇચ્છીએ, એ માર્ગે જ આપણે જવું પડશે. અને આજે તમને એ કહેવા આવ્યો છું કે, પરાણે એ માર્ગે જવાના કરતાં સ્વેચ્છાથી શા સારુ ન જાઓ?

. . . કહે છે કે અહિંસાથી બાયલાપણું આવવાનું છે. હું તમને કહેવાને આવ્યો છું કે હિંદ અહિંસક ન બને તો તેનો નાશ છે, બીજી બધી પ્રજાનો નાશ છે. હિંદ તો મોટો ખંડ છે, તે હિંસક બને તો તે પણ બીજા ખંડોની જેમ

દુર્બળ પર શિરજોરી ચલાવશે. અને તેમ થાય તો શું પરિણામ આવે તે કલ્પી લો.

જો હિંદને ગળે હું અહિંસા ઉતારી શકું, તો જગતને પણ હિંદ કંઈક ચમત્કાર દેખાડી શકે. હિંદ બીજી પ્રજાના ધુંમાડામાંથી ઊભું થાય એમ હું નથી ચાહતો. હિંદ આત્મબળ મેળવે અને બીજી પ્રજાને બળવાન બનાવે એમ હું માગું છું. આપણને બીજી પ્રજા બળનો માર્ગ નથી દાખવી રહી, એટલે જ મારે એ અચળ સિદ્ધાન્તનો આશ્રય લેવો પડયો છે કે, હું તો કોઈ કાળે પશુબળ ઉપર આધાર રાખતા બંધારણને કબૂલ કરવાનો નથી.

ગાંધીજી

# રામરાજ્ય કેવું હોય?

## (૨)

### કેળવણી અને સમાજ

૧. નઈ તાલીમની વ્યવસ્થા પ્રત્યેક ગામમાં હશે. નઈ તાલીમ સમગ્ર જીવનને સ્પર્શનારી હોવાથી જન્મથી મરણ પર્યંત એ કેળવણીની વ્યવસ્થા હશે.

૨. ગામની શાળાનું મકાન નિર્દોષ મનોરંજનના પ્રયોગો માટે વપરાશે. જાહેરસભા માટે પણ તેનો ઉપયોગ થશે.

૩. અસ્પૃશ્યતાનું નામ-નિશાન પણ આ ગામડાંમાં હશે નહીં.

૪. આજના જેવાં જ્ઞાતિ-બંધનો બિલકુલ હશે નહીં.

સંપાદક
દિલખુશ દીવાનજી

# ઝાડ અને કુહાડી

[ ઈસપની એક વાત ]

એક કઠિયારો હતો. તેની પાસે કુહાડી હતી, પણ તેનો હાથો નહોતો. હાથા વગર કેમ ચાલે? એટલે તે હાથો લેવા જંગલમાં ગયો. ત્યાં ઝાડનો તો પાર નહોતો. જાત જાતનાં ઝાડ હતાં. ખાખરો, સાદડો, મહુડો અનેક ઝાડ હતાં. કઠિયારો કહે, 'તમે જરા જેટલી મહેરબાની ન કરો? મને એક હાથા જેટલું તમારું ડાળ ન આપો?'

'એમાં શું મોટું માગ્યું!' મોટેરે ઝાડ કહે. 'એ અમે તો ન આપીએ. કોઈ બાવળ ફાવળ જેવા ઝાડ પાસેથી જોઈએ તો લઈ લો.'

કઠિયારે બાવળનો હાથો બનાવી કુહાડી તૈયાર કરી. પછી તો પૂછવું જ શું? તેણે તો ચારે બાજુ કુહાડી ચલાવવા માંડી. એક પછી એક ઝાડ ધડાધડ પડવા લાગ્યાં. નાનાં શું અને મોટાં શું? જેના પર કુહાડી ચાલી તે બસ પડ્યું જ છે! આ જોઈ મોટાં ઝાડ અંદર અંદર વાત કરવા લાગ્યાં, 'આપણે બાવળ જેવાને નકામો કે હલકો ગણી કાપવા દીધો, તેનાં આ ફળ છે! સૌ સાથે રહ્યા હોત તો કઠિયારો આપણા ડાળના હાથા વગર હાથેપગે જ થઈ જાત! આપણે જ માંહોમાંહે આંતરો રાખીને ચાલ્યા અને શત્રુની કુહાડીના હાથા બન્યા! હવે સદાકાળનું આ કુહાડીનું આપણું દુઃખ ઊભું થયું. પણ હવે શું થાય?'

કુસંપનાં ફળ આવાં જ મળે છે. જ્યાં સંપ ત્યાં જંપ, એ આ પરથી જ કહેવાય છે.

૮-૭-'૫૦ મગનભાઈ દેસાઈ

# વરુ અને બકરું

[ ઈસપની એક વાત ]

ડુંગરની ઝાડીમાં એક બકરું ચરતું હતું. તેવામાં એક વરુ આવી પહોંચ્યું. તેને જોઈને બકરું ખૂબ ઊંચે ડુંગર પર ચડી ગયું; વરુ નીચે તળેટીમાં બેઠું. તેને મનમાં એમ હતું કે, થાકીને બકરું નીચે આવશે, ત્યારે તેને મારી ખાઈશ.

બકરું તો વરુને જોઈ નીચે ઊતરે જ નહીં. વરુ ખસે ત્યારે તે ઊતરે ને? ત્રણ દહાડા એમ ચાલ્યું. પછી વરુએ એક યુક્તિ કરી. તેણે મોટેથી બકરાને કહ્યું, 'બકરાભાઈ, જો હું તો હવે ભૂખે મરું છું; એટલે હું તો ખાવાનું શોધવા આ ચાલ્યો.'

મ કહી તે ત્યાંથી ચાલ્યું અને . ડીમાં સંતાઈ ગયું.

બકરાએ તેને જતું જોયું. એણે માન્યું કે, વરુ ખરેખર હવે ગયું અને ઊતરવામાં કશી ભો નથી. એટલે તે નીચે આવ્યું.

તેને પણ ભૂખ ને તરસ બરોબર લાગી હતી. પાસે એક ઝરણું હતું, ત્યાં તે પાણી પીવા ગયું.

ઝરણાનું પાણી કાચ જેવું ચોખ્ખું હતું. બકરાનું પ્રતિબિંબ પાણીમાં પડતું હતું. તે જોઈ બકરાભાઈને મનમાં ગર્વ થયો, 'વાહ, મારું પણ કાંઈ રૂપ છે તે! કેવા મજબૂત મારા પગ છે! અને કેવી મારી દાઢી છે! અને શીંગડાંનું તો પૂછવું શું? હવે જો વરુ આવે તો આ મુછાળો તેને દેખાડી દે!'

આમ બકરો શેખચલ્લીના ઘોડા દોડાવતો હતો, ત્યાં જ વરુ નીકળી આવ્યું, અને તેને પકડી લીધું.

ખોટી શેખી કરતાં અક્કલનો છાંટો સારો, એ બકરાભાઈને ભાન ન રહ્યું.

૮–૭–'૫૦ મગનભાઈ દેસાઈ

# વાવે તેવું લણે

[ એક અફઘાન લોકવાર્તા ]

પરાપૂર્વથી એવી વાતો ચાલી આવે છે કે લુકમાન જુવાનીમાં એક સાધારણ દેખાવનો ગુલામ હતો. સૌ તેને જ્ઞાની તરીકે પિછાનતાં. એક વાર એના માલિકે એને વેચવા માટે બજારમાં આણ્યો. ત્યાંથી એક ખેડૂત તેને ખરીદીને પોતાને ઘેર લઈ ગયો. પહેલી જ રાત્રે ત્રીજા પહોરના ચોકીવાળા ગયા એટલે લુકમાન પોતાનો માલિક ઊંઘતો હતો ત્યાં જઈને કહેવા લાગ્યો, 'શેઠ, તમારે નરકથી બચવું હોય અને સ્વર્ગ મેળવવું હોય તો ઊઠો અને ખુદાની બંદગી કરો.' તેના માલિકે જવાબ આપ્યો, 'મને જરા ઊંઘવા દે. ખુદા રહીમ છે, દયાળુ છે.' પછી ચોથા પહોરના ચોકીવાળા પણ ગયા. હજી ભરભાંખરું હતું. લુકમાન ફરીથી તેના શેઠ પાસે આવ્યો ને કહ્યું, 'શેઠ, આવતા ભવને માટે પુણ્ય એકઠું કરવું હોય તો ઊઠો.' તેનો માલિક જરા ઘૂરકીને બોલ્યો, 'ટળ અહીંથી. મને ઊંઘ આવે છે. ખુદા રહીમ છે.' છેવટે પો ફાટયો ને અજવાળું થયું એટલે લુકમાન ત્રીજી વાર માલિક પાસે આવ્યો ને કહેવા લાગ્યો, 'શેઠ માણસ તેમ જ પશુપંખી સૌ ખુદાની બંદગી કરી રહ્યાં છે. દિલમાં થોડોઘણો ભક્તિભાવ હોય તો તેનું વાવેતર કરવાનો આ સમો છે.' તેનો માલિક ગણગણ્યો, 'હજી જરા ઊંઘવા દે, પછી ઊઠું છું.'

છેવટે તે ઊઠ્યો. પછી તેણે લુકમાનને હળ, ઝૂંસરું અને બીજાં જરૂરી સાધનો તથા જવની ટોપલી આપી અને કહ્યું, 'ભાગોળે જઈને કોકને પૂછજે. તે તને મારું ખેતર

ખતાવશે. ખેતર એકસરખું ખેડીને તેમાં જવ વાવજે. હું થોડી વાર પછી આવું છું. ત્યાં સુધી કામ કરજે અને હું ન આવું તોયે કામ પૂરું કરીને ઘેર આવજે.' 'જી, હજૂર' કહીને લુકમાન નીકળ્યો પણ જરા આગળ જઈને તે એક પડોશીના ઘરમાં ગયો અને ત્યાંથી તેણે જવ આપીને બાજરી લીધી.

ખેતરમાં જઈને લુકમાને જમીન ખેડી અને બાજરી વાવી. તેનો માલિક તો ખેતરે ફરકયો નહોતો. એટલે પોતાનું કામ પતાવી તે ઘેર આવ્યો.

થોડા દિવસ પછી ખેડૂતે કહ્યું, 'લુકમાન, ચાલ, તેં જવ વાવ્યા છે તે જોઈ આવીએ.' બંને ખેતરે ગયા. ખેતરમાં ખેડૂત તાકી તાકીને જોવા લાગ્યો પણ જવનું એકે કોટું ફૂટેલું તેની નજરે ન પડયું. તે લુકમાનને કહેવા લાગ્યો, 'અલ્યા, આ ફણગા ફૂટયા છે તે જવના નથી લાગતા. બીજા કશાકના લાગે છે.' 'જી હજૂર,' લુકમાને જવાબ આપ્યો, 'એ બાજરીના છે. મેં જવ વાવ્યા જ નહોતા.' 'શું કહે છે?' તેનો માલિક ઘાંટો પાડીને બોલ્યો; 'મેં જવ આપ્યા ને તેં બાજરી વાવી?' 'ખામોશી રાખો, માલિક,' લુકમાન સ્વસ્થતાપૂર્વક બોલ્યો, 'ખુદા રહીમ છે. આ બાજરીના જરૂર જવ બની જશે.' માલિક કહે, 'ખુદા રહીમ છે એ તો ખરું, પણ તેં બાજરી વાવી છે. ને એમાંથી જવ લણવાની કેવી રીતે આશા રાખે છે?' લુકમાને જવાબ આપ્યો, 'એહીની પેઠે ઊંઘવા છતાં તમે સંતાને ઉચ્ચ પદે પહોંચવાની આશા રાખો છો એ ન્યાયે, માલિક!'

# દુર્ગુણોનાં દ્વાર

ઇંગ્લંડમાં સોળ વરસ ઉપરનાં સ્ત્રી પુરુષોમાંથી ૪૦ ટકા લોકો અઠવાડિયે ઓછામાં ઓછો એક વખત સિનેમા જુએ છે અને સોળથી ચોવીસ વરસની ઉંમરનાં યુવાનોયુવતીઓમાંથી તો ૭૫ ટકા અઠવાડિયે ઓછામાં ઓછો એક વખત સિનેમા જોનારાં છે. ફક્ત બે ટકા જ બિલકુલ સિનેમા જોતાં નથી.

આ ટેવ શાળાઓમાંથી જ ફેલાય છે. ૧૦થી ૧૬ વરસનાં બાળકોમાંથી ૯૬ ટકા બાળકો અઠવાડિયે એક અથવા વધુ વખત સિનેમા જુએ છે.

આની સાથે જુગારનું પ્રમાણ પણ વધ્યું છે. જુદા જુદા પ્રકારના જુગાર પાછળ ૧૯૩૮-૩૯ની સાલમાં આશરે ૫ અબજ રૂપિયા ખર્ચાતા હતા તે આઠ વરસમાં વધીને દોઢા થયા છે. એટલે એકલા જુગાર પાછળ ઇંગ્લંડની પ્રજા દર વરસે ૫૮ કરોડ પાઉન્ડ એટલે લગભગ પોણા આઠ અબજ રૂપિયા ખર્ચે છે. આ દૂષણ અટકાવવા ઇંગ્લંડના સમજુ લોકો પ્રયત્ન કરે છે. આ બદી આપણા દેશમાં કેટલી વ્યાપેલી છે તે તમે જાણો છો? તેની તપાસ કરીને તેના આંકડા કોઈએ કાઢ્યા નથી એટલે આંકડામાં તેની ખબર પડે તેમ નથી પણ જ્યાં જ્યાં સિનેમા ચાલે છે ત્યાંનાં બાળકો અને મોટાંઓ સિનેમા જોવામાં મોટાઈ માને છે અને આજુબાજુનાં લોકો પતંગિયાંની માફક ત્યાં દોડે છે.

ગામડાંમાં અને શહેરોમાં આંકફરક અગર ફીચરને નામે ચાલતો જુગાર એટલો છૂપો ચાલે છે કે તેનું માપ કાઢવું મુશ્કેલ છે પણ તેની બદી સિનેમા કરતાં

વધારે વ્યાપક અને વધારે ખરાબ છે. હાલ ચાલતા હલકી જાતના સિનેમાથી કુછંદ વધે છે તો જુગારથી અમૂલ્ય વખત બગડે છે અને હરામખોરી વધે છે. વાયદાના વેપારને નામે ચાલતો જુગાર પણ એનું જ જુદું રૂપ છે માટે પ્રજાની ઉન્નતિ કરવી હોય તો એ દુર્ગુણોને પોષતાં દ્વાર બંધ કરવાં જોઈએ. હલકી વૃત્તિઓને પોષતાં સિનેમા અટકાવીને તેને જ્ઞાનવર્ધક બનાવવાં જોઈએ, તથા વેપારને નામે ચાલતો ખુલ્લો કે છૂપો જુગાર બંધ કરવો જોઈએ. તે કામ સરકાર એકલે હાથે ન કરી શકે. સમજુ પ્રજાનો પણ તેમાં સાથ મળવો જોઈએ.

વિઠ્ઠલદાસ કોઠારી

## આપણે કેવા છીએ ?

ઉત્તર ગુજરાતમાં થરાદ પાસે એક ગામમાં તાજેતરમાં પરણેલી એક હરિજન બાળા સાસરે આવી. પગમાં ચાંદીનાં ઘરેણાં અને નવાં કપડાં પહેરીને આ હરિજન બાળા પોતાને માટેના જુદા કૂવામાંથી પાણી ભરવા ગઈ. એ પણ ગામના કેટલાક આગેવાનોથી સહન થયું નહીં. અને તાબડતોબ સોનીને લઈ જઈ આ નિર્દોષ હરિજનબાળાનાં પગનાં ઘરેણાં કઢાવ્યાં. અને તેનું અપમાન કર્યું. ઊંચ-નીચનો માની લીધેલો અને ઘર કરીને બેઠેલો ભેદ માણસને કયે દરજ્જે લઈ જઈ શકે છે તેનો આ નમૂનો છે. અસ્પૃશ્ય ગણાતા વર્ગો પ્રત્યે કહેવાતા સવર્ણો તરફથી થતું આ જાતનું ઘોર અપમાન કેટલી તપશ્ચર્યા અને પ્રાયશ્ચિત્ત માગી લે છે તેનો આ નમૂનો છે. આ અજ્ઞાત હરિજન બહેનનું સવર્ણ

સમાજને નામે થયેલું અપમાન હિંદુ સમાજને શરમમાં નાખનારું છે અને આપણે કેવા છીએ તે બતાવે છે.

પરીક્ષિતલાલ મજમુદાર

## સાચી સમજ

હજરત મહંમદ પેગમ્બર સાહેબના દાદા ભોજન કરવા બેઠા હતા. ઓરડામાં કીમતી જાજમ પાથરેલી હતી. એક ગુલામ રકાબીઓ લઈને આવતો હતો. અચાનક એના હાથમાંથી રકાબીઓ જમીન પર પડી ગઈ. રકાબીઓના તો ટુકડેટુકડા થઈ ગયા, પરંતુ કીમતી જાજમ પણ બગડી ગઈ! ગુલામ તો થોડી ક્ષણ ગાભરો બનીને ઊભો જ રહ્યો. પછી એણે માથું નમાવી કહ્યું; "અમારા પેગમ્બરે અમને શીખવ્યું છે કે જે પોતાના ગુસ્સાને જીતે છે તે સમજુ માણસ છે."

અમીરે જવાબ આપ્યો, "હું નારાજ થયો નથી. તું તારે જા."

ગુલામ પાછો બોલ્યો, "અમારા પેગમ્બરે એ પણ શીખવ્યું છે કે જે ભૂલ કરનારને માફ કરે છે તે એનાથી પણ વધારે સમજુ છે."

અમીરે કહ્યું, "મેં તને માફી આપી છે. હવે તું જા."

ગુલામે ફરીને કહ્યું, "અમારા પેગમ્બરે એ પણ કહ્યું છે કે જે કોઈ બૂરાઈનો બદલો ભલાઈથી આપે છે તે સૌથી વધારે સમજુ છે."

અમીર હસ્યો. તે બોલ્યો, "હું તને ગુલામીમાંથી છુટકારો આપું છું. અને આ રૂપિયા પણ લે. જા અને ખુશીમાં રહે."

('ખારા ખાપુ'માંથી)

## ગરીબાઈ અને ભણતર

આપણે કેટલાંયે બાળકોને જોઈએ છીએ જેમને એમનાં માબાપો ભણવા મોકલતાં નથી. આપણે પૂછીએ: "કેમ ભાઈ, તમારા આ છોકરાને ભણવા મોકલતા નથી? જુઓને, તમે નાનપણમાં અક્ષરજ્ઞાન મેળવ્યું નહીં. એટલે તમને કેટલી મુશ્કેલી પડે છે? એવી મુશ્કેલી શું તમારા છોકરાને મોટપણે નહીં પડે?"

પેલા ભાઈ કહેશે, "તમારી વાત તો સાચી છે. પણ શું કરીએ? છોકરાને ભણવા મોકલીએ તો પછી આ નાની બબલીને કોણ રાખે? અમે બંને જણ આખો દી વૈતરું કરીને બે પૈસા લઈ આવીએ છીએ ત્યારે માંડ અમારું પેટિયું ભરાય છે. છોકરાને પણ ક્યાં સુધી ભણાવ્યા કરવો? હવે એ કંઈ નાનો નથી. એ પણ આમતેમ ફરે તો થોડું કમાઈ આવે એવો થોડા દીમાં થઈ જશે. ગરીબના નસીબમાં ભણતર કેવું?"

આમ બધાં ગરીબાઈને દોષ દે છે અને કેટલાંયે બાળકોનું ભણતર એળે જાય છે. પછી એ નિર્દોષ બાળકો મોટાં થઈને સાવ અભણ રહે છે!

ગરીબી એ જ કંઈ એવું કારણ નથી કે જેને લઈને આપણે આપણાં બાળકોને ભણાવી શકતા નથી. ખરી રીતે આપણે આપણી ફરજ સમજતા નથી. આમતેમ કમાઈને જેમતેમ પેટ ભરવું એ જ કંઈ જીવન નથી. માબાપોએ પેટે પાટા બાંધીને, થોડી અડચણ વેઠીને, પણ પોતાનાં બાળકોને ભણવા મોકલવાં જ જોઈએ. માબાપની એ મુખ્ય ફરજ છે.

અમેરિકાની એક સાચી વાત છે. એક ગરીબ સીદી બાઈ હતી.

એનું કોઈ જ સરું ન મળે. લાકડાના વેઢા એકઠા કરી એની ઝૂંપડી બનાવીને એ બિચારી રહેતી હતી.' એ બાઈ ને ત્રણ નાના છોકરા હતા. બાઈ ને એમ કે એના છોકરાઓ ભણીને મોટા થાય. એ બાઈએ ગરીબીનો પૂરેપૂરો અનુભવ કર્યો હતો. છોકરાઓ પણ આમ ગરીબાઈમાં સબડયા કરે અને અભણ રહે એ' આ ભલી બાઈ ને કયાંથી ગમે? એણે તો મન સાથે ગાંઠ વાળી હતી કે કોઈ પણ હિસાબે મારા છોકરાઓને ભણાવવા.

'હવે ગરીબાઈ પણ જુઓ ને! આ ત્રણ છોકરાઓ વચ્ચે એક જ પાટલૂન હતું. એમની માને તો છોકરાઓને ભણાવવાની જ ઇચ્છા ખૂબ. તેથી એ તો પોતાના છોકરાઓને તે પાટલૂન વારાફરતી પહેરાવી રોજ એકેકને ભણવા નિશાળે મોકલતી.

આ રીતે એ ગરીબ માતાએ પોતાના છોકરાઓને બને તેટલી કેળવણી આપી. છોકરાઓ પણ ભણવામાં હોશિયાર નીકળ્યા અને પોતાની અભણ તોયે ઉત્સાહી અને પ્રેમાળ માની હૂંફથી તેમાંનો એક છોકરો આગળ જતાં કૉલેજમાં પ્રોફેસર થયો, બીજો દાક્તર થયો ને ત્રીજો પાદરી થયો.

ગરીબાઈમાં અભ્યાસ ન જ કરી શકાય એવું પણ નથી. 'મન હોય તો માળવે જવાય' એવી આપણામાં કહેવત છે. તેથી ભલે આપણે ગરીબ હોઈએ તોયે જો જીવનને સુધારવા આગળ ભણવાનો વિચાર કરીએ તો જરૂર ભણી શકાય.

ઘણાં વરસો પહેલાંની વાત છે. કલકત્તા શહેરના એક અંધારા ઘરમાં એક ગરીબ છોકરો નોકર તરીકે રહેવા આવ્યો. એ ઘરમાં બધા મળીને ચાર જણ રહેતા

હતા. એ છોકરો બધું ઘરકામ કરતો હતો. તેથી એને ત્યાં ખાવાનું અને રહેવાનું મળી રહેતું.

એ છોકરો તો કલકત્તા ભણવા માટે આવ્યો હતો. પણ એ બિચારો એટલો બધો ગરીબ હતો કે આમ કામ કરીને ચલાવવું પડતું હતું. રાતે બિચારાને વાંચવા માટે કોઈ જાતની સગવડ પણ ન હતી!

તે રોજ સવારે ઊઠે, સ્નાન પતાવી શહેરમાં શાકભાજી લેવા જાય. બધાની રસોઈ એ એકલો જ કરે. રસોઈ થઈ જાય એટલે તે બધાને જમાડે. પછી પોતે જમીને વાસણ માંજી ગોઠવી દે.

મસાલો વાટીવાટીને અને લાકડાં ફાડીને તથા વાસણ ઘસી-ઘસીને તેના હાથના નખ પણ ઘસાઈ ગયા હતા.

કામ પૂરું થાય એટલે એ છોકરો કૉલેજમાં ભણવા જાય. સાંજે પાછો આવી ઘરનું બધું કામ કરીને પરવારી જાય એટલે અભ્યાસ કરવા બેસે. પણ એ બિચારા માટે દીવાની તો ક્યાંથી સગવડ હોય! એટલે તે રસ્તા પરના ગૅસના દીવા નીચે બેસીને અભ્યાસ કરે.

આટલી આટલી મહેનત કરી એણે વિદ્યા-અભ્યાસ કર્યો અને મોટપણે એનું નામ આખા હિંદમાં જાણીતું થયું. એ છોકરો તે શ્રી ઈશ્વરચંદ્ર વિદ્યાસાગર.

મુકુલભાઈ

---


વાંચવા જેવાં પુસ્તકો

મહાદેવભાઈનું પૂર્વચરિત

લેખક

નરહરિ દ્વા૦ પરીખ

કિં. રૂ. ૦-૧૨-૦ ટપાલરવાનગી ૦-૨-૦

આહાર અને પોષણ

ઝવેરભાઈ પટેલ

કિં. રૂ. ૦-૧૦-૦ ટપાલરવાનગી ૦-૨-૦

આંધળાનું ગાડું

જુગતરામ દવે

કિં. રૂ. ૦-૪-૦ ટપાલરવાનગી ૦-૨-૦

ખેડૂતનો શિકારી

જુગતરામ દવે

કિં. રૂ. ૦-૬-૦ ટપાલરવાનગી ૦-૨-૦

# દારૂબંધી! તારો જયજયકાર

મે માસમાં હું માઉન્ટ આબુ ગયો ત્યારે અમદાવાદના એક સારી પ્રૅક્ટિસ ધરાવતા વકીલસાહેબ મળ્યા. તેમની તબિયત બતાવતાં તેમણે કહ્યું કે "આ શરીર હમણાં ઓચિંતુ જ બગડ્યું છે. અને તેનું કારણ કદાચ મેં દારૂ બંધ કર્યો છે તે હશે." કારણ કે દારૂબંધી પહેલાં તેઓ દરરોજ ૪૦થી ૫૦ રૂપિયાનો દારૂ પીતા. મેં તેમનું શરીર તપાસી સમજણ પાડી કે તમારું શરીર બગડવાનું સાચું કારણ તમોએ વરસો સુધી દારૂ પીધો તે છે અને નહીં કે દારૂબંધી. ઊલટું દારૂ બંધ થવાથી તમારી તબિયત વધુ બગડતી જરૂર અટકશે. તેમણે દારૂબંધી પહેલાંનું પોતાનું જીવન, ગૃહજીવન, બાળકો વગેરે વિષે હૃદય ખોલીને વાતો કરી. "ડૉક્ટરસાહેબ, હું દરરોજ મારી આવકના પહેલા પચાસ રૂપિયા તો ખીસામાં બાજુ ઉપર મૂકી દેતો, તે પછી જે કંઈ વધુ આવે તો જ ઘરમાં વાપરવા આપતો. પરિણામે ઘરની જરૂરિયાતોમાં પૈસાની તંગી રહેતી. કેટલાંય વર્ષોથી મોટર રાખું છું. પણ ઘરના બાળકોને ભાગ્યે જ વાપરવા મળતી. ટૂંકમાં ગૃહજીવન જેવું જ કંઈ ન હતું." મેં પૂછ્યું: "દારૂબંધીને દોઢ માસ થઈ ગયો. હવે ગૃહજીવન કેમ ચાલે છે?" "મારા સાહેબ! હવે તો પૈસાની તો બહુ જ નિરાંત થઈ ગઈ છે. મને દારૂ સિવાય બીજી કોઈ કુટેવ નહીં હોવાથી મારું પોતાનું અંગત ખર્ચ માસિક ભાગ્યે જ રૂ. ૧૦ આવે છે. એટલે પહેલે મહિને જ ખાસા રૂપિયા બે હજાર બચ્યા છે. અને ઘરના માણસોને જોઈએ તેથીય વધુ પૈસા આપી શક્યો. બાળકોને રોજ મોટર ફરવા મળે છે. અને ઘરમાં બધાં હવે આનંદથી રહે છે." મેં પૂછ્યું: "આટલી જૂની ટેવ છોડવાથી કંઈ તકલીફ પડે છે?" વકીલસાહેબ: "પહેલાં થોડા દિવસ જરા અડચણ જેવું લાગ્યું. પણ હવે તો મને સરસ ઊંઘ આવે છે. ટાઈમ પણ બહુ મળે છે. કેસો પણ વધારે લઈ શકાય છે. અને સૌથી વધુ આનંદની વાત તો એ છે કે પૈસાની છૂટ થવાથી ઘરનાં બધાં માણસોના મુખ ઉપર

આનંદ અને સંતોષની લાગણી પ્રવર્તે છે." મેં કહ્યું: "તમારા જવાએ તો સરકારનો બહુ જ આભાર માનવો રહ્યો." વકીલસાહેબે જવાબ આપ્યો: "અલબત્ત."

આવાં કેટલાંય કુટુંબો દારૂબંધીથી સુખી થયાં હશે!

ડૉ. રમણલાલ સી. શાહ

## સળગબિંદુ

કેટલીક ચીજો જલદી સળગી ઊઠે છે. કેટલીકને સળગતાં વાર લાગે છે. પેટ્રોલ સહેલાઈથી સળગી ઊઠે છે. મેથીલેટેડ સ્પિરીટ પણ સહેલાઈથી સળગી ઊઠે છે. કેરોસીન પેટ્રોલ જેટલું જલદી સળગતું નથી. શિયાળામાં કોપરેલવાળી બત્તી સળગાવતાં બહુ વાર લાગે છે. ત્રણચાર દીવાસળી લગાડયા બાદ ખૂબ તપે ત્યારે જ તે સળગે છે.

બધી ચીજો એક જ ઉષ્મામાને સળગતી નથી. જે ઉષ્મામાને કોઈ પણ ચીજ સળગે તે ઉષ્મામાન તેનું સળગબિંદુ કહેવાય.

આપણા ઘરમાં વપરાતા ઘાસલેટનું સળગબિંદુ ૧૨૫ ફે. હોય છે. કેરોસીનના ડબા ઉપર તેની નોંધ હોય છે. ઘાસલેટ ઘર ઘર વપરાશની ચીજ હોઈ જો તે ઓછા ઉષ્મામાને સળગી ઊઠે તો આગના બનાવો વારંવાર બને. ૧૧૦થી ૧૧૩ ફે.નું ઉષ્મામાન તો આપણે ત્યાં ઉનાળામાં ઘણી વાર જોવા મળે છે. તેથી જે ઘાસલેટનું સળગબિંદુ ૧૨૫ ફે.થી ઓછું હોય તેને વેચવાની છૂટ નથી.

પેટ્રોલનું સળગબિંદુ તો તેથી પણ નીચું છે. સ્પિરીટ પણ બહુ ઓછા ઉષ્મામાને સળગે છે.

ફાનસનો દીવો સળગાવતી વખતે દિવેટ ઉપરના કેરોસીનનું સળગબિંદુ ૧૨૫ ફે.થી ઊંચુ હોય ત્યારે જ તે દિવેટ સળગે. દિવેટ સળગ્યા બાદ સળગવાની ક્રિયામાંથી છૂટતી ગરમી તે ઉષ્મામાન ટકાવી રાખે છે તેથી એક વાર સળગાવેલું ફાનસ ઓલવી નાખીએ નહીં ત્યાં સુધી સળગ્યા જ કરે છે. હવે એવા સળગતા ફાનસને પવનનું સખત ઝાપટું લાગે ત્યારે ઝડપથી પસાર થતો પવન તેની પાસેથી ગરમી લઈ જાય

તેથી ઉષ્મામાન ઓછું થવા લાગે. પવનનું ઝાપટું સખત હોય અને એ વધારે ગરમી લઈ જાય તો કોઈક વાર ઉષ્મામાન ૧૨૫° ફે. થી ઓછું પણ થઈ જાય. તે વખતે ફાનસ ઓલવાઈ જાય. જ્યાં સુધી સળગબિંદુ ૧૨૫°ફે.થી ઊંચું રહે ત્યાં સુધી ફાનસમાં ભડક ભડક થયા કરે પણ તે ઓલવાય નહીં. કોપરેલનું સળગબિંદુ કેરોસીન કરતાં ઊંચું છે. તેથી જ શિયાળામાં કોપરેલનો દીવો સળગાવતાં તકલીફ પડે છે. ત્રણચાર દીવાસળી ફક્ત દિવેટને તપાવવામાં જ વપરાઈ જાય છે અને તે પછી જ એ દીવો સળગે છે.

દીવાસળીને સળગવા માટે પણ તેના સળગબિંદુ જેટલા ઉષ્મામાનની જરૂર પડે છે. સાધારણ રીતે દીવાસળીને પેટીની બાજુએ ઘસવાથી ખપ પૂરતું ઉષ્મામાન મળી રહે છે. પણ ચોમાસામાં દીવાસળી હવાઈ જાય છે. તેને ભેજ લાગેલો હોવાથી ઘસવા છતાં પણ ઉષ્મામાન પૂરતું ઊંચું આવતું નથી. સળગવાની રાસાયણિક ક્રિયા થતી નથી, એટલે દીવાસળી નકામી જાય છે. દીવાસળીને ભેજ ન લાગે એમ રાખવાનો સાદો ઉપાય જરૂર ન હોય ત્યારે તેને ચૂલામાંની રાખમાં દબાની મૂકવાનો છે તેમ કરવાથી દીવાસળી હવાઈ જતી નથી.

*શિયાળામાં લાકડાં જલદી સળગતાં* નથી કારણ કે ઠંડીને કારણે, તેના સળગબિંદુ જેટલું ઉષ્મામાન થતાં વાર લાગે છે. સળગેલા લાકડાના કકડાને શિયાળાના ઠંડા દિવસે ચૂલા બહાર મૂકવાથી ઘણી વાર તે થોડી વારમાં જ ઓલવાઈ જાય છે. તેમ થવાનું કારણ એ છે કે બળતા લાકડા ફરતી ઠંડી હવા તેનું ઉષ્મામાન નીચું લાવે છે. સળગબિંદુ કરતાં ઉષ્મામાન નીચું આવી જાય ત્યારે તે લાકડું ઓલવાઈ જાય છે. ઉનાળામાં એવું બનતું નથી કારણ હવા ગરમ હોય છે અને લાકડાનું ઉષ્મામાન સળગબિંદુ કરતાં નીચું જતું જ નથી. હલકી જાતના કોલસા ઓછા ઉષ્મામાને સળગે છે અને સળગ્યા બાદ પણ તેનું ઉષ્મામાન ઊંચું રહેતું નથી. તેથી ઘણી વાર (શિયાળામાં ખાસ કરીને) તેના ઉપરનો ભાગ ઠરી જાય છે અને તેને ફરતી રાખ વળે છે. વખતોવખત સગડીના કોલસા

હલાવીને રાખ કાઢી નાખવી પડે છે તેથી તેવા કોલસે જલદી રંધાતું નથી, અને રાંધનારને અકળામણ આવે છે.

બંસીલાલ ગાંધી

## પૂરું થતું પખવાડિયું

કૉંગ્રેસની કારોબારી સમિતિની બેઠક ગઈ તા. ૧૨મીએ નવી દિલ્હી ખાતે મળી હતી. એમાં કૉંગ્રેસના આગામી અધિવેશનની તારીખ તથા પ્રમુખની ચૂંટણીના કાર્યક્રમ અંગે વિચારણા કરવામાં આવી હતી.

આપણા નાયબ વડા પ્રધાન સરદાર વલ્લભભાઈ પટેલ દેહરાદૂન ખાતે ૭ અઠવાડિયાં ગાળીને ગઈ તા. ૧૦મીએ નવી દિલ્હી આવી ગયા છે.

અનાજ પ્રાપ્ત કરવા અંગેની સમિતિએ પોતાનો હેવાલ સરકારને રજૂ કર્યો છે. સમિતિના જણાવ્યા મુજબ હાલમાં અનાજ પરનો અંકુશ દૂર કરવાનું સલાહ ભરેલું નથી.

ઉત્તર કોરિયા અને દક્ષિણ કોરિયા વચ્ચેના આંતરવિગ્રહનો દાવાનળ હજી સળગ્યે જ જાય છે. એક પક્ષની પાછળ રશિયા અને બીજા પક્ષની પાછળ અમેરિકાનું પીઠબળ હોવાથી એનો ક્યારે અંત આવશે એ કહેવું મુશ્કેલ છે.

મધ્યસ્થ ધારાસભાની કચેરી તરફથી જાહેર કરવામાં આવ્યું છે કે, તા. ૩૧મી જુલાઈએ મધ્યસ્થ ધારાસભાની બેઠક બોલાવવામાં આવશે અને તે બે અઠવાડિયાં સુધી ચાલશે. એ બેઠકમાં કોરિયાના આંતરવિગ્રહને લઈને ઊભી થયેલી આંતરરાષ્ટ્રીય પરિસ્થિતિ અંગે વિચાર કરવામાં આવશે એવું ધારવામાં આવે છે.

મ૦

વિષયસૂચિ



મુદ્રક અને પ્રકાશક : જીવણજી ડાહ્યાભાઈ દેસાઈ, નવજીવન મુદ્રણાલય, કાળુપુર, અમદાવાદ.

રજિ૦ નં. ૫

# લોકજીવન

યથા પ્રજા તથા રાજા

વર્ષ ૨ | અંક ૨૪

વાર્ષિક લવાજમ: દેશમાં રૂ. ૩
છમાસિક „ „ રૂ. ૨

અમદાવાદ, ૧લી ઓગસ્ટ, ૧૯૫૦

વાર્ષિક લવાજમ: પરદેશમાં
રૂ. ૫ શિ ૮

સંપાદકમંડળ

મગનભાઈ દેસાઈ — ગોપાળદાસ પટેલ
વિઠ્ઠલદાસ કોઠારી — મણિભાઈ દેસાઈ (તંત્રી)
બબલભાઈ મહેતા — જીવણજી દેસાઈ (વ્યવસ્થાપક)

## મારી પ્રાર્થના

મને મોક્ષ જ પ્રિય છે. મારો બધો પ્રયાસ આ જ જન્મારે મોક્ષ મેળવવાનો છે. છતાં જો હું મારો મનોરથ આ જન્મે ન સાધી શકું ને આપણે અસ્પૃશ્યતાના પાપમાંથી હજી મુક્ત ન થયા હોઈએ તો હું પ્રભુ પાસે બીજો જન્મ અંત્યજને ઘેર ઇચ્છું કે જેથી હું તેમનાં દુઃખોનો ખરો અનુભવ લઉં ને તે ઓછાં કરવા ભારે તપશ્ચર્યા કરું. હું માનું છું કે જે દયાધર્મ હું વૈષ્ણવ તરીકે શીખ્યો છું, જેનું પાન મેં તુલસીરામાયણમાંથી કર્યું છે તે મને એ જ પ્રાર્થના શીખવે છે. અંત્યજોની ઉપર હિંદુધર્મને નામે થતો અત્યાચાર મને અસહ્ય છે; દરેક હિંદુને તે અસહ્ય હોવો જોઈએ.

ગાંધીજી

# રામરાજ્ય કેવું હોય?

૩

### રાજ્યવહીવટ

૧. પુખ્તવય મતાધિકારને ધોરણે દર વર્ષે ગામમાં પાંચ ડાહ્યા અને કુશળ ભાઈ બહેનોનું પંચ ચૂંટાય. ગામડાનું એ સ્વ-રાજ્યતંત્ર ચલાવે.

૨. શિક્ષા કરવાની ખાસ પદ્ધતિ નહીં હોય. પરંતુ આ પંચ ધારા ઘડવાનું, વહીવટ ચલાવવાનું અને ન્યાય ચૂકવવાનું ત્રિવિધ કામ કરે.

૩. ગામના સંરક્ષણ માટે ચોકીદળની વ્યવસ્થા હશે.

૪. ગામડાનું સ્વરાજ્યતંત્ર ક્યારે પણ અન્યાય કરશે તો ગ્રામ-પ્રજાને માટે અહિંસાને માર્ગે સત્યાગ્રહ અને અસહકારના માર્ગો ખુલ્લા રહેશે.

૫. આ સ્વરાજ્યતંત્ર અ-હિંસાને ધોરણે છે. એમાં

(અ) વ્યક્તિનું સ્વાતંત્ર્ય છે.

(આ) પૂર્ણ લોકશાહી છે.

(ઇ) વ્યક્તિ તેમ જ સમાજ અહિંસાના કાયદાને સર્વોપરી ગણી તેને વફાદાર રહેશે.

(ઈ) આનો એ જ અર્થ નીકળે કે પ્રત્યેક ગ્રામવાસી પોતાના તેમ જ ગામના હિત માટે અ-હિંસાને માર્ગે બધું જ કુરબાન કરવાની નીડરતા અને તત્પરતા રાખશે.

રામરાજ્યની આ કલ્પના છે. આવા રામરાજ્યની પ્રાપ્તિ માટે આપણે શું કરીશું?

જેમને આવા રામરાજ્યમાં શ્રદ્ધા હોય તેઓ—

૧. સાચા કાંતનારા થાય અને બીજાને કરે.

૨. ગામના સાચા શિક્ષક બને.

૩. ગામના સાચા ભંગી બને.

આવું શાંત રચનાત્મક કામ કરતાં કોઈ એને દાદ ન આપે તોપણ પોતે પોતાનું કામ કદી છોડે નહીં.

સંપાદક
દિલખુશ બ૦ દીવાનજી

## 'યથા પ્રજા તથા રાજા'

આપણા દેશના નવા બંધારણ મુંજબ હવે પુખ્ત ઉંમરનાં સૌ સ્ત્રીપુરુષોને મત આપવાનો અધિકાર મળ્યો છે. એ એક રીતે આપણે માટે લાભદાયી છે. પરંતુ એનો ગેરલાભ ઉઠાવવા પણ કેટલાક કમર કસી રહ્યા હોય છે. જેઓ અધિકારના ભૂખ્યા છે તેઓ પોતાને મત શી રીતે વધારે મળે અને જો પોતે ચૂંટણીમાં ચૂંટાય તો એનો ઉપયોગ પોતાના સ્વાર્થ માટે કેટલો વધારે કરી શકાય એની જ ગડમથલમાં પડયા હોય છે. આપણો દેશ આઝાદ તો થયો છે, પણ એ આઝાદીને દીપાવવા માટે જે નીતિનું ધોરણ જળવાવું જોઈએ એ જળવાતું નથી. નાના નાના અધિકારીઓ વિષે પણ લોકોનાં મન ઊંચા જણાય છે. લોકોને એમ થઈ રહ્યું છે કે જે કાયદાનો અમલ થવો જોઈએ તેને જ એ માટે નિમાયેલા અધિકારીઓ ઉથાપે છે. આમ બધે અવિશ્વાસનું વાતાવરણ ફેલાતું જાય છે.

પરંતુ આમ અવિશ્વાસ લાવી નિરાશ થવું સારું ન કહેવાય. લોકોએ જ પોતાનું નીતિનું ધોરણ ઊંચું લાવવું જોઈએ. ખરી રીતે હવે લોકોએ જ પોતાનાં બાળકોને એવી તાલીમ આપવી જોઈએ તેમ જ ગામના વયોવૃદ્ધ વડીલોએ

ત્યાંના યુવાનોમાં એવી ભાવના પેદા કરવી જોઈએ કે જેથી ભવિષ્યમાં આપણે ત્યાં પણ એવો અધિકારી વર્ગ અમલમાં આવે જે પોતાનું જીવન પણ એટલું જ નિયમબદ્ધ કરે. અસલના વખતમાં એવા ભલા રાજાઓ થઈ ગયા છે જેમણે પોતાનો અધિકાર સારી રીતે ચલાવ્યો છે. તેથી જ તો એવા ભલા રાજાઓના વખતમાં દેશ આબાદ બનતો અને એની કીર્તિ બધે ફેલાતી.

રાજગૃહ નગરીમાં બિંબિસાર નામે રાજા રાજ્ય કરતો હતો. એક વખતે એવું બન્યું કે એ નગરીમાં આગ લાગી. કેટલાંયે ઘરો તારાજ થઈ ગયાં.

રાજાને આથી બહુ દુઃખ થયું. રાજાને વિચાર આવ્યો કે એક માણસ આ રીતે બેદરકાર રહે તેથી નગરીના બીજા લોકોને હેરાન થવું પડે છે, આખી નગરીને સોસવું પડે છે. આ સારું તો ન જ કહેવાય.

થોડી વાર પછી આગને બુઝાવી નાખવામાં આવી. રાજાએ એક ફરમાન કાઢ્યું: "હવે પછી જે માણસના ઘરમાં આગ લાગે તેણે જંગલમાં રહેવા ચાલ્યા જવું."

થોડા દિવસો પછી એકાએક રાજાના જ મહેલમાં આગ લાગી. બધે હાહાકાર થઈ રહ્યો. ખૂબ મહેનત પછી આગ કાબૂમાં આવી.

રાજાએ બધા અધિકારીઓને અને લોકોને ભેગા કર્યા. રાજા ગંભીર બની બોલ્યા, "મારા જ મહેલમાં આગ લાગી છે એટલે કાયદા મુજબ હવે મારે જંગલમાં રહેવા જવું જોઈએ. હું જો ગફલતમાં ન રહેત તો આવું ન બનત."

અમલદારો તો વિમાસણમાં પડી ગયા. તેઓ બોલ્યા, "રાજાજી,

આપની વાત છે તો સાચી. પણ આપ રાજા છો. રાજાનું કામ કાયદા બાંધવાનું છે. કાયદા બાંધનાર કરતાં કંઈ કાયદો વધારે મોટો હોઈ શકે નહીં."

લોકોએ પણ પોતાનો મત દર્શાવતાં કહ્યું: "રાજાજી, આપે ફરમાન કાઢયું છે એ ખરું, પણ આપ તો અમારા રાજા છો. આપને જેમ ગમે તેમ કરી શકો છો. આપની ઇચ્છામાં આવે તો કાયદો ફેરવી પણ શકો છો. અમે તો આપને જંગલમાં ન જવા દઈએ."

રાજા બિંબિસાર મક્કમતાથી બોલ્યા: "તમારી વાત સાંભળી મને દુઃખ થાય છે. મારા અધિકારીઓ અને મારા પ્રજાજનો આટલા નબળા મનના હશે એવું મેં માન્યું ન હતું. જો પ્રજા જ આમ નબળી હશે, ખોટા મમત્વમાં ઘસડાઈને સત્યને પણ બાજુએ મૂકવા તૈયાર થતી હશે તો પછી રાજા પણ શી રીતે પોતાનો અધિકાર, સત્યને માર્ગે ચલાવી શકશે? 'યથા પ્રજા તથા રાજા' જેવી પ્રજા તેવો રાજા. માટે મારા જેવાને ભલે સજા ભોગવવી પડે, પણ તમારે માર્ગ છોડવો નહીં. દેશની આબાદી પ્રજાના જ હાથમાં છે. માટે હવે પછી આવું નબળું મન રાખશો નહીં. કાયદા બાંધનાર માટે તો કાયદો સૌથી વધારે બંધનકર્તા છે."

એમ કહીને બિંબિસાર રાજા જંગલમાં રહેવા જવા ચાલી નીકળ્યા.

આપણામાં પણ જો આવી રીતે સત્યને વળગી રહેવાની શક્તિ આવે તો જ આજે ફેલાયેલો અસંતોષ કે અવિશ્વાસ આપમેળે નાશ પામે અને આપણો દેશ આબાદ થાય.

મુકુલભાઈ

# આપણે કેવા છીએ?

બનાસકાંઠાના એક ગામે હિંદુઓના પવિત્ર પુરુષોત્તમ મહિનામાં એક હરિજને શિવ-મંદિરના બારણે ઊભા રહી શિવજી-ને નમસ્કાર કર્યાં અને જાળીએથી અંદર બીલીપત્રો નાખ્યાં એ તેનો દોષ ગણાયો છે. છાપામાં જે સમાચાર આવ્યા છે તે પરથી તો એમ જણાય છે કે હરિજનના મનાયેલા અપરાધને માટે તેને બહુ મોટી સજા ખમવી પડત પણ તેણે પોતાના એક દીકરાને કોઈ ને ત્યાં ચાકર રાખવાનું કબૂલ કરી રૂપિયા ઉછીના લઈ ભર્યા ત્યારે તેનો છુટકારો થયો. આ બાબતમાં હજુરી તપાસ ચાલે છે છતાં પણ મળેલી માહિતીનો જેટલો ભાગ સાચો હોય તે બધો સવર્ણ ગણાતા લોકોને માટે શરમાવનારો છે અને માણસ ઘમંડ અને અજ્ઞાન-થી ધર્મને નામે કેવા દોષો કરી બેસે છે તેનો આ પુરાવો છે. આ ઘટના આપણે કેવા છીએ તે બતાવે છે, પણ ઈશ્વર આપણને સૌને સદ્બુદ્ધિ આપો.

પરીક્ષિતલાલ મજમુદાર

# પશુ પંખી ને ચામાચીડિયું

[ઈસપની એક વાત]

એક વાર પશુઓ અને પક્ષીઓ વચ્ચે મોટી લડાઈ થઈ. પશુઓ માથું વીંઝે, શીંગડાં મારે, બચકું ભરવા જાય અને લાતો ફેંકે; પક્ષીઓ પાંખો ફફડાવે, ચિચિ-યારીઓ પાડે, ને ચાંચ મારે; અને જેવાં પશુ મારવા આવે તેવાં તરત ઊડી જાય. એમ લડાઈ ચાલતી હતી. કેટલીય વાર સુધી આ કે તે કોઈ બાજુ હઠતી નહોતી. કોક વાર એમ લાગે કે પશુ જીતશે; કોક વાર એમ લાગે કે પક્ષી જીતશે.

આ લડાઈમાં ચામાચીડિયા-ની દશા બહુ દયાજનક હતી. તે પશુમાં ખપે એવું અને પાંખો હોવાથી પક્ષીમાંય ખપે એવું અદ્ધકદદ્ધકિયું પ્રાણી છે. એટલે પશુપંખીની લડાઈમાં તે કઈ બાજુ લડે? એણે એવી હોશિયારી કરી કે, શરૂમાં તો તે આમેય ન ગયું અને તેમેય ન ગયું; જોયા કરે કે કોણ ફાવે છે. 'પશુના પક્ષમાં જાઉં ને પક્ષીઓ જીતે તો! પક્ષીઓના પક્ષમાં જાઉં ને પશુઓ જીતે તો!'—આમ વિચારીને તે તાલ જોયા કરતું હતું.

લડાઈ આગળ વધી. ચામાચીડિયાને લાગ્યું કે, પશુઓ જીતશે કે શું? એટલે તે તરત તેમની બાજુ જોડાઈ ને લડવા લાગ્યું. ત્યાં તો પાછાં પક્ષીઓ જોર કરવા લાગ્યાં. ઝનૂનભેર તેમણે જંગ માંડયો. અને થોડી વારમાં તે જીતે એવો તાલ જામ્યો! આ જોઈ ચામાચીડિયું વિચારમાં પડી ગયું. પણ ત્યાં તો જંગ પૂરો થયો — પક્ષીઓ જીત્યાં! હવે?

પક્ષીઓની સેના ભેગી મળી. તેમનો સેનાપતિ જોતો હતો કે, કોને કોને કેટલું વાગ્યું; કોણે કોણે કેવી બહાદુરી કરી. જુએ તો સેનામાં ચામાચીડિયું પણ હતું. તેને જોઈ પંખીઓનો નાયક ગરજી ઊઠયો, 'કેમ અલ્યા! તું અહીં કયાંથી ભરાયું છે? હમણાં તો અમારી સામે લડતું હતું અને અમે જીત્યાં એટલે આમ આવી ગયું! જા અહીંથી હરામખોર; તું તો પશુદળમાં છે.'

અને લાગલાં પક્ષીઓ તેના ઉપર તૂટી પડયાં ને બિચારા ચામાચીડિયાને ભગાડયું. તે પશુઓ પાસે પહોંચ્યું.

પશુઓ કહે, 'અહીંથી પણ તું જા. તારો વિશ્વાસ કોણ કરે?' અને પશુઓ પણ એના પર તૂટી પડય

ચામાચીડિયાના હાલ થઈ ગયા. ન પશુદળ તેને લે, ન પક્ષીદળ. જ્યાં જાય ત્યાંના લોક તેને મારવા લે. બેમાંથી કોઈને મોં દેખાડવા જેવું રહ્યું નહીં. એટલે તેણે બિચારાએ નક્કી કર્યું કે, આપણે રાતે જ બહાર નીકળવું અને આખો દહાડો અંધારું ખોળીને કોઈ જગાએ ભરાઈ રહેવું. ત્યારથી ચામાચીડિયાં રાતે જ બહાર નીકળે છે. અને તેથી જ અડૂકદડૂકિયા માણસને ચામાચીડિયાની સાથે સરખાવાય છે. બેવફા માણસને બંને બાજુના લોક ધિક્કારે છે.

૨૫-૭-'૫૦ મગનભાઈ દેસાઈ

## જાત-સલામતીનો બંધારણ-સિદ્ધ હક

કાયદાની નજરમાં સૌ સરખા હોવા જોઈએ. બીજું, કાયદામાં રહીને વર્તનાર સૌને, તે મર્યાદા અંગીકાર કર્યા પછી, પૂરી સ્વતંત્રતા હોવી જોઈએ.

આ બે બાબતોમાં નાતજાત, ધર્મ, કામ, ભાષા, કે સ્ત્રી યા પુરુષ, કશાને લઈને ફેર ન પડવો જોઈએ. ભારતના બંધારણમાં આ બે વિષે જે મૂળ હક અપાયા છે તે અગાઉ આપણે જોયા.

આ ઉપરાંત એક બીજી વાત પણ રહે છે, તે નાગરિક પર સરકારે હાથ નાખવાની સત્તા વિષે. ગમે તેને ગમે તેમ પકડી શકાય કે પજવી શકાય, એમ ન બની શકે. દરેક નાગરિકને આ બાબતમાં સલામતી મળવી જોઈએ. બંધારણે આ વસ્તુને પણ મૂળહકમાં મૂકી છે. તે કલમોનો સાર જોઈએ:

કોઈ માણસના જાન કે તેની અંગત સ્વતંત્રતા પર, કાયદાએ સ્થાપિત કરેલી નીતિરીતિ મુજબ જ, હાથ નાખી શકાશે. તે સિવાય તે છીનવી નહીં શકાય.

કાયદા પ્રમાણે ગુનો કરે તેને જ સજા થઈ શકશે. ગુનો થાય તે વખતે જે કાયદો અમલમાં હોય, તેના ભંગ સિવાય કોઈ ગુનાની સજા નહીં હોઈ

શકે. એટલે કે, બની ગયેલી બાબત વિષે પછીથી કાયદો કરી તેને ગુનાવાર ઠરાવી સજા ન કરી શકાય.

• વળી, એકના એક ગુનાસર ફરી કામ ચલાવવામાં કે ફરી સજા કરવામાં નહીં આવે.

કોઈ ગુના માટે આરોપીને પોતાની જ સામે સાક્ષી બનવાની ફરજ નહીં પાડી શકાય. એટલે કે, ગુનો થયાનું સાબિત કરવાની જવાબદારી તેનો આરોપ મૂકનાર પર હશે.

ગુનેગારને પકડીને પૂરી રાખવામાં આવે ને અદાલત આગળ લઈ ન જાય, કે શું કામ પકડ્યો તેનું કારણ ન જણાવે, તો એ જુલમ ગણાય. તેથી નાગરિકના મૂળ હકમાં કહ્યું છે કે, પકડવામાં આવેલ માણસને, બને તેટલાં જલદી, તે માટેનાં કારણો જણાવ્યા વગર પૂરી રાખવામાં નહીં આવે. તેને પોતાને ફાવે તેવો વકીલ રોકી બચાવ કરવાનો હક રહેશે. પકડયા પછી ૨૪ કલાકની અંદર તેને મૅજિસ્ટ્રેટ સમક્ષ રજૂ કરવો જોઈએ.

આ વસ્તુ તો સામાન્ય ગુના માટે થઈ. પરંતુ યુદ્ધ વખતે તથા રાજ્યની હસ્તીને જ ભયમાં મૂકી દે તેવી બાબતોમાં પકડવા અંગે ખાસ વિચાર કરવો પડે છે. તેથી કરીને મૅજિસ્ટ્રેટ આગળ રજૂ કરવાની બાબત, આ બે પ્રસંગો વખતે, લાગુ ન પડે. જેમ કે, યુદ્ધ વખતે એવા માણસ મળી આવે જે પરદેશી શત્રુપક્ષના હોય. અથવા ગુનો થતો રોકવાની જરૂર હોય; જે માણસને વિષે ગુનો કરવાની ભીતિ હોય, તેવું કારણ સરકારને મળે, તો તેને અટકમાં લેવો પડે છે.

પણ અટકમાં લેવાનો અધિકાર અમર્યાદિત ન હોઈ શકે. તેથી એવી મર્યાદા આંકી છે કે, સામાન્યપણે ત્રણ માસથી વધુ મુદત અટકમાં નહીં રખાય.

કોઈ વાર તેથી વધારે મુદત માટે અટકની જરૂર લાગે, તો તેનો ખાસ કાયદો કરવો જોઈએ; પરંતુ તે કરતા પહેલાં હાઈકોર્ટના ન્યાયાધીશ જેવી લાયકાતના માણસોની સલાહ સમિતિ નીમવી જોઈએ અને તે એવી જરૂર છે એમ કહે તો જ ત્રણ માસની મુદત વધારવાનો કાયદો કરી શકાય.

હમણાં થોડા મહિનાથી કેટલાક લોકોને અટકમાં લેવાયા છે. તેમણે આ

મૂળ હકને આધારે કોર્ટમાં ફરિયાદ કરી, અને તેથી કોર્ટોએ તેવા લોકોને ઠીક ઠીક રાહત આપી છે. અંગ્રેજી રાજ્ય ચાલતું હતું ત્યારે અટકમાં લેવાની સત્તા લડતોને દાબવા સારી પેઠે છૂટથી ને ગમે તેવી જહાંગીરીથી વપરાતી. તેથી આપણા લોકોને આ સરકારી સત્તાનો બહુ માઠો અનુભવ મળ્યો છે. તે સામે બંધારણે જે સંરક્ષણ આપ્યું છે તે ભારે રાહત લાગે છે.

૨૪–૭–'૫૦ મગનભાઈ દેસાઈ

# પાણી, તેની વિશિષ્ટ અને ગુપ્ત ગરમી

આપણે જોઈ ગયા કે ઉષ્ણમાન માપવા માટે થર્મોમિટર નામનું સાધન વપરાય છે. કેટલાક લોકો એવું માને છે કે થર્મોમિટર ગરમી માપવાનું સાધન છે અને થર્મોમિટરનો આંકડો ગરમી બતાવે છે. આ માન્યતા ખોટી છે.

થર્મોમિટરમાં ફક્ત આપણને ઉષ્ણમાન મળે છે. કોઈક તળાવમાં પાણી કેટલું ઊંડું છે તે દેખાડવા આપણે વજનનું માપ નથી વાપરતાં. પાણી બે માથોડા ઊંડું છે અગર તો પાણી ૧૫ ફૂટ ઊંડું છે એમ આપણે કહીએ ત્યારે આપણે આખા તળાવમાં કેટલું પાણી છે તેનું માપ કહેતા નથી. ઉષ્ણમાનનું પણ એવું જ છે. એ ગરમી બતાવવાને બદલે ગરમીની સપાટી કેટલી છે તે જ બતાવે છે. તળાવમાં લાખો બેડાં પાણી હોય અગર તેનું માપ વજનમાં લઈએ તો બેપાંચ લાખ મણ પાણી થાય પરંતુ પાણીની સપાટી બેડાં કે મણથી નહીં મપાય. તે તો ફૂટથી જ મપાશે. તેમ ઉષ્ણમાન (ગરમીની સપાટી) થર્મોમિટરથી માપી શકાય પણ ગરમીનું માપ તે ન બતાવે.

ગરમીનું માપ કેલરીમાં થાય છે. એક નાની ચોરસ પતરાની ડબ્બી લઈએ. ડબ્બીની લંબાઈ, પહોળાઈ અને ઊંચાઈ ૧ સેન્ટિમિટર જેટલી હોય અને તેમાં પાણી ભર્યું હોય તો તેટલા પાણીનું વજન ૧ ગ્રામ વજન કહેવાય. ૧ ગ્રામ એટલે આશરે ચણાના વજન જેટલું થાય. આ એક ગ્રામ વજનના પાણીને ૦°સે. ઉષ્ણમાને લેવાનું અને તેને તપાવવાનું. જ્યારે પાણીનું ઉષ્મા-

માન ૦°સે.થી ૧°સે. જેટલું થાય ત્યારે તે પાણીને આપેલી ગરમી તે ૧ કેલરી કહેવાય. કેલરીનું માપ સીધેસીધું લેવાતું નથી, પણ પાણીનું વજન ગ્રામમાં કાઢીને અને ગરમી આપ્યા બાદ ઉષ્મામાન કેટલું ઊંચું આવ્યું તે જોઈને તેણે કેટલી કેલરી ગરમી લીધી તે ગણી શકાય.

પાણી જેટલી જ ગરમી બીજા કોઈ પદાર્થને આપીએ તો તે પાણી જેટલી જ ગરમી પચાવી શકશે નહીં. સરખાં વજનનાં તાંબાને અને જસતને સરખી જ ગરમી આપીએ તો તાંબું જલદી ગરમ થશે અને જસતને ગરમ થતાં વાર લાગશે. તેટલા જ પાણીને તેટલા જ ઉષ્માનમાને આવતાં તેથી વધારે ગરમીની જરૂર પડશે.

આમ જુદા જુદા પદાર્થોની ગરમી ગ્રહણ કરવાની શક્તિમાં ફેર પડે છે. કોઈ પણ પદાર્થની ગરમી ગ્રહણ કરવાની શક્તિને પાણીની ગરમી ગ્રહણ કરવાની શક્તિ વડે ભાગીએ અને જે આંકડો આવે તે તે પદાર્થની વિશિષ્ટ ગરમી કહેવાય. પાણીની વિશિષ્ટ ગરમી ૧ કેલરી છે. તાંબાની વિશિષ્ટ ગરમી $\frac{1}{10}$ કેલરી છે. બધા પદાર્થોમાં વધારેમાં વધારે વિશિષ્ટ ગરમી પાણીની ગણાય છે. આનો અર્થ એ થયો કે પાણી બીજા પદાર્થ કરતાં બહુ ધીમે ગરમ થશે. તેવી જ રીતે તેને ઠરતાં પણ વધારે સમય લાગશે. પાણીનો આ ગુણ ખૂબ ઉપયોગી છે. દરિયાકિનારે રહેલાં ગામોમાં દિવસે જમીન જલદી ગરમ થાય પણ પાણી ઠંડું જ રહે. તેને ગરમ થતાં વાર લાગે. જમીન તપે તેથી જમીન પાસેથી હવા ગરમ થઈ ઊંચે જાય અને દરિયા તરફથી ઠંડી હવા જમીન તરફ આવવા માંડે. એટલે ગમે તેવી ગરમ ઋતુમાં પણ દરિયાકિનારે આવેલાં ગામોમાં બહુ ગરમી લાગતી નથી. દરિયા તરફની ઠંડી હવા આવતી હોવાથી વાતાવરણ ખુશનુમા રહે છે. વળી રાતે જમીન જલદી ઠરી જાય, જ્યારે આખા દિવસનો તાપ ખાઈને ગરમ થયેલું પાણી જલદી ઠરવાનું નહીં. એટલે રાતે હૂંફાળા પાણીને લઈને ટાઢ ઓછી લાગે. આ જ કારણે મુંબઈમાં શિયાળામાં ઠંડી ઓછી લાગે છે, જ્યારે દરિયાથી દૂર આવેલા પ્રદેશોમાં ઠંડી ખૂબ લાગે છે.

આપણે પાણીને તપાવીએ તો તે ગરમ થઈ ઊકળવા લાગે. તેમાં થર્મોમિટર મૂકયું હોય તો તેમાં પારો ૧૦૦°એ આવીને સ્થિર રહે. પાણી ઊકળીને તેની વરાળ થાય. આમ પાણીની વરાળ બનાવવા આપણે ખૂબ ગરમી આપવી પડે છે પણ થર્મોમિટરમાં પારો તો ૧૦૦°સે.થી ઊંચે ચડતો જ નથી. આવી રીતે ઊકળતા પાણીને વરાળમાં ફેરવવામાં ગરમી આપવી પડે છે તેને વરાળની ગુપ્ત ગરમી કહેવામાં આવે છે. આ ગરમી ઉષ્ણામાન ઊંચું લાવી શકતી નથી માટે ગુપ્ત કહેવાય છે. આ ગરમીનું માપ લઈ શકાય છે. ૧ ગ્રામ ઊકળતા પાણીની વરાળ બની જાય ત્યાં સુધીમાં ૫૩૬ કેલરી જેટલી ગરમી આપવી પડે છે. તેથી જ ઊકળતા પાણીથી કોઈ દાઝી જાય અને વરાળથી દાઝી જાય તો વરાળનો ડામ વધારે લાગે છે. રાંધવા માટે કૂકર આવે છે તેમાં વરાળથી બાફવાની સગવડ હોય છે. અને કૂકરનું ઢાંકણું ફીટ રહેતું હોવાથી વરાળ બહાર નીકળી જતી નથી. તેથી તે વરાળનું દબાણ પણ અંદર વધે છે. વધેલા દબાણે પાણીનું ઊકળબિંદુ પણ ઊંચું આવે છે. તેથી જ કૂકરમાં ઓછા કોલસાથી જલદી રંધાય છે.

બરફને પીગળવા પણ ગરમીની જરૂર પડશે. પણ આ ગરમીથી થર્મોમિટરનો પારો ઊંચો નહીં આવે. ૧ ગ્રામ બરફને પિગળાવવા ૮૦ કેલરીની જરૂર પડે છે. ૧ ગ્રામ ઠંડું પાણી ૦°સે હોય તો તેને ઠંડું કરવા તેમાંથી ૮૦ કેલરી જેટલી ગરમી લઈ લેવી જોઈએ. હિમ પડે છે ત્યારે ઉષ્ણામાન ૦°સે. થી નીચું હોય છે અને વનસ્પતિમાં ફરતું પાણી ઠરી જાય છે અને તે ચીમળાઈ જાય છે. આ વખતે ખેતરમાં ખૂબ પાણી પાવામાં આવે તો પાણીનો જથો વધારે હોઈ તે જલદી ઠરી નહિ જાય. દરેક ગ્રામ પાણી ૮૦° કૅલરી જેટલી ગરમી આપ્યા બાદ જ ઠરશે. એટલે ખેતરને ખૂબ પાણી પાઈને પાકને હિમની અસરમાંથી બચાવી લેવાય. જ્યાં પાણીની છૂટ હોય અને વધારે પડતા પાણીથી નુકસાન ન થાય એવો પાક હોય ત્યાં આ ઉપાય અજમાવી શકાય.

બંસીલાલ ગાંધી

# સકરૂખાંનો કૂવો

એક દિવસ ગોશાળાના કૂવા પર થોડું કામ ચાલી રહ્યું હતું. તેની પર કડિયા સકરૂખાં કામ કરી રહ્યા હતા. તેમની સાથે શ્રી. બદ્રીનારાયણ સોઢાણી-એ અમારો પરિચય કરાવ્યો અને કહ્યું કે એ ભાઈ ઘણા મહેનતુ અને ધાર્મિક વૃત્તિનો છે. તેમણે આખા જીવનની કમાણી ખર્ચી એક સુંદર કૂવો બનાવ્યો છે, તે સમય મળ્યે જોઈ આવજો. મેં આ વાત સાંભળવામાં કંઈ ખાસ ધ્યાન ન આપ્યું. સાંભળી લીધું અને કહી દીધું, જોઈશ. આ સાંભળી મેં એમ માન્યું કે બનતા સુધી તે એકલા હશે અને પાસે કંઈ પૈસા પડયા હશે તેથી કૂવો બનાવ્યો હશે. એક દિવસ સવારે સકરૂખાં મારી પાસે આવ્યા અને કહેવા લાગ્યા કે, 'તમે મારો કૂવો જોવાનો કહ્યો હતો તો ચાલો.' તે વખતે મારી પાસે બીજું કામ હતું પણ તેમના પ્રેમભર્યા આગ્રહથી મારે તેમની સાથે જવું પડયું. મે જઈ કૂવો જોયો. તેની બાંધણી, પાણીની વ્યવસ્થા અને સગવડ જોઈ મને ખૂબ હર્ષ થયો. કૂવાની ઊંડાઈ ૯૯ ફૂટ હતી. તેની ઉપર ચારે તરફ પાણી ખેંચવાની સુંદર વ્યવસ્થા હતી જેની પર ગરગડી લગાવેલી હતી. તેની ઉપર ચારે તરફના ચબૂતરાના ઘેરાવાનું ક્ષેત્રફળ ૩૬-૩૬ ફૂટ હતું. આ ચબૂતરો જમીનથી એટલો ઊંચો હતો કે એની નીચે ત્રણ ખોલી અને એક પાણીનું ટાંકું પણ બનાવેલું હતું. ચબૂતરાની બનાવટ એવી છે કે જેથી વરસાદનું પાણી પોતાની મેળે ટાંકામાં ભેગું થાય, અને પાણી વધારે વરસે તો પછી પાણી કૂવામાં ન જતાં બહાર ચાલ્યું જાય તે પર એક પ્રસંગ કહી સંભળાવ્યો. 'કૂવો તૈયાર હતો, ટાંકું ભરેલું નહોતું. હું સંશયમાં હતો કે હું તે ભરાવું કે નહીં, ને પ્રારંભ શી રીતે કરું? એકાએક વાદળાં આવ્યાં, વરસાદ પડયો. જોઉં તો અડધું ટાંકુ ભરેલું છે. બીજે દિવસે પણ તેમ થયું ને ટાંકું પૂરું ભરાઈ ગયું. આ પ્રમાણે ભગવાને જ મારી પરબ ભરવાની શરૂઆત કરી.' પાણીના ટાંકાની લંબાઈ ૧૧', પહોળાઈ ૭'-૪" અને ઊંડાઈ ૫'-૬" છે. તેમાં દરરોજ

ચોખ્ખું પાણી ભરેલું રહે છે. નીચે હવાડો (પશુઓને પાણી પીવા માટે) બનેલો છે. બે હવાડા છે, જેથી એકમાં પાણી રહે ને બીજો સાફ થાય. શ્રી સકરૂખાં પોતે પાણીને ગાળીને સાફ કરતા રહે છે અને તેને સદા પૂરેપૂરું ભરેલું રાખે છે, જેથી બકરીઓ પણ વધારે ડોકાવ્યા સિવાય સરળતાથી પાણી પી શકે. પોતે જ તેને સાફ કરી તેમાં ચૂનો લગાવે છે. આ કૂવો એ જ, તેમની ઈશ્વરભક્તિનું સ્થાન છે. પશુઓને પાણી પીતાં જોઈ તથા ગરીબ હરિજનોનાં ટોળાંને પાણી ભરતાં જોઈ તેમનો આનંદ સમાતો નથી.

સકરૂખાંના કુટુંબમાં ચાર માણસો છે. પતિ, પત્ની એક છોકરો અને ૮૩ વર્ષની વૃદ્ધ મા. મા અત્યારે પણ પોતાનું કામ કરી લે છે તથા બકરીઓને ચરાવવા લઈ જાય છે. સકરૂખાંની પોતાની ઉંમર ૬૩ વર્ષની છે, છતાં આજ કામ કરવાની એટલી જ લગન છે. કડિયાકામ કરે છે, રોજના બે રૂપિયાની આસપાસ પડી જાય છે. છતાં યુવાન જેવી લગન, તત્પરતા અને કાર્યકુશળતા જણાઈ આવે છે. કૂવો બનાવવા તેમણે રૂ.૪,૦૪૫ ખર્ચ કર્યું. ચણતર બધું પોતાને હાથે કર્યું. આ બધા રૂપિયા એવી જ રીતે જાતમહેનતથી પેદા કર્યા છે. ૩૩ વર્ષ સુધી લાગલાગટ મહેનત કરી ખાવાપીવામાં કરકસર કરી એક એક પાઈ બચાવી આ રૂપિયા બચાવ્યા હતા. સંવત ૧૯૯૨માં મજૂરી કરવા નીકળ્યા, ૧૯૯૫માં કૂવાના કામની શરૂઆત કરી, ૧૮ દિવસમાં પાણી નીકળ્યું અને બાકીનું બધું કામ ચાર મહિનામાં પૂરું કર્યું. ત્યાર પછી આજે ૧૧ વર્ષ થયાં. બળદ, કોસ વગેરે કંઈ પણ પાણું કાઢવાનું સાધન નથી, છતાં ભાડું આપીને હવાડો ભરાવે છે. અને પોતાના પરસેવાની કમાણીમાંથી આ રીતે બીજા રૂ. ૨,૭૦૦ પાણી કાઢવા પાછળ ખર્ચ કરી દીધા છે.

તેમના ઘરમાં જઈ જોયું તો અપરિગ્રહની સાક્ષાત્ મૂર્તિ. બધો મળી ઘરમાં માંડ ૨૭ રૂપિયાનો સામાન હશે. મહેનત કરી જે કમાય તે પુણ્યકામમાં ખર્ચી નાખે છે અને પછી પૈસા તો ક્યાંથી જ ભેગા થયા હોય! એક તૂટેલો ખાટલો, એક ગોદડી, એક ઘંટી અને કેટલાંક

છાણાં આ જ તેમનું કીમતી ધન હતું ને તેનાથી તે બધી સંસારની ચિંતાઓ-થી મુક્ત હતા. કૂવા સિવાય બીજી કોઈ અભિલાષા, આકાંક્ષા કે ચિંતા નથી. સંકરૂખાંનો છોકરો એક મુસલમાન પાસે દરજીનુ કામ શીખતો હતો. જ્યારે તે દરજી પાકિસ્તાન જવા લાગ્યો ત્યારે આ છોકરાને પોતાનું મશીન, કબાટો વગેરે જે પાંચસોનો માલ હતો તે એકસોમાં આપવા લાગ્યો. છોકરાએ પોતાના બાપને વાત કરી તો બાપે જણાવ્યું કે, પાંચસોનો માલ સોમાં આપણે કેવી રીતે લઈ શકીએ? તે હજમ પણ કેવી રીતે થાય? જો એ સામાન લેવો હોય તો પૂરા પૈસા આપીને જ લેવો જોઈએ. છેવટે તે માલ ન લીધો. આ પ્રસંગ મને છોકરાએ દુઃખી હૃદયે કહી સંભળાવ્યો, કારણ કે તે સકરૂખાંની દૃષ્ટિ સમજી શકતો નહોતો. સકરૂખાંની નિષ્ઠા તો પોતાના પરસેવાની કમાયેલી વસ્તુ પર છે. આમ માલ પડાવી લેવો તેમને ચોરીનો માલ ખરીદવા જેવો લાગ્યો એટલે સાફ ના પાડી દીધી. અસ્તેય વ્રતવાળા માટે આ સુંદર દાખલો પૂરો પાડે છે.

બળવંતસિંહ (ચાલુ)
('હરિજનબંધુ'માંથી)

## જાતમહેનત

મનુષ્યમાત્ર શરીરનિર્વાહ શારીરિક મહેનતથી કરે તો જ તે સમાજના ને પોતાના દ્રોહમાંથી બચી શકે. જેનું અંગ ચાલી શકે છે ને જેને સમજણ આવી છે, તેવાં સ્ત્રીપુરુષે પોતાનું બધું નિત્યકામ જે પોતે આટોપવા યોગ્ય હોય, તે આટોપી લેવું જોઈએ; અને બીજાની સેવા વિના કારણ ન લેવી જોઈએ, પણ બાળકોની, અપંગોની તથા વૃદ્ધ સ્ત્રીપુરુષોની સેવા પ્રાપ્ત થાય ત્યારે તે કરવાનો . . . પ્રત્યેક મનુષ્યનો ધર્મ છે.

આશ્રમમાં મજૂરો અનિવાર્ય હોય ત્યાં જ રાખવામાં આવે છે, ને તેમની સાથે શેઠચાકરનો વહેવાર નથી રાખવામાં આવતો.

('મંગળપ્રભાત'માંથી) ગાંધીજી

# પૂરું થતું પખવાડિયું

મુંબઈ સરકારે હાઈકોર્ટના ચુકાદાને માન્ય રાખીને પ્રાન્તની જુદી જુદી જેલોમાં અટકાયતમાં રાખવામાં આવેલા સો ઉપરાંત અટકાયતીઓને છોડી મૂક્યા છે.

અતિવૃષ્ટિને કારણે તાજેતરમાં કાઠિયાવાડના કેટલાક ભાગોમાં નદીઓમાં પૂર આવવાથી જાનમાલનું ઘણું નુકસાન થવા પામ્યું છે. સંકટગ્રસ્ત વિસ્તારમાં ગુજરાત પ્રાંતિક સમિતિએ લોકોને રાહત આપવાનું કાર્ય ઉપાડી લીધું છે.

કોરિયામાં ચાલતા આંતરવિગ્રહમાંથી કોઈ પણ પળે મહાયુદ્ધ ફાટી નીકળવાનો સંભવ હોવાથી એ ઝઘડાની પાછળ રહેલી બે મહાન સત્તાઓ રશિયા અને અમેરિકા વચ્ચે સમાધાન કરાવવાના પંડિત નેહરુના પ્રયત્નને અમેરિકાના કટ્ટર વલણને લીધે નિષ્ફળતા સાંપડી છે.

કાશ્મીરના પ્રશ્નનો શાન્તિભર્યો ઉકેલ લાવવા માટે નવી દિલ્હી ખાતે સંયુક્ત રાષ્ટ્રસંઘના સંધિકાર સર ઓવન ડિકસન તથા હિંદ અને પાકિસ્તાનના વડા પ્રધાનો વચ્ચે નવી દિલ્હી ખાતે તાજેતરમાં વાટાઘાટો ચાલી હતી. પરંતુ આ વાતો કાશ્મીરના પ્રશ્નનો શાન્તિભર્યો ઉકેલ લાવવામાં હાલ પૂરતી તો નિષ્ફળ નીવડી છે. હવે આ અંગે આવતા મહિનામાં કરાંચી ખાતે વાટાઘાટો ચાલશે એવી ખબર છે.

મુંબઈ રાજ્યની ધારાસભાની અમદાવાદ માટેની ખાલી પડેલી મજૂર બેઠક માટે થયેલી ચૂંટણીમાં અમદાવાદ મજૂર મહાજન સંઘના મંત્રી શ્રી. શ્યામપ્રસાદ વસાવડા ઘણી મોટી બહુમતીથી ચૂંટાયા છે.

મ૦

વિષયસૂચિ પૃષ્ઠ



મુદ્રક અને પ્રકાશક : જીવણજી ડાહ્યાભાઈ દેસાઈ, નવજીવન મુદ્રણાલય, કાળુપુર, અમદાવાદ.